# હિંદુ ધર્મ શાસ્ત્ર.

## સુધારા તથા વધારા

સાથે



તૈયાર કરનાર,

**હરિદાસ વખતચંદ વોહોરા.**

એજન્સી વકીલ, ધ્રાંગધરા ન્યાયાધીશ, અને

પુરાવાની ટીકાનો રચનાર.

**અમદાવાદમાં**

પાનકોરને નાકે બચ્ચા જમાદારની હવેલીમાં "સમશેર

બાહાદુર" છાપખાનામાં સવાઇભાઇ રાયચંદે

છાપ્યું.

સને ૧૮૮૭

*To*

H. H. THE RAJ SAHEB,

SIR MANSINJI, K. C. S. I.,

**OF DHRANGDRA.**

As an humble Tribute of Respect for His Highness' Proficiency in, & Excellent knowledge of Hindu Law and conseqnent Administration of substantial Justice,

This book

is

*By H. H.'s kind Permission,*

*Most Respectfully Dedicated*

*By H. H.'s most obedt. servt.*

HARIDAS V.

---

**ધ્રાંગધરાના**

**ખુદાવંત માહારાધીરાજ માહારાણા શ્રી**

**સરમાનસીંહજી કે. સી. એસ. આઈ;**

**રાજસાહેબ બાહાદુર**

ને

હિંદુ ધર્મ અને ન્યાયશાસ્ત્રમાં માહારાજા સાહેબની પ્રવીણતા અને અત્યુત્કૃષ્ટ જ્ઞાનની, અને તેથી તેમના અદલ ન્યાયની એક નાની સરખી નિશાની દાખલ.

આ ગ્રંથ

માહારાજા સાહેબની મેહેરબાની ભરેલી પરવાનગીથી

ઘણાજ માનપૂર્વક

અર્પણ કર્યોછે.

**હરીદાસ વખતચંદ**

# પ્રસ્તાવના.

૧ હિંદુઓનો, તેમના પોતાના ધારા અને રીતરીવાજ પ્રમાણે ઈનસાફ થવાનો, હક પહેલવહેલો રેગ્યુલેટીંગ આકટના સન ૧૭૮૧ના સુધારાના આકટથી મંજુર કરેલોછે. ત્યાર પછી વિસ્તારથી એ હકનું સને ૧૭૯૩ ના રેગ્યુલેશન ૪ થા સંરક્ષણ કરેલું છે. મુંબઈને માટે સને ૧૭૯૭ના રેગ્યુલેશન ૪ થી હિંદુ પ્રતીવાદીઓને વધારે વિસ્તારવાળો હક આપ્યોછે. પણ આપ્તર વારસાની અને કેટલીએક કરારની બાબતો કાયમ રહેલીછે, અને તેમાં પણ જુદા જુદા આકટથી કેટલોએક સુધારો થયેલોછે. કે જે આકટો એકંદર આ પુસ્તકની પુરવણીમાં પાછલ આપ્યા છે.

૨ હિંદુ ધર્મ શાસ્ત્ર એટલું તો પ્રાચીન કૃતીનું છે કે તેનો જોસભર અમલ ચાલતો હતો તે વખત દુનીઆની બીજી બધી પ્રજાઓ જંગલી અવસ્થાની અંદર ડુબેલી પડી હતી અને તે વખતના નિયમો એટલી બધી સુધરેલી સ્થિતિને પામ્યા હતા કે તે જોઇને કોઈપણ ઈંગરેજી સદગ્રહસ્થ આશ્ચર્ય પામ્યા વગર રહેતા નથી.

હિંદુ ધર્મ શાસ્ત્રના અમુક નીયમો વીશે મદ્રાસના એક નામાંકીત જ્યુરીસ્ટ **સર ટોમસ સ્ટ્રેન્જ** સાહેબ એવી તો તારીફ કરેછે કે "કેટલાએક નજીવા અપવાદો "બાજુ પર રાખતાં હિંદુ પુરાવાનો કાયદો સાહેદોની લાયકી નાલાયકી મુકરર કર"વામાં અને તેમાંથી પસંદ કરવામાં જે ઊંચી પ્રકારની બુદ્ધિની જરૂર છે તે બા"બતથી, તેમજ સાક્ષીઓને તપાસવાની તથા તેમના ઉપર કેટલો વિશ્વાસ અને "વજન રાખવું તે બતાવનારી રીતથી તેમજ સત્ય કઢાવનાર તથા જેથી સત્ય કાઢ"વાની ફરજ પડે તેવી બાબતથી. ભરપુર છે, અને આપણા પોતાના પુરાવાના ધારાની "બરોબરજ ઘણે ખરે ભાગે પ્રસીધી પામેલોછે. તેને માટે એટલું બધું કહેવું "યોગ્ય છે કે કોઈ પણ ઇંગરેજી વકીલ, બારીસ્ટરને તે વાંચવાથી જેટલો અચંબો "તથા ખુશાલી ઊતપંન થાયછે, તેના કરતાં તેનો અભ્યાસ કરવાથી તેને કાંઈ "પણ ઓછો લાભ મલેછે એમ કહી શકાય નહીં. આટલું ઉંચુ માન કોઈપણ "રીતે વધારે પડતુ નથી. અને હિંદુ પુરાવાના કાયદાને માટે અમારો અચંબો તથા "તારીફ એથી પણ વધારે દરજે અમને એમ યાદ આવતાં વધી જાયછે કે તે "કાયદો ઇશુખ્રીસ્તનાં જનમ પહેલાં ઓછામાં ઓછાં ૧૨૮૦ વરસ ઉપર અમલમાં "હતો. આવો વીચાર મન ઉપર આવતાં જણાવ્યા શીવાય રહેવાતું નથી કે એ "વાત ઇંગ્રેજી પુરાવાના કાયદાને વધારે હલકે દરજજે એવી રીતે લાવી મુકેછે કે "તેવા પ્રાચીન વખતમાં હિંદુ પુરાવાનો ધારો અસલ કૃતીનો હતો અને ઇંગ્રેજી

"પુરાવાનો ધારો જુદી જુદી પ્રજાઓમાંથી અને જુદા જુદા કાયદાઓમાંથી હાલ "તાજેતર એકઠો કરેલોછે." આ બધી પ્રશંસા હિંદુ ધર્મશાસ્ત્રના બીજા બધા ભાગોને સરખી રીતે લાગુ પડેછે કેમકે બીજા ભાગો કાંઈ ઓછી પ્રેષ્ટાઈને પામ્યાછે, એમ કાંઈ નથી.

૩ માટે **दरेक हिंदुए हिंदुधर्मशास्त्र जाणवुं जोइए** એટલુંજ નહીં પણ તેનાથી **बनी शके तेटलुं अभ्यसन पण करवुं जोइए.** તેથી પણ વીસેષ ન્યાયના ધંધામાં ગુથાયલા સદગ્રહસ્થોને જાણવાની જરૂર છે.

૪ **हिंदुधर्मशास्त्र** એ એક એવો તો દુર્ઘટ વિષય છે કે તેનું જ્ઞાન સંપાદન કરવામાં જે મુશીબતો પડેછે તે દરેક વાંચનારના જાણવામાંછે આ મુશીબતોનાં કારણોના ત્રણ વર્ગ પડેછે.

(૧) એક તરફ (**अ**)**हिंदुधर्म** પુસ્તકો અસલ સ્થિતિમાં મળ્યાંજ નથી, બીજી તરફ (**ब**)ગયેલા કાળમાં એટલી તો વધઘટ થયેલીછે કે અસલ સ્થીતી અને નવી સ્થિતિ વચેનો સબંધ ભાગ્યેજ કાયમ રહ્યાનું માની શકાય અને ત્રીજી તરફ (**क**)કોઈ નિયમનો ખરો અર્થ શું છે તે ચોકસ કરવામાં હાલના વિદ્વાન ન્યાય કરનારાઓનાજ જુદા જુદા મત પડેછે, એમ કાંઈ નથી પણ પ્રાચીન ટીકાકારોએ પણ જુદી જુદી રીતે અર્થ કરેલાછે.

એક દાખલા તરીકે **मनुस्मृति** કે જેને **मानव धर्म शास्त्र** કરીને કહેછે તે **स्मृति** તરફ ધ્યાન ખેંચીએ. **नारद** મુની પોતાની પ્રસ્તાવનામાં કહેછે કે **मनु**નું પુસ્તક અસલ ૧૦૦૦ પ્રકરણ અને ૧૦૦૦૦૦ શ્લોકમાં હતું, **नारदे** તેનું ટુંકું કરી ૧૨૦૦૦ શ્લોકમાં લાવી મુક્યું અને **सुमातिए** પાછું ૪૦૦૦ શ્લોકમાં લાવી મુક્યું. જે પુસ્તક હાલ આપણી પાસે છે તે ૨૬૮૫ શ્લોકનુંજ છે, માટે તે ત્રીજું દોહન હોવું જોઈએ. વળી કોઇ કોઈ ઠેકાણે **वृधमनु** કરી લખેલુંછે, બીજી જગ્યોએ **ब्रहतमनु** કરી લખેલુંછે. બીજી તરફ હાલ જે **मनुस्मृति** આપણી પાસે છે તે **वासिष्ठ**માંથી અમુક નિયમ ટાંકેછે કે જે નિયમ **वासिष्ट**માં જોવામાં આવેછે. તે **वासिष्ठ** પાછો **मनु**માંથી કેટલાએક શ્લોક ઉતારેછે જેમાંના બે હાલ માલમ પડેછે અને બે માલમ પડતા નથી. તે બેમાંનો એક શ્લોક તો એવા છંદમાં છે કે તે છંદ પણ આપણી પાસેની **मनुस्मृति**માં નથી. તેથી ઉઘાડી રીતે માલુમ પડેછે કે જે **मनु**નો **वासिष्ट** ઉતારો કરેછે તે **मनु**, અને જે **मनु** **वासिष्ट**માંથી ઉતારો કરેછે તે **मनु**, વચ્ચે ઘણો લાંબો અંતર હોવો જોઈએ. "**बृहस्पति**નું એક વચન કે જે **व्यवहार मयुख**નો કર્તા ટાંકેછે તેમાં **बन**-ની બતાવણી કરી નથી. પણ **बृहस्पति**ની એક બીજીજ આવૃતિ જેની **जगन्नाथ** બતાવણી કરેછે તેમાં ફરજંદ, ઓરત અથવા બાપના અભાવે **बन**ની બતાવણી કરીછે

અને તેનો તરજુમો કરવામાં મી० कोलब्रुक, "माना प्रमाणं"એ શબ્દો પેહેલા પુસ્તક ઉપરથી વધારેછે, અને આજ પ્રમાણે બીજા પુસ્તકો માટે સમજવાનુંછે.

(૨) બીજા વર્ગની મુસ્કલી આ પ્રમાણે છે.

મુળ ધર્મ પુસ્તકોજ એક બીજાથી વીરૂધ નીયમો આપેછે એટલુંજ નહી પણ કોઇ એકજ પુસ્તકના નીયમો પણ પરસ્પર વિરૂધતા વગરના નથી. એક દાખલા તરીકે, व्यवहार मयूख તરફ નજર કરીએ. व्यवहार मयूखમાં નિલ્કંઠ વેહેચણના વિષય ઉપર લખતાં જણાવેછે કે બેન હીસો લેવાને પાત્ર છે પણ જો ફરજંદ, ઓરત અથવા માવતર ન હોય તો. અને પાછો એજ નીલ્કંઠ વારસા પ્રકરણમાં દાદી અને બેનની જગો ભાઇના દીકરા પછી મુકરર કરેછે.

(૩) ત્રીજા વર્ગની મુસ્કલી એમ છે કે આ ધર્મ પુસ્તકોમાં કહ્યાં કઇ જગ્યોએ લાગુ છે એ વાત એ પુસ્તકોએ મુકરર કરેલી નથી. તેનું લાગુપણું માત્ર लोकोना स्वीकार उपरज आधार राखछे એટલુંજ નહીં પણ એક તરફ જે સ્થળે તે ઉત્પંન થયાં તે સ્થળની આસપાસ કેટલા વિસ્તારમાં તેનો સ્વીકાર થયાનું માનવું? બીજી તરફ જે જગ્યોએ સ્વીકાર થયાનું માનવું તે જગ્યો હાલ કયાં આવી અને કેવા નામથી ઓળખવી? અને ત્રીજું ખરા લાગુપણાની જગ્યોમાં ગયા વખત સબબ કેટલો ફેરફાર થયો સમજવો? આ મુશીબતો કેટલેક દરજ્જે ઓળંગી શકાય તેવી નથી, અથવા, એ સવાલોના કેટલેક દરજ્જે જવાબ દેવાય તેવું પણ નથી.

આ મુશીબત વીશે સુચના કરનારો सखाराम वि० सीताबाइ (इ. ला. रि. ३ मुंबइ ३५३) નો કેસ છે આ કેસની તકરાર થાણા જીલ્લામાંથી આવી હતી અને થાણાને ઊતર કોંકણનો भाग ગણીને અને ઉતર કોકણને કોઇ પ્રમાણ પ્રમાણે, गुजरातनो भाग, અને કોઇ પ્રમાણે गुजरातना राज्य तळनो मुलक, ગણીને ત્યાં व्यवहार मयूखની સતા લાગુ પાડવામાં આવીછે.

૫ ઈંગરેજીની અંદર हिंदुधर्म शास्त्रના સંબંધે ઘણાં પુસ્તકો થયાંછે તો પણ એ બધી મુસીબતો સંપુરણ રીતે દુર કરનારૂં એક પણ પુસ્તક નથી. ત્યારે તેવી મદદ ગુજરાતી જાણનારાઓને હોય એમ માનવું અસંભવીત છે. આવી कांइ મદદ ગુજરાતી જાણનારાઓને મળે એવા હેતુથી આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. માટે એ હેતુ પાર પડેલો જોઇને હું મારી મહેનત સફળ થઇ, એમ માનીશ.

૬ આ પુસ્તક જેઓ ઈંગરેજી જાણેછે તેઓને કાંઇ મદદ કરશે એવું ડોળ ધરાવતું નથી તેમ ગુજરાતી જાણનારાને તે પુરેપુરી અથવા ધારે તેવી મદદ કરશે એમ પણ આપી જણાવવાનો ભાવાર્થ નથી. કોઇ જગ્યોએ કાંઇ અભીપ્રાય વખતની ખામી સબબ જોઇએ તેવી સ્પષ્ટતાથી બતાવાયો નહી હશે પણ તે બધાને માટે

ક્ષમા એથીજ સમજુંછું કે શાસ્ત્ર સબંધી ગ્રામને માટે જેવાં જોઇએ તેવાં વખત બંધાની ફરજોમાં મળી શકવો મુસકલ છે અને વીશેષ એટલા માટે કે હિંદુધર્મ શાસ્ત્રના નીયમોની રચના એક નવીજ રચવી પડીછે કે જેની અંદર, ઘણોજ વખત લેવો જોઇએ.

૭ આ પુસ્તકના ૩ **भाग** ૭ **विभाग** અને ૧૫ **प्रकरण** કરવામાં આવ્યાછે, તેની રચના સાથેનાં પત્રકથી સમજાશે.

દરેક પ્રકરણનો સાર શું છે તે એક વખત નજર કરવાથી જણાઇ આવે તેવું પ્રકરણ વાર એકેક પત્રક દાખલ કરેલું છે.

૮ દરેક પ્રકરણમાં દરેક શાળાનો નિયમ સમજાવી તેના અપવાદ તથા ખુલાસા અને ટીકા સાથે છેવટમાં છેવટ થયેલા ફેંસલાઓ નાખવામાં આવ્યા છે અને જ્યાં જ્યાં તેમાં વીરૂદ્ધતા હોય તેનો ખુલાસો કરનારા નિર્ણય આપેલાછે.

૯ દરેક ગ્રંથનું, ટીકાકારનું અને ફેંસલાનું નામ તથા ભાર દેવાના શબ્દો બાળબોધ અક્ષરે બતાવેલા છે કે જેથી તેવી બાબતોની છાપ વાંચનારના મન ઉપર તરત પડે તથા ઉપયોગ કરનારને તે ભાગ ઝાઝો વખત ગુમાવ્યા શીવાય શોધી કાઢવો સરલ પડે.

૧૦ દરેક પૃષ્ટના મથાળે ચાલુ પ્રકરણ તા. કલમનો અંક અને તે પૃષ્ટનો મતલબ આપેલોછે તથા પેરીગ્રાફનો ચાલતો નંબર અને તેની મતલબ મારજીન ઉપર આપેલાછે આનું કારણ પણ ઉઘાડું છે કે વખતનો ઘણો બચાવ થાય અને સગવડ વધે.

૧૧ શરૂમાં ટુંકું તથા તેના વિસ્તારવાળું એવાં બે સાંકળીઆં, ચુકેલા કેસના નામનું કોષ્ટક પાછળ સુધારાના આકટની પુરવણી તથા અક્ષરવાર બાબતનું સાંકળીયું (ઇન્ડેક્ષ) આપ્યુંછે.

તા૦ ૧૨ અકટોબર સને ૧૮૮૬

મુ૦ વઢવાણ સી૦ રટે.

HARIDASS V.

# बांधेला अने टुंका शब्दोना खुलासा.

| | |
|---|---|
| अ. / अल्हा. | ... इ. ला. री. शब्दो साथे होय त्यारे अल्हाबाद सीरीझ. |
| अपे. | ... अपेंडीक्ष |
| अ. हा. | ... आग्रा अने वायव्य प्रांत माटे अल्हाबाद हाइकोर्टना रीपोर्ट. |
| इ. अ. | ... ईन्डीअन अपील (प्रीवीकाउनसील हजुर) हिंदुस्थान उपरनी अपीलना चुकादा. |
| ओ. सी. / अे. सी. जे. | ... अपेलेंट शीवील ज्युरीस्डीकशन (अपील बाजु). |
| ओ. सी. / ओ. सी. जे. | ... ओरीजीनल शीवील ज्युरीस्डीकशन (अवल बाजु) |
| कनींग | .... कनींगहाम कृत हिंदुलानुं डाइजेस्ट. |
| क. / कल. | ... इ. ला, री. शब्दो साथे होय त्यारे. कलकता सीरीझ एटले १८७५ पछीना कलकता हाई कोरटना फेंसला |
| क. स. दी. | ... कलकता सदर दीवानी अदालतना फेंसला. |
| ग्रेडी. मे. | ... ग्रेडी मेन्युअल ओफ हिंदुला. |
| दाय. | ... दायभाग. |
| दायक्रम. | ... दायक्रम संग्रह. |
| प्री. का. | ... प्रीवीकाउनसील. |
| बं. ला. री. | ... बंगाळा ला रीपोर्ट. |
| बार. / बारो | ... बारोडेलना रीपोर्टो. |
| बीला. / बीलासीस. | ... बीलासीसना रीपोर्टो. |
| म. / मद्रा | ... इ. ला. री. शब्दो साथे होय त्यारे मद्रास सीरीझ एटले १८७५ पछी मद्रास हाईकोर्टना फेंसला. |
| मद्रा. फेंस | ... मद्रास सदरकोर्टना फेंसला. |
| मनु | ... मनुस्मृति. |
| म.हा. | ... मद्रास हाईकोर्टना रीपोर्ट (फेंसला) |

| | |
|---|---|
| मार्श. | ... બંગાળા હાઈકોર્ટમાં થએલી અપીલના માર્સલના રીપોર્ટ. |
| मीत. / मीता. | ... મીતાક્ષરા. |
| मु. | .. मुसामत. |
| मु. / मुं. | ... इ. ला. री. શબ્દો સાથે મુંબઈ સીરીઝ એટલે ૧૮૭૬ પછીના મુંબઈ હાઈકોર્ટના ફેંસલા. |
| मु. इ. अ. | ... મુર્સ ઇન્ડીઆ અપીલ (પ્રીવીકાઉન્સીલના) ફેંસલા. |
| मु. सी. री. | ... મુંબઈ સીલેકટેડ રીપોર્ટો. |
| मु. हा. | ... મુંબઇ હાઇકોર્ટના ફેંસલા. |
| मु. हा. प्री ज. | ... મુંબઈ હાઇકોર્ટ પ્રીંટેડ જજમેંટ |
| मे. पे. | ... મેનકૃત હિંદુલાનો પેરેગ્રાફ. |
| मो. डा. | ... મોરલી ડાઈજેસ્ટ. |
| याज्ञ, | ... याज्ञवल्क्य, |
| ला. री. | ... લા રીવ્યુ. |
| ला. री. | ... ઈં. અ. શબ્દોની સાથે લા. રીપોર્ટ (પ્રીવીકાઉન્સીલના.) |
| वी. री. | ... સધરલેંડ વીકલી રીપોર્ટર. |
| वे×बु. | ... વેસ્ટ અને બુલર કૃત હિંદુલા. |
| व्यव. म. | ... વ્યવહાર મયુખ. |
| स. दी. | ... સદર દીવાની અદાલતના ફેંસલા |
| स. प्री. ज | ... સધરલેંડ પ્રીવીકાઉન્સીલ જજમેંટ |
| सेवी. | ... બંગાલા હાઈકોર્ટની અપીલોના ચુકાદાના માર્સલના રીપોર્ટ પછી સેવોસ્ટરના રીપોર્ટ |
| स्ट्रे. हिं | ... સ્ટ્રેંજ હિંદુલા. |

# शुद्धि पत्रक.

| પૃષ્ઠ | લીટી | કાડી નાંખવાનું કે સુધારવાનું. | સુધારવાનું કે વધારવાનું. |
|---|---|---|---|
| ૧ | ૧૭માર્જીન | ... | द्रष्टांत |
| ,, | ૧૯ ,, | द्रष्टांत | ... |
| ૨ | ૨૪ ... | मेनना कारण | ... |
| ,, | ,, માર્જીન | ... | मेनना कारण |
| ૩ | ૨૬માર્જીન | ધમ | ધર્મ |
| ૫ | ૧૨ | પ્રમાણુનો | પ્રમાણોનો |
| ૬ | ૨૫ | જાતીકાનો (Personal) | જાતીકા (Personal) અને સ્થાનીક भीशीत |
| ૮ | વિભાગ ૨ નીચે | | ઊત્પતી સ્થાન |
| ,, | પ્રકરણુ ૨ નીચે | , ઊત્પતી સ્થાન | હીંદુ ધર્મ પુસ્તકો |
| ,, | ૧૨ | શોથી | સોથી |
| ,, | ૧૩ | ઇ. સ. ૧૮૨૦ | ઈ. સ. પેહેલાં ૧૧૮૦ |
| ,, | ૧૯ | ब्रहंतमनु | वृहंतमनु |
| ૯ | ૧૦ | प्रथापति | प्रजापती |
| ,, | ૧૧ | लीबीत | लीखीत |
| ,, | ,, | संख | शंख |
| ,, | ૨૦ | षंगाळा | बंगाळा |
| ૧૦ | ૧૨ | केश | केस |
| ,, | ૧૭ | जष्टीस | जस्टीस |
| ,, | ૧૮ | माहाराष्ट | माहाराष्ट्र |
| ,, | ૨૦ | ,, | ,, |
| ૧૧ | મિથીલા શાળા નીચે | વિવાદચિંતા મણિ | વિવાદ ચિંતામણી (ग) |
| ૧૨ | છેડે | | दामोदर मीसर वी० सेनापती इ. ला. री. ८ कल. ५४१ |
| ૧૩ | ૧૨માર્જીન | હીંદુસ્થાનિક | હીંદુના તમામ રીતે સ્થાનિક |
| ,, | ૨૦ | सुहेंद्रनाथराय | सुरेन्द्र नાથરાય. |
| ૧૪ | ૫ | ब्रामणी. | ब्राह्मणी. |

## શુદ્ધિ પત્રક.

| પૃષ્ટ | લીટી | કાડી નાંખવાનું કે સુધારવાનું. | સુધારવાનું કે વધારવાનું |
|---|---|---|---|
| ૧૪ | ૧૪ને છેડે | | બ્રીટીશ સરકારે તો સાદી રીતે ન્યાત જાત સંબંધી સ્વાલની વચ્ચે આવવાની પણ દીવાની કોર્ટોને મનાઇ કરીછે. જુઓ સને ૧૮૨૭ના રેગ્યુલેશન ૨ ની ક. ૨૧ આ પુસ્તકની અપેન્ડીક્ષમાં. |
| ,, | ૨૧ | રેગ્યુલેસ ૧૪ | રેગ્યુલેશન ૪ |
| ૧૫ | ૩ | રીવાજોના | રીવાજોનો. |
| ,, | ૨૭ | લાગુ પાડયાનું | લાગુ પાડવાનું |
| ,, | ૨૯ | સરૂથી | શરૂથી. |
| ૧૬ | ૪ | भेल्यातानासन | संताना. |
| ,, | | | છઠા પેરેગ્રાફની પહેલાં સાતમો પેરેગ્રાફ લેવો. |
| ,, | ૩૦ | સ્થીતી | સ્થિતી. |
| ૧૭ | ૧૭ | શકે. | શકે નહીં. |
| ,, | ૨૩ | मलबाइ | मुल्बाइ. |
| ૧૮ | ૨ | मीर मोइदीन | मरिा मोइदीन. |
| ,, | ૨૯ | मु. इ. अ. ४०० | ८ मु. इ. अ. ४०० |
| ૧૯ | ૩ | માનાપે ટથી | માના પેટથી. |
| ,, | ૧૦ | नरोत्तम.सिंग | नरोत्तमसींग. |
| ,, | ૧૧માર્જીનમાં | વાયવ્ય પ્રાન્તસાર | વાયવ્ય પ્રાન્તના સાર વગી, |
| ,, | ૩૧ | વગી જઈનના રીવાજ | જૈનના રીવાજ. |
| ,, | ૩૨ | लक्ष्मंतराव | लक्ष्मंतराव. |
| ,, | ૩૨ | अ. पे. ४२ | अपे. ४२ |
| ૨૦ | ૧૦ | सुंद्रबाइ | सुंद्राबाइ |
| ૨૨ | ૬માર્જીન | તથા લોક રીતી | (૪) તથા લોક રિતિ |
| ૨૫ | ૨૪ | સંયેગ | સંયોગ |
| ૨૬ | ૩૧ | મનુ ૬: | મનુ. ૩: |
| ૨૭ | ૭ | બ્રાહ્મણો વિચરોનું | બ્રાહ્મણી વિચારોનું |
| ,, | ૧૭ | કરયો | કર્યો. |

| પૃષ્ટ | લીટી | કાઢી નાંખવાનું કે વધારવાનું. | સુધારવાનું કે વધારવાનું. |
|---|---|---|---|
| ૨૮ | ૧ માર્જીન | દેવ | દૈવ |
| ,, | ૧૪ | ઈ. ला. री. २ न. ९—१४ | ઈ. ला. री. २ मुंब. ९—१४ |
| ,, | ૧૮ | ૨૯ | ૩૦ |
| ,, | ૨૩ | કર્યું હતું | કર્યું હતું |
| ,, | ૨૮ | ૩૦ | ૩૧ |
| ૨૯ | ૭ | ૩૧ | ૩૨ |
| ,, | ૧૦ | पूत्रात्पाचिना | पूत्रो त्पत्तिनो |
| ,, | ૧૨ | ૩૨ | ૩૩ |
| ,, | ૨૨ | ग्रडी | ग्रेडी. मे. |
| ,, | ૨૩ | ૩૩ | ૩૪ |
| ,, | ૨૮ | ૩૪ | ૩૫ |
| ૩૦ | ૨૫ | ગણુવા | ગણાવા |
| ૩૩ | ૧૪ | મરયાદાઓનું | મર્યાદાઓનું |
| ૩૪ | ૨૩ | कलम | कल. |
| ૩૬ | ૧૧ | વિરૂધતાના | વિરૂધતાનું |
| ,, | ૧૫ | क्लोबे | क्लीबे. |
| ૩૯ | ૭ | क्षालिंग | लाविंग |
| ,, | ૨૭ | मोहीना | मोहीता |
| ૪૦ | ૪ | मोखा | मीखा |
| ૪૧ | ૧૫ | ૫૪ | ૫૫ |
| ૪૪ | ૧૪ | द्रयमुश्यपन | द्वयमुश्ययन |
| ,, | ૧૮ અને માર્જીન | ,, | ,, |
| ,, | ૨૦ | सामशेर | समशेर |
| ૪૫ | ૧૭ | औरतनी संमती | धणीनी संमति. |
| ,, | ૨૮ | પાછસા | પાછલા |
| ૪૬ | ૩ | प्र पौत्र | पर पौत्र |
| ,, | ૭ | म. इ. अ. | मु. इ. अ. |
| ૫૦ | ૧ | શકિત નથી | શકતી નથી |
| ,, | ૧૦ | બનારસ શાળાને | બનારસ શાળાનો |

# शुद्धि पत्रक.

| | | | |
|---|---|---|---|
| ૫૯ | સાઠી | કાઢી નાંખવાનું કે વધારવાનું. | સુધારવાનું કે વધારવાનું |
| ૫૧ | ૬ | પણું ત્યારે તે | પણ તે |
| ,, | ૧૫ | बं. गी, | बं. ला. री. |
| ,, | ૨૬ | ખજો | ખીજો |
| ૫૨ | ૧૦ | કરાં હતાં | કર્યાં હતાં |
| ,, | ,, | मुं. शी. | मुं. सी. |
| ૫૪ | ૧૯ | પરવાનગા | પરવાનગી |
| ૫૫ | ૨૫ | વાંરોથી પરણેલી | મુંબાઇમાં વાંરોથી પરણેલી |
| ૫૬ | ૧૮-૯ માર્જીન | ... | બંગાળામાં ધણીની પરવાનગી જોઇએ |
| ,, | ૧૮ | પરવાનગા | પરવાનગી |
| ,, | ૨૦—૧—૨ માર્જીન | બંગાળામાં ધણીની પરવાનગી જોઇએ. | સગીર વિધવા દત્ત લઈ શકે નહીં. |
| ૫૮ | ૧૯ | માફક | માફક |
| ૫૯ | ૧ | ધ્રયમુષ્યયન | द्व्यमुश्यपनं |
| ,, | ૮ | द्यमुश्यन | ,, |
| ૬૧ | ૨૨ | एनराज | રાજે |
| ,, | ૩૦ | ખુલા | ખુલી |
| ,, | ૬ | નથા | નથી. |
| ૬૩ | ૨૬ | ના લાય | નાલાયક |
| ,, | ૨૭-૮ | શા. સીનો ૬૬૫ | |
| ૬૪ | ૨ | જનના | જૈનના |
| ૬૫ | ૧ | કૃતામ | કૃત્રીમ |
| ૬૮ | ૨ | પોતાના | પોતાની |
| ,, | ૧૪ | શકે નહા | શકે નહીં |
| ૬૯ | ૧૩ | ક્રાયાની | ક્રિયાની |
| ૭૦ | ૨૨ | પુત્રની | પુત્રના |
| ,, | ૧૪ | નહા | નહીં. |
| ,, | ૨૮ | દ્રયમુષ્યયન | द्वयमुश्यपन |
| ૭૧ | ૧૧ | द्यमुश्यपन | ,, |
| ,, | ૧૧ માર્જીન | દ્રયમુષ્યય | દ્વયમુસ્યયન |
| ,, | ૧૧ | પુ જન્મે | પુત્ર જન્મે |

| પૃષ્ટ | લીટી | કાડી નાંખવાનું કે વધારવાનું | સુધારવાનું કે વધારવાનું |
|---|---|---|---|
| ,, | ૧૬ | અને પછી | પછી અને |
| ૭૩ | ૧ | मोइश्वंदरदृत्त | मोहेश्वंदरदत्त |
| ,, | ૩૦ માર્જીન | ના લાયક પુત્રે | ના લાયક શખ્સે |
| ૭૭ | ૩ | मु. दां. पु. | मु. दीपो. |
| ,, | ૨૪ | कस. दी. | क. स. दी. |
| ,, | ૨૯ | क. सा. | क. स. |
| ૭૮ | ૩ | પરવાનગા | પરવાનગી |
| ,, | ૨૩ | सर्ध. प्री. म. | स. प्री. म. |
| ૮૦ | ૪ | કહેલા | કહેલી |
| ,, | ૨૨ | તેની | તેનાં |
| ૮૧ | ૩૦ | आजारा | आजारी |
| ૮૩ | ૧ | ખીજુવાળા | ખાજુવાળા |
| ,, | ૧૭ | નાર્ણય | નિર્ણય |
| ૮૫ | મથાળું | रअस | असर |
| ,, | ૩૦ | નીરથક | નિરર્થક |
| ૯૧ | ૨૬ | વાલા | વાલી. |
| ૯૫ | ૧૦-૧૧ વચ્ચે | ... | अंक २ |
| ,, | ૨૯ | सुधबुधी | सुद्धबुद्धी |
| ૯૬ | ૨૯ | બોજો | બોજા |
| ૧૦૩ | ૬ | रणथी | मरणथी |
| ૧૦૪ | ૨૧ | ૧૩ मुं. हा. | ૧ मुं. हा. |
| ,, | ૨૭ | ૧૩ इं. अ. | ૧૩ मु. इं. अ. |
| ૧૦૫ | ૩૧ | इ. ला. री. मद्रा | इ. ला. री. ४ मद्रा |
| ૧૦૭ | ની શરૂમાં | | प्रीवी काउन्सील હજુર. |
| ૧૧૧ | ૭ | इ. ला. री.मद्रा. | इ. ला. री. ४ मद्रा. |
| ,, | ૧૩ | ,, | ,, |
| ,, | ૧૮ | સાહ્યથી | સહાયથી |
| ,, | ૨૪ | સાહ્યના | सहाय શબ્દના |
| ૧૨૨ | ૬ | માન | અનુમાન |
| ૧૩૪ | ૧૭માં ૨૮૧ પછી | | आणंदचंद वी० नोलिम- नी इ. ला. री. ९ कल. ७५८ |

## શુદ્ધિ પત્રક.

| પૃષ્ઠ | લીટી | કાઢી નાંખવાનું કે વધારવાનું | સુધારવાનું કે વધારવાનું |
|---|---|---|---|
| ૧૩૮ | ૨૪ | મીતાક્ષરા માટે | મીતાક્ષરા શાળા માટે |
| ,, | ૨૫ | પ્રમાણ | પ્રમાણે |
| ૧૪૩ | ૮ | મુંબ. | ૬ મુંબ |
| ,, | ૧૪માર્જીન | વિધવામા | વિધવાના |
| ૧૪૫ | ૬માર્જીન | ફ૨૭ | ફ૨૭ |
| ૧૫૪ | ૧૧માર્જીન | પુત્રની નિતિની | પુત્રની ધાર્મીક |
| ૧૫૮ | પૃષ્ટનો આંકડો | ૧૫ | ૧૫૮ |
| ૧૬૧ | ૫ને છેડે | ... | ૩ વેXબુ ૭૪૬ ઘ |
| ૧૬૬ | ૩૧માર્જીન | છોકરાં | |
| ૧૬૮ | ૭-૮માર્જીન | ... | અનૌરસ છોકરાં |
| ,, | ૨૧-૩માર્જીન | ... | અવલંબી હકના પ્રકાર |
| ૧૭૬ | ૨૧ | વાફ | વોફ |
| ૨૧૦ | ૭ | મરનારના પૌત્રનો | મરનારના દાદાના પૌત્રનો |
| ૨૧૨ | ૧૩ | સગીર | સગી, |
| ૨૧૩ | ૧૮માર્જીન | પુત્ર | પુત્રી |
| ૨૧૬ | ૩ | ન'ઠીક | નૈષ્ઠીક |
| ,, | ૭ | મોતા | મીતા |
| ,, | ૮ | સંન્યાસા | સંન્યાસી |
| ૨૧૭ | પ્રષ્ટનો આંકડો | ૧૧૭ | ૨૧૭ |
| ,, | ૫માર્જીન | એકઠી | ઓરત |
| ,, | ૧૮ | શકે | શકે નહી |
| ,, | ૨૭ ,, | સંત્યાસા | સંન્યાસી |
| ૨૧૮ | ૩ | ક્રીયા | ક્રિયા |
| ૨૧૯ | ૨૯ | પામનાર | પામનારના |
| ૨૨૨ | ૨૮ | સમાધાન | સમાધાન એવી રીતે થઈ શકે કે |
| ૨૨૦ | ૩૧ | ધણાના | ધણીના |
| ૨૩૧ | ૪ | લીધેલા | લીધેલો |
| ૨૩૪ | ૧૭ | गेन | मेन |
| ૨૩૫ | ૮-૯માર્જીન | | (૧) ખોટાં પક્ષકાર અને કાર્ય ખરું |

| પૃષ્ટ | લીટી | કાડી નાંખવાનું કે સુધારવાનું. | સુધારવાનું કે વધારવાનું |
|---|---|---|---|
| ૨૩૫ | ૧૧-૨માર્જીન | અને તેઓ બખ વાની કસોટી | (૨) ખરા વક્ષહાર અને ખોટું કાર્ય |
| ,, | ૧૩-૪માર્જીન | | ખીનામીના ભેદ ઓળખ-વાની કસોટી |
| ,, | ૧૩ | ખીનામા | ખીનામી |
| ૨૩૬ | ૬ | કામજના | કામકાજના |
| ૨૩૯ | ૨૨ | આધિનછે | આધિન નથી. કુટંબની મીલકતછે. |
| ૨૫૮ | ૫ | અથ | અર્થે |
| ,, | ૨૨૦-૧માર્જીન | પ્રકર | પ્રકાર |
| ૨૮૦ | ૨૫ | લેહેચણ | વેહેંચણ |
| ૨૮૬ | ૧ | સ્નાંગ | ના સ્નાંગ |



# सांकळियुं.

# अनुक्रमणिका.

## ભાગ ૧
## विभाग १
### प्रकरण १
उत्पत्ति.



## विभाग २
उत्पत्तिस्थान.

### प्रकरण २
धर्म पुस्तको



### प्रकरण २
रिवाज

# ભાગ ૨.

## कुटंब संबंधो.

# विभाग ३

## प्रकरण ४

### लग्न अने पुत्रपणुं

### अंक १

### उत्पत्ति.

## अंक २

### लग्न करवाने लायक नालायक.





## अंक ३

### लग्नना अवश्यको अने अनीयमित लाग्ने.

## विभाग ४

### प्रकरण ५

### दत्त विधान.

#### अंक १

#### सामान्य विचार.



#### अंक २

#### कोण दत्तक लइ शके.



#### अंक ३

#### कोण दत्तक आपि शके.

# વિભાગ ૬

## પ્રકરણ ૬

### સગીર અને વાલી.

#### અંક ૧

#### સગીર વય અને વાલી પણું.



#### અંક ૨

#### સગીર તરફના કૃત્યો.



# ભાગ ૩

## મીલ્કતની વ્યવસ્થા.

# વિભાગ ૬

## પ્રકરણ ૭

### કુટુંબની મીલ્કત.

## प्रकरण ८

### स्त्रीधन.

## प्रकरण १२

### वारसानी नालायकी



## प्रकरण १३

### बीनामी कार्य



## प्रकरण १४

### चोक्स व्यवस्था

#### अंक १

#### बेचाण—गीरो

# ભાગ ૧

# હિંદુધર્મશાસ્ત્રની ઉત્પત્તિ અને સ્વરૂપ.

---

## વિભાગ ૧

## प्रकरण १

### ઉત્પત્તિ.

૧ જેઓ ધર્મે હિંદુ છે અથવા જેઓ હિંદુ રીતભાત પ્રમાણે ચાલે છે, તેઓ કુટુંબ સંબંધ કેવી રીતે બાંધેછે અને તેઓના હક હિસ્સા અર્થે તેમનામાં મીલ્કતની કેવી રીતે વ્યવસ્થા થાયછે તે વિશેના નિયમનું જે શાસ્ત્ર તેને(આ પુસ્તકના કારણસર) હિંદુધર્મશાસ્ત્ર કહેવું. તેના મુખ્ય ત્રણ ભાગ પડે છે.

હિંદુધર્મશાસ્ત્ર ની વ્યાખ્યા.

૧ તે કોને લાગુ છે,
૨ તેઓનાં કુટુંબ સંબંધ વિશેનાં નિયમો શું છે, અને
૩ તેમના હિત અર્થે મીલકતની વ્યવસ્થા કરવા વિશેના નિયમો કેવા છે.

તેના વિભાગ

૧ અ હિંદુધર્મશાસ્ત્ર કયા વર્ગના લોકોને લાગુ છે તે નકી કરવા માટે તેની ઉત્પત્તિ અને ઉત્પત્તિસ્થાન તપાસવાં જોઈએ કેમકે કોઈપણ ધર્મ પુસ્તકે એમ ઠરાવ્યું નથી કે તે અમુક જગ્યાએ અથવા અમુક જગ્યાના વર્ગને લાગુ છે.

હિંદુધર્મશાસ્ત્ર ના લાગુપણામા ટે ઉત્પતી જોવા ની જરૂર

૨ હમણાં સુધી હિંદુધર્મ-ગ્રંથ કરતાઓએ એમ માની લીધેલું છે કે હિંદુલા ફકત પ્રાચીન વખતના ૠશીઓના ગ્રંથો અને તે ઉપરના ટીકાના પુસ્તકોની અંદરજ છે અને તેથી હિંદુલા સ્થાપનારા તે ૠશીઓજ છે. દાખલા તરીકે:-મનુસ્મૃતી ને લોકો કાયદા તરીકે માન્ય કરે છે અને જાણેકે કાયદાની તમામ ઉત્પત્તી ત્યારથીજ થઈ હોય એમ ગણેછે.

સામાન્ય માનીનતા

૨ અ બીજી તરફથી જે યુરોપીઅન ગ્રંથકરતાઓ હીંદુઓ સાથેના સહવાસથીજ તેમની રીતભાત વીશે માહીતગાર થયા છે તેઓ

દ્રષ્ટાંત

વા કે મી. इलीस, डा. बरनेल. અને મી. नेलसन તેઓ એ પ્ર માણે માનતા નથી આ ઉપરથી તથા ગયા વખતને માટે છુટ મુકતા અસલના ગ્રંથોના લખાણો અને હાલના તરેહ તરેહના ચાલુ રીવાજો વચેના મલતાપણા ઉપરથી મી. मेन કહે છે કે "મારો વીચાર એવો "છે કે હીંદુલાનો આધાર યાદગીરી પોહોચે એટલા વખત પેહેલાના "રીવાજો ઉપર છે. જયારે આર્ય લોકો હીંદુસ્થાનમાં દાખલ થયા "ત્યારે અનેક રીવાજો પોતાના જેવા અને પોતાનાથી તદ્દન જુદા ન- "હી હોય એવા તેમને માલુમ પડયા. આ રીવાજો કેટલાએક ફેર "ફારની સાથ ગ્રહણ કર્યા અને જે રીવાજોને અનુકુલ નજ થઈ શ- "કાય તેવું હતું તે રીવાજો બાજુ ઉપર રાખ્યા. જેવાકે: એકથી વ- "ધારે ધણી કરવાનો ચાલ, લોહીના સંબંધમાં લગન કરવાની રીત "ઈત્યાદી. આ રીવાજો અમુક જગોએજ કાયમ રહ્યા, અને બીજા "બધા રાજય કરનારી કોમના રીવાજમાં સેળભેળ થયા. જયારે "બ્રાહ્મણોનું પ્રબલ વધ્યુ અને બ્રાહ્મણ ગ્રંથકારોએ ન્યાયશાસ્ત્ર "તરફ ધ્યાન ખેંચ્યું તે વખત તેમણે માત્ર જે વાતો દાઠી તેવાને "તેવી, ધર્મ સંબંધી કાંઈ જરૂરીઆતનો ઉમેરો કર્યા શીવાય, બતાવી. "ધર્મનું મુળ પાછળથી વધ્યું અને તેઓએ ત્રણ રીતે એ કામ કર્યું. પે- "હેલું: જે કાર્યો માત્ર સંસારનેજ લગતાં હતાં તેમને ધાર્મીક હેતુ અને "કારણ લાગુ કર્યાં. બીજું: તે કાર્યો કરવામાં તે હેતુને લાયક નીયમો અને બંધનો વધાર્યાં; અને ત્રીજુ: તે કાર્યો અને રીવાજોમાંજ "ફેરફાર કર્યા."(मे प. ५.)

मेनનો નીર્ણય અને તેના કારણો

૩ ઉપરના વીચારના સંબંધમાં હીંદુધર્મશાસ્ત્રના બંધારણને લગ તાંજ બીજાં કારણો બતાવી તે વીચારને આ પ્રમાણે કહી મજબુત કરેછે मेनના કારણ "હીંદુલાના વધારેમાં વધારે મોટા વિષય આ ત્રણ છે. (૧) અવિભક્ત કુટંબનું બંધારણ, (૨) વારસા પ્રકરણ અને, (૩) દત્ત વિધાન પ્રકરણ. પાછલા બે વિષયની અંદર બ્રાહ્મણી વીચારો હાલ સંપુર્ણ રીતે દાખલ થયા છે અને તેની અસર માત્ર કુટુંબના કટકા કરવામાં થએલીછે." પણ તે કહે છે કે એ ત્રણે વીષય ઉપરથી ઘણીજ સંતોષ કારક રીતે જણાયછે કે તે ત્રણે શાખા અસલ હતી અને તેની અસલ કૃતીના સંબંધે કાંઇ પણ તેમને કરવાનું નહોતું. (पे ७)

મઝીઆરાની રીત દુનીઆના દરેક ખેતીવાળા માં હતી.

૩ અ અવીભકત કુટંબની રીત કાંઇ મીલકત મઝીઆરી રાખ વાના વલણને લીધે ઉતપંન થએલી છે, અને હાલ સાબીત થયું છે કે તે રીત સાર્વજનીક હતી. આ તરફ પેહેલ વેહેલું ધ્યાન ખેંચ્યો

नीथन સંયુકત મંડળીઓના સંબંધે ખેંચાયું. પણ હાલ એ વાત તદન શક બાહાર મુકવામાં આવી છે કે એકત્ર માલેકી હક स्लवोनी थन જાતોમાંજ હતો કે આર્ય જાતોમાં હતો એમ કાંઈ નથી. પણ જે જે સ્થલે ખેતી દાખલ થયેલી છે તેવા દુનીઆના દરેક ભાગમાં એકત્ર માલીકી હકની એટલે મઝીઆરાની રીત જોવામાં આવેછે. હીંદુસ્થાનના જે ભાગોમાં બ્રાહ્મણોની અને આર્ય લોકોની સત્તા ઘણી નબળી હતી, તે દેશોમાં પણ તેના અજાયબી જેવા દાખલાઓ જોવામાં આવે છે. પંજાબ અને આસપાસના મુલકમાં થઈ પેહેલ વેહેલા આર્ય લોકો પસાર થયેલા હોવા જોઈએ. ત્યાં આ રીત અસલ માફકજ જોસભર ચાલેછે પણ તે ઉપર અસર કરવામાં બ્રાહ્મણી વીચારો તદન નિસ્ફલ થયા છે અને તેને લગતાં डा. मुर माहामारतना નીચેના વચનો ટાંકે છે.

"સીધુ સાથે જોડાતી પાંચ નદીઓ વચે नापाक बहीको વસે "છે તેઓ धर्मभ्रष्ठ છે. કોઈ પણ આર્યે ત્યાં બે દીવસ પણ રેહેવું "નહી ત્યાં ભ્રષ્ટ બ્રાહ્મણો રહે છે. તેમને વેદ નથી, ધર્મ, ક્રીયા "નથી, કે યજ્ઞ નથી"

પંજાબથી બીજે દરજ્જે દક્ષીણની દ્રાવીડ પ્રજાઓમાં જોવામાં આવે છે. તેજ રીતે मलबार અને कनेडाમાં છે. ત્યાં અવીભક્ત સ્થીતી છે એટલુંજ નહી પણ વેંહેંચણ થતીજ નથી. અને બ્રાહ્મણી વીચારોની છાયા નાંખવાની કોશીસ પણ થઈ નથી. તેજ રીતે लंका-ના ઊતર ભાગમાં છે. માત્ર જયારે કુટુંબ ભાંગે છે ત્યારેજ બ્રાહ્મણી વીચારોની અસર જોવામાં આવે છે; અને તે કાર્ય (કુટંબ ભંગાવાનુ) બ્રાહ્મણી વીચારોની અસર થયાના પ્રમાણમાં વેહેલું મોડું થાયછે.

૩ ब બીજી વાત वारसा प्रकरणની છે. તે કહેછે કે આ વીષય ઉપરના વીચારને વધારે મજબુતી આપે છે.

વારસામાં ધર્મ સબંધી વીચાર બંગાળામાજ છે અને તેથીનવુંજ પ્રકરણ બન્યું છે.

"હીંદુલા પ્રમાણે વારસાનો હક મરનાર માલેકને ધર્મ સંબં"ધી ફાયદા કરવા ઉપરજ તદન આધાર રાખે છે" એ નીયમ શોથી ઉંચા દરજ્જાના ન્યાય પ્રમાણથી મુકરર થએલો છે કે જે नीयम વીશે વાંધો લેવો એ નાસ્તીકપણું છે. बंगाळाમાં તે નિયમ સખત રીતે ચાલેછે પણ બીજે ઠેકાણે તેમ નથી. પંજાબમાં રીવાજથી વારસાનો અનુક્રમ મુકરર થાયછે. ધર્મ વીચારની વાતો કાંઈ જોવાતી નથી. તેમજ આખા મુંબઈ ઈલાકાની અંદર ઘણા સગાઓ અને વીશે

સે કરીને ઓરતો કે જેના માટે ધર્મ સંબંધી કાંઈ પણ લાયકી કોઇ પણ બુદ્ધીશાળી માણસ શોધી કાઢી લગાડી શકે નહી તેવા સખસો વારસો લે છે. મીતાક્ષરા પ્રમાણે તો મરદના વારસોના અનુક્રમમાં માત્ર સંબંધજ વારસાની કસોટી છે.

ધર્મક્રીયા કરવાની લાયકીના અનુંક્રમે વારસો મુકવો એ નીયમ પેહેલ વેહેલો અર્વાચીન વખતમાં जमुत वाहने બંગાળામાં જણાવ્યો. અને તેનો મત સ્વીકારનારાએ તે મતનો વીસ્તાર કર્યો. પણ તેથી કરીને વારસાનો અનુક્રમ તદન ફરીથી ગોઠવવો પડયો, અને ગોત્રજો પછી બાંધુ આવવાને બદલે કેટલાએકને તેમની વચે નાંખી દેવામાં આવ્યા છે, બાંધુની વ્યાખ્યાજ એવી રીતે ફેરવી નાંખવામાં આવી છે કે જેથી મીતાક્ષરાએ જેઓને વારસાના અનુંક્રમમાં બતાવ્યા છે તેઓ નીકળી જાય. આ બધાનું પરીણામ એ છે કે એક નવું પ્રકરણ ઉત્પન થયું કે જેનું પોત તદન બ્રાહ્મણી વીચારોનું છે પણ ઇંગ્લાંડનો કોઈ ધારો હીંદુસ્થાનની અર્વાચીન સ્થીતી સાથે જેટલો સબંધ રાખે તેના કરતાં કાંઈ પણ વધારે સંબંધ આ નવું પ્રકરણ રાખે છે એમ કહી શકાય નહી. બંગાળામાં વારસો ધર્મક્રીયા કરવાની ફરજ પછવાડે આવે છે બીજે બધે ઠેકાણે વારસા પછવાડે તે ફરજ ચાલેછે. (मेन. पा ७.)

દત્ત વીધાનની અસલ રીત.

૩ क ત્રીજી વાત दत्तविधानની છે અને તેની અંદર બ્રાહ્મણો એ ઘણું કામ કીધું છે. બેશક આર્ય લોકોમાં ધર્મક્રીયા અને-પુજા વાસ્તે પુત્ર હોવાની પ્રથમ જરૂર તેમને લાગે અને તેથી પુત્રના અભાવે બીજો છોકરો કરવાની જરૂર જણાય અને દતક લેવાની રીત નીકળે. પણ ધર્મ સંબંધી વીચારો અલગ રાખતાંએ દીકરો બાપને સંસારમાં મદદ રૂપ થઈ પડે, તેનું વૃદ્ધાવસ્થામાં રક્ષણ કરે અને તેના મરણ પછી મીલકત ઉપર આવી બેસે તે માટે છોકરો હોવાના ફાયદા આર્ય પ્રજાને જેમ જણાઈ આવે તેજ રીતે બીજી પ્રજાઓને પણ પુત્ર હોવાની અગત્ય જણાય અને જણાણી છે. આપણે જાણીએ છીએ કે શુદ્ર દત્તક લે છે એટલુંજ નહીં પણ પંજાબના અને વાયવ્ય પ્રાંતોમાં જૈન, જાટ, શીખ અને મુસલમાનો પણ (ધર્મ સંબંધી કાંઇ પણ વીચાર રાખ્યા શીવાય) દત્તક લે છે. બ્રાહ્મણી ગ્રંથકારો એમતો કબુલ કરેછે કે ધર્મ વાચાર અલગ રાખતાં પણ નામ તથા વંશ રાખવા માટે દત્ત વીધાનની જરૂર છે. આ જરૂર બીજી પ્રજાઓને પણ જણાય—કેટલેક ઠેકાણેતો પુત્રીના દત્તવીધાન કર્યાના ઘણા પ્રાચીન વખતના દાખલાઓ છે તે પ્રમાણે આજ પણ ભીલ લોકો કરે છે. આથી

એમ જણાયછે કે આર્ય લોકો દત્તવીધાનની રીત પોતાની સાથે હીંદુસ્થાનમાં લાવ્યા હશે, તોપણ તેવી રીત હીંદુસ્થાનમાં પણ તેમને માલુમ પડી હતી—અને તે રીતો અસલ નીવાસીઓના પોતાનાજ જુના રીવાજો ઉપરથી હતી. (मे. पे. १०)

હિંદુલાનું લાગુપણા ઉપર છેલો વિચાર

૪ मी. मेन કહેછે કે જો આ વીચારો ખરા હોય તો તે ઉપરથી એમ નીકળેછે કે જે જાતો હીંદુ નામે ઓળખાયછે અથવા ધર્મે હીંદુ છે, તેઓ સ્મૃતી ઉપરથી થયેલી ટીકાના ગ્રંથોને અવશ્ય કરીને તાબે નથી. તેમની રીત ભાતો ઘણી મળતી હોય પણ તે મળતાપણું એક જુદાજ કારણથી થયું હોય તો ના કહેવાય નહીં. એમ તો સંભવતું છે કે બધા બ્રાહ્મણો પછી ગમે તો તેમની વંશાવળી શંકાવાળી હોય તોપણ તેમને તો एक जातना प्रतीबंधनी रीते તેમના પોતાના પરગણામાં ચાલતા પ્રમાણોનો ઈનકાર કરવાની મનાઈ કરી શકાય. પણ જેઓ બ્રામણતો નથી, પણ આર્ય પણ નથી તેઓના સંબંધે આવો કાંઈ પ્રતીબંધનો ડોળ પણ કરી શકાય નહી. એક પ્રસંગે તંબોલ પક્ષકારો વચ્ચે એક વારસાના સવાલ વીશે, मी. जस्टीस हालोवेએ જણાવ્યું કે "આ લોકોને હીંદુલાનો નીયમ લાગુ પાડવો એ એક હસવા લાયક મુર્ખાઈ છે.........પણ એ મુર્ખાઈ કોઈએક માણસ જાણેછે તેટલા ઉપરથી અમલ કરવો અશકયછે. मी. मेन કહે છે કે મારે કબુલ કરવું જોઈએ કે તેમાં હુતો કાંઈ અશકયતા જોઈ શકતો નથી. ઉતર અને પશ્ચીમ હીંદુસ્થાનમાં જે લોકો સ્મૃતીને માનતા નથી તેવી જાતોને આ નીયમ લાગુ પાડવા જોઈએ એવું બંધન કોરટોએ ગણેલું નથી.

જૈન લોકોને લાગુ.

જૈન લોકોની બાબતમાં શોધ કરતાં એમ માલમ પડેછે કે તેમના રીવાજ ધાર્મીક હીંદુઓને ઘણીજ બારીક રીતે મળતા આવેછે. તોપણ જયાં જુદા પડવાની આશા રાખીએ ત્યાંજ બરોબર જુદા પડેછે. તેનું કારણ એટલુંજ છે કે તેમના રીવાજ માત્ર સંસાર વીચાર ઉપર આધાર રાખેછે ધર્મ વીચાર સાથે તેમને સબંધ નથી. बंगाला कोरट ઘણી થોડીજ છુટ મુકેછે. પણ એતો ખરેખર નવાઇ ભરેલું છે કે आसाम જેકે હીંદુસ્થાનમાં જંગલીમાં જંગલી પ્રાંતછે તે પ્રાંતના દેશીઓને जीमुतवाहनના સુધારા પ્રમાણે હીંદુલા લાગુ પાડવામાં આવેછે. (मे, ११)

૫ આમ છે તોપણ બ્રાહ્મણી વીચારોએ બીજા દરેક વર્ગના રીવાજોમાં ઘણો સુધારો અને વધારો કરેલોછે અને તે આ પ્રમાણે છે:

બ્રાહ્મણી વીચારોની જુના રીવાજ ઉપર થયેલી અસર

જ્યારે બે વીરૂધ રીવાજ પાસે પાસે ચાલતા હોય ત્યારે તકરાર વખત જે ઇસ્વિરી ઉતપતી વાળો નીયમ છે તે બીજા કરતાં વધારે ફાવે-છે, વળી વધારે સુધરેલા નીયમો જુના રીવાજોને તરત ઉખેડી નાંખેછે, એક નાનો કાયદો જંગલી જાતોની ગરજ પુરી પાડશે, પણ જેમ જેમ તેઓ સુધરતા જાય અને તકરારનાં નવાં નવાં કારણો ઊતપંન થતાં જાય તેમ તેમ નવા નીયમોની ગરજ તેમને પડશે. જો પોતાને તેવા નીયમો નહીં હશે તો પડોશીના નિયમ ગ્રહણ કરશે. જ્યારે રીવાજનો પુરાવો લેવાયછે ત્યારે દેશી સાહેદની જુબાની લેતા જણાવે છે કે અમે અમારા નીયમ પ્રમાણે ચાલીએ છીએ અમારે જે બાબતમાં નહોય તો પંડીતને પુછીએ છીએ. પંડીતો બેશક પોતાના શાસ્ત્રોથી ખુલાસો કરેછે: આ ક્રીયા ગયા સૈકામાં જ્યારે પંડીતના મત પુછાતા હતા અને તે પ્રમાણે કોરટો ફેંસલા આપતી હતી તે વખતે ઘણી જોસભેર ચાલે એમાં નવાઈ નથી માટે આનું પરીણામ એછે કે:

અને હિંદુલા કોને લગુ નથી

**अ** જે કોમોને તે **कदीवण** લાગુ પાડવામાં આવ્યો નથી અને જેઓ હીંદુલામાં ફેરફાર કરનારા સ્થાનીક કે જાતી રીવાજ પ્રમાણ ચાલેછે તે કોમોને.

**ब** તેમજ સામાન્ય રીતે કોરટોએ મંજુર કરેલા વીશેષ રીવાજ પ્રમાણે જે કોમો ચાલે છે તે કોમોને, હીંદુલાથી તે રીવાજ જુદો પડતો હોય તેટલે દરજે અને,

**क** જે કોમોએ હીંદુ ધર્મ છોડી દીધોછે, અને જેઓએ બીજી કોઈ કોમના અથવા બીજા પંથના રીવાજ પ્રમાણે ચાલવાનું પસંદ કરયું છે તે કોમોને

હીંદુલા અસર કરતો નથી. (**कनींग पृ. १**)

હિંદુલાનું ચોક્સ લાગુપણું અને નિર્ણયો

૬ આ બધાનું પરીણામ એવું છે કે

**अ** હીંદુલા એ **जातीको** નો (Personal) ધારોછે, અને જેઓ જન્મે અને ધર્મે બંને રીતે હીંદુઓ છે, તેઓને લાગુ પડ છે.

**अभ्राम** વી. **अभ्राम** ९ मु. ई. अ. १९५

**रायबहादुर** વી. **बीसन दयाल** ई. ला. री. ४ अल्हा ३४३

**ब** તોપણ જે પંથવાલા સામાન્ય રીતે હીંદુલા પ્રમાણે ચાલ-વાનું કબુલ રાખેછે, પણ જેઓ તેના ધર્મ તત્વો સ્વીકારતા નથી, તે-ઓને પણ હીંદુલા લાગુ પડેછે. જેવા કે: બુધીસ્ટ, જૈન, સીખ, જાટ ઇત્યાદી.

**भगवानदास** वी. **राजमल** १० मु. हा. री. २४१ માં ઠરા વ્યું કે હીંદુ વારસા પ્રકરણ અને દત્ત વીધાન પ્રકરણ જૈનને લાગુ પડેછે.

**सोवसींग** वी. **दखो.** ई. ला. री. १ अल्हा. ६८८
**छोटाइलाल** वी. **चुनीलाल** ला. री. ६ इ. अ.१९
**मुसा. वुछाइ** वी. **मकनलाल.** १ ला. रीव्यु ७८
**लखमीचंद** वी. **गडुबाइ** ई. ला. री. ८ अल्हा. ३१८ તા૦ ૨૨ મારચ સને ૧૮૮૬)

**क** જેઓએ હીંદુ ધર્મ અને જાત બંને છોડી દીધાં છે તેઓ-ને હીંદુલા લાગુ પડતો નથી તોપણ તેઓએ ધર્મ છોડયા છતાં એ ધારાનું લાગુપણું કાયમ રાખવા મુખ્ત્યાર છે. **अब्राम** वी. **अब्राम** ८ मु. ई. अ १९५

હિંદુધર્મ અને જાત છોડયા પ છી હિંદુ રીત ભાતપ્રમાણેચા-લવાના મુખ્તારી

(१) પણ મદ્રાસ હાઇ કોર્ટે ઠરાવ્યું કે ખ્રીસ્તી થયેલા દેશી ઓને તો હિંદુસ્થાનનો વારસાનો આકટજ લાગુ પડશે માત્ર એ આ કટ અમલમાં આવ્યા પહેલાં જન્મેલાઓએ હિંદુલાના આધારે હક મેળવ્યા હશે તેને અસર થશે નહીં ई. ला. री- २ मद्रा २०५

પણ ખ્રિસ્તિઓ ના સબંધે સક શેશન આકટ થ યા પછી મુખ્તી યારી રેહેતીનથાં

(२) મુસલમાન થયેલા દેશીઓને માટે તેમ સમજવાનું નથી.

(२ अ) ખોજા અને મેમણો અસલ વેપારી વર્ગના હીંદુઓ હતા તેઓને વટલ્યાં ૪૦૦ વરસ થયાંછે અને તેઓ મીલકત અને વાર સાના સબંધે હીંદુલા પ્રમાણે ચાલેછે. માત્ર લગ્ન સંબંધી બાબત માં મુસલમાની ધર્મ પ્રમાણે ચાલે છે.

ખોજાને હિંદુ લાનું લાગુપણું

**गंगाबाई** वी. **थावरमुला** १ मु हा ७२
**मुलबाई** ની અરજીના કામમાં २ मु. हा. २७६
**हासम** वी. **दतु खोजा** १२ मु. हा. २८१
**हीरबाइ** वी. **गोरबाइ** „ „ २८४
**डाया महमद** वी.**महमद हुशेन** „ ३२३
**रहीमतबाई** वी. **हीरबाई** ई, ला. री.३ मुंब. ३४

(२ ब) તેમજ કછી મેમણોને હીંદુલા લાગુ પડે છે એમ ઠરા વવામાં આવ્યું **आशाबाइ** वी. **हाजीतैयब** ई. લા. રી. ९. मुंब. ११५. **अबदलकरीम** वी. **सी. ए टरनर** ई. લા. રી.९ मु. १५८

તેમજ કછી મે મણો

———०*०———

# વિભાગ ૨

# પ્રકરણ ૨

## ઉત્પતિસ્થાન.

ઉત્પતીસ્થાન ધર્મ ગ્રંથો

૭ ઉપર જણાવ્યા પ્રમાણે હિંદુલાના ઉતપતીસ્થાન (૧) ધર્મ પુસ્તકો અને (૨) રિવાજ છે. રિવાજ વિશે જુદું કહેશું. ધર્મપુસ્તકોના આ પ્રમાણે ચાર વર્ગ પડે છે.

(૧) સ્મૃતિઓ, (૨) તે ઉપરની ટીકાનાં ગ્રંથો, (૩) શાળાનાં ગ્રંથો, (૪) તે ઉપરનાં ફેંસલા.

સ્મૃતી

૮ સ્મૃતિ એટલે યાદગીરીથી લખેલો કાયદો શ્રૃતિ એટલે સાંભળેલો કાયદો તેમાં ચાર વેદ આવે છે. અને તે ઈશ્વરકૃત ગણાય છે પણ તેની અંદર ધારા સબંધી વાત કાંઈ નથી. માત્ર જુદી જુદી હકીકતોનું બયાન આવે છે. ઈશ્વર વાણીથી સાંભળેલો કાયદો રૂશીઓએ યાદગીરી પ્રમાણે લખી રાખ્યો માટે તેને સ્મૃતિ કહેવામાં આવેછે.

મુખ્ય સ્મૃતિઓ આ પ્રમાણે છે.

(૧) મનુસ્મૃતિ[1] જુનામાં જુનો અને શોથી ઉચા દરજાની છે. તેનો વખત ઇ. સ. ૧૮૨૦ થી ૨૦૦ સુધી મુકવામાં આવેછે.

---

૧ नारद પોતાની પ્રસ્તાવનામાં કહે છે કે मनुનુ પુસ્તક અસલ ૧૦૦૦ પ્રકરણમાં અને ૧૦૦૦૦૦ શ્લોકમાં હતુ. नारद મુની એ તેનું ટુંકુ કરી ૧૨૦૦૦ શ્લોકમાં લાવી મુકયું અને सुमती એ પાછુ તે ૪૦૦૦ શ્લોકમાં લાવી મુક્યું. જે પુસ્તક હાલ જોવામાં આવેછે તે ૨૬૮૫ શ્લોકમાંછે માટે તે ત્રીજુ દોહન હોવું જોઈએ. વલીકોઇ ઠેકાણે वृधमनु કરી લખેલું જોઈએ છીયે અને કોઈ ઠેકાણે ब्रहृतमनु કરી લખેલું છે. વીશેષ હાલના ગ્રંથમાં मनु वसीष्टનો ઉતારો કરેછે અને ને ઉતારો वसीष्टમાં છે. બીજી તરફ वसीष्ठ मनुમાંથી ઉતારો કરે છે જેમાંના બે શ્લોક હાલ માલુમ પડેછે અને બે મલતા નથી તેમાંનો એકતો એવા છંદમાં છે કે તે છંદ પણ હાલના ગ્રંથમાં નથી આથી ઉઘાડું છે કે જે મનુનો वसीष्ट ઉતારો કરે છે, અને જે मनु वसीष्टનો ઉતારો કરે છે તે બે मनु વચ્ચે ઘણો લાંબો વખત હોવો જોઈએ.

(२) याज्ञवल्क्य ત્યાંર પછીની અને मनु स्मृतीથી ઉતરતીછે. તેનો વખત ઈ. સ. ૨૦૦ થી ૪૦૦ સુધીમાં મુકવામાં આવેછે કે જે ઉપરથી मीताक्षरा થયેલું છે.

(३) नारद स्मृतिના વીચાર નવા જમાનાને મળતા છે અને કામ ચલાવવાના કેટલાએક નિયમો ઇંગ્રેજી જાબજવાબના ખાસ નીયમોની સુચના કરતા દેખાયછે. તેનો વખત ઈ. સ ૫૦૦ થી ૭૦૦ સુધીમાં મુકવામાં આવેછે.

(४) બાકીની स्मृतिओनो વખત नारद स्मृति પછી ઘણો મોડો જણાયછે. તે ઉતરતા દરજાની છે.

४ अंगीरस ५ अत्री ६ दक्ष ७ देवल ८ प्रयापाते ९ याम १० लीखीत ११ व्यास १२ संख १३ संखलीखीत १४ वृध पशातातप.

આ બધી स्मृतिओ ઘણી જુજ અગત્યનીછે.

મીતાક્ષરા અને વ્ય. મયુખની સત્તા.

९ टीकाना ग्रंथोमां मीताक्षरा એ સૌથી જુની અને વધારેમાં વધારે વજનદારછે.

अ काशीपुरी અને તે નામના પ્રાંતમાં सर्वोतम છે.

ब दक्षीण અને पश्चिम હીંદુસ્થાનમાં सर्वोपरी છે.

क અને मिथालाમાં જે ગ્રંથો ચાલેછે તે બધાનો आधार રૂપછે.

ड અપવાદ એટલોજછે કે बंगाळाમાં કેટલેક દરજ્જે जीमुतवाहने તેની સત્તા ઓછી કરી નાંખીછે અને

इ गुजरातમાં व्यवहार मयुख પહેલું પસંદ કરવામાં આવેછે.

मिताक्षरा વિજ્ઞાનેશ્વરકૃત છે અને તેનો વખત અગીઆરમી સદીના આખર ભાગમાં મુકવામાં આવેછે, અને બીજા ટીકાકારો પ્રસંગોપાત નજીવા તફાવત સાથ તેને પછવાડે ચાલેછે. (मे. प. २६.)

બીજા ટીકાના ગ્રંથો માત્ર પુરવણી તરીકેજ કામ લાગેછે.

શાળાની ઉત્પતી

१० શાળાઓનો ભેદ પાછળથી ઉઠલોછે. એ શબ્દ પહેલ વહેલો कोलब्रुके વાપરેલોછે, તે જણાવેછે કે ખરેખરો તફાવત જોવામાં આવેછે એવીતો બેજ શાળાઓ છે. १ मिताक्षराશાળા અને २ दाय भाग શાળા. પહેલી શાળામાં પાછા ઝીણા તફાવતો આવેછે. હમેશાં

એકજ ધારાના સંબંધે પણ જુદી જુદી જગ્યોએ જે જે ટીકાકારો નજીકમાં નજીક થયા હોય તેના મતને અનુસરવામાં આવે એ સ્વભાવીક-છે; અને તેથી જુદા જુદા મત બંધાય. આથી એમ માનવામાં આવ્યુંછે કે તેટલી જુદી જુદી શાળાછે. પણ તે વીચારને માટે मा. मेन કહેછે કે ખરી રીતે કાંઈ આધાર નથી.( પૅ. ૩૩) मी. मारली પાંચ શાળાઓ પાડેછે તે એક.

१ बंगाळा, २ मीथीला, ३ बनारस ४ माहाराष्ट्र અને ५ द्रावीड.

અને द्रावीड શાળાના પાછા ત્રણ વીભાગ પડેછે.

१ द्रावीड, २ करणाटक, અને ३ अंध्र.

મદ્રાસ હાઈકોર્ટ અને પ્રીવીકાઉન્સીલ बनारस અને द्रावीड શાળાનો ભેદ પાડેછે. रामनद केश १२ मु. इ. अ. ૩૯૭

અને अंध्र અને द्रावीड શાળાઓ વચેનો ભેદ પણ કેટલેક દરજ્જે મંજુર થયેલો છે.

બીજી તરફ डा, बरनेल આ ભેદને હસી કાઢેછે અને વાસ્તવીક રીતે कोलबृक જે કે मिताक्षरा અને दायभाग શાળાના બે બે ભેદ પાડેછે તેને મળતો આવેછે. તેવીજ રીતે मी. जष्टीस स्ट्रेन्ज સાહેબ પણ કહેછે કે बनारीस શાળા, मीथीला, माहाराष्ट्र અને द्रावीड શાળાનો પાયો છે. मी. ग्रेडी કહેછે કે હીંદુસ્થાનની પશ્ચિમ અને દક્ષણ તરફ નજર કરતાં बनारस, माहाराष्ट्र અને द्रावीड શાળાઓ વચેનો ભેદ કાંઈ મતભેદના કારણથી નથી. પણ અમુક ગ્રંથની અવેજી અમુક ગ્રંથ પસંદ કરવાના સબબથી છે.

૧૧ દરેક શાળામાં ચાલતા આધારો વિશેષેકરીને નીચેના પત્રકપરથી જણાશે.

# શાળાઓ.

| | માતાક્ષરા | | | | | | દાયભાગ. |
|---|---|---|---|---|---|---|---|
| | માહારાષ્ટ્ર | દ્રાવીડ. | | | બનારસ | મથીલા | બંગાલા. |
| | | દ્રાવીડ | કરણાટક | અંધ્ર | | | |
| ૧ | મીતાક્ષરા (અ) | મીતાક્ષરા | (દ્રાવીડ પ્રમાણે) | (દ્રાવીડ પ્રમાણે) | મીતાક્ષરા | મીતાક્ષરા | ધર્મરત્ન |
| ૨ | મયૂખ (અ) | માધવીય | | | વીરેસર તથા બાલમ ભટની ટીકા | વિવાદરત્નાકર (ફ) | દાયભાગ અને તેની ટીકાઓ (ક) |
| ૩ | નિર્ણયસિંધુ (બ) | સારસ્વતીવીળશ | | | વીરમીત્રોદય (ડ) | વિવાદચીંતામણી | શ્રીકૃષ્ણતર્કાલંકાર |
| ૪ | હેમાદ્રી | વરાડારાજ્ય | | સ્મૃતીચંદ્રીકા | માધવીય | વ્યહવાર ચીંતામણી | દાયક્રમ સંગ્રહ (પ) |
| ૫ | સ્મૃતિકૌસ્તભ | દત્તકચંદ્રીકા | | | વિવાદતંડવ | દ્વૈતપરીશીષ્ટ | આચાર્ય ચિંતામણી |
| ૬ | માધવીય | | | ... ... | નિર્ણયસિંધુ | વિવાદચંદ્ર | સ્મૃતિતત્વ |
| ૭ | મનુ (અ) | ... ... ... | ... ... | ... ... | દત્તકમીમાંસા | સ્મૃતિસમુદ્ર | દાયતત્વ |
| ૮ | દત્તકમીમાંસા (ક) | ... ... ... | ... ... | ... ... | ... ... ... | દત્તકમીમાંસા | વિવાદાર્ણવસેતુ |
| ૯ | ... ... ... | ... ... ... | ... ... | ... ... | ... ... ... | ... ... ... ... | વિવાદ સારાર્ણવ |
| ૧૦ | ... ... ... | ... ... ... | ... ... | ... ... | ... ... ... | ... ... ... ... | વિવાદ ભંગાર્ણવ |
| ૧૧ | ... ... ... | ... ... ... | ... ... | ... ... | ... ... ... | ... ... ... ... | દત્તક ચંદ્રીકા |

( अ ) मनु, मीताक्षरा अने मयूख मुंબઈ ઈલાકામાં સર્વોપરી છે. માહારાષ્ટ્રમાં मीताक्षरा શ્રેષ્ટ છે. ગુજરાત, મુંબઈ અને ઉત્તર કોકણમાં मयूख શ્રેષ્ઠ છે. प्राणजीवणदास वी. देवकुंभरबाइ १. मु. हा. १३१ नवलराम वी. नंदकीशोर. १ मु. हा. २०९ આ બીજા કેસમાં વીશેષ એમઠરાવ્યું કે મનુના વાક્ય ઉપર બહુ આધાર રાખવાનો નથી એટલા માટે કે હિંદુઓ હાલ કબુલ રાખેછે કે તેમાંની ઘણી બાબતોનો કળીયુગમાં અમલ નથી. ललुभाइ वि. मानकुंवरबाइ ( ई. ला. री. २ मु. ३८८ ) कीस्नाजी वि. पांडुरग. १२ मु. हा. ५५ सखाराम वि. सीताबाइ. ई. ला. री. ३ मु. ३५३

( ब ) वीनायक वि. लक्ष्मीबाइ १ मु. हा. १२३ આ કેસના જજમેંટના પૃષ્ટ १२३ મે कमलाकर કૃત્ય લખેલું છે તે તેનો ગ્રંથ નિર્ણયસિંધુ સમજવો.

( क ) नारायण वि. नानामनोहर. ७. मु. हा. ए. सी. जे. १५३

( ड ) ढोंढु वि, गंगाबाइ. ई, ला, री, ३ मु. ३६९

( प ) प्राणजीवनदास वि, देवकुवरबाइ. १. मु. १३१

( फ ) मोरारजी गोकलदास वि, पारवतीबाइ, ई, ला, री, १ मु. १७७

૧૨ દરેક શાળાનો વિસ્તાર નીચેથી જણાશે.

(૧) માહારાષ્ટ્ર શાળામાં પશ્ચીમ હીંદુસ્થાન આવેછે એટલે કે માહારાષ્ટ્ર, કોકણ, ગુજરાત, કાઠીઆવાડ ઇત્યાદી.

(૨) દ્રાવીડ શાળામાં હિંદુસ્થાનનો ઠેઠ રામેશ્વરસુધીનો દક્ષીણ ભાગ આવેછે.

(૩) બનારસ શાળામાં બનારસ પ્રાંત અને મધ્ય હીંદુસ્તાન આવેછે તેમજ ઓરીસા અને મીડનાપુરથી, હુગલીના મુખ સુધી અને ત્યાંથી ચીકાકોલ સુધીનો પ્રદેશ આવેછે.

(૪) મીથીલા શાળામાં ઉત્તર બહાર અથવા તીરહુટ આવેછે.

(૫) બંગાલા કે ગૌડ શાળામાં બંગાળા પ્રાંત આવેછે તેમજ આસામ પણ ગણવામાં આવ્યુંછે (૧૬ વી. રી. ૪૨)

હીંદુ સ્થાનીક ધારો નથી.

ખુલાસો ૧ આ હદો લગભગછે તોપણ જ્યારે સવાલ ઉઠે કે અમુક જગો કઇ શાળા તળે આવેછે ત્યારે તે વાત તે જગોએ કયા ગ્રંથો માન્ય કરવામાં આવેછે, એવા પુરાવાથી દરેક કામમાં મુકરર કરવી જોઇએ કારણ કે હીંદુના સ્થાનીક ધારો નથી પણ જાતીકા ધારો છે માટે એક કુટંબ મિતાક્ષરા શાલામાંથી નીકળી બીજી શાળા તળેના દેશમાં રેહેવા જાય ત્યારે તે કુટંબ પોતાની મુળ રીતો સાથે લઇ જાયછે. તે પ્રમાણે ચાલવા અથવા નવા વાસનો ધારો ગ્રહણ કરવા તે કુટંબને છુટ છે પણ નવા વાસનો ધારો ગ્રહણ કર્યોછે એમ સાબીત કરવાનો બોજો તેમ કહેનાર ઊપર છે સુહદ્રનાથરાય વી મુ. હીરમણ્ય. (૧૨. મુ. ઇ. અ. ૮૧) પ્રથીસીંગ વી. મુ. શોવ(૮ વી. રી. ૨૬૧)

સાબીતીનો બોજો

કેવા પુરાવાથી સાબીત થાય

ખુલાસો ૨ ધર્મ સંબંધી અથવા સંસારી રીવાજો ગ્રહણ કર્યાનું સાબીત કરવાથી અથવા ધર્મક્રીયા પોતાની રાખી બેઠા હોય તો નવા વાસમાં એજ વર્ગના લોકોમાં જે વારસાનો ક્રમ ચાલેછે તે વારસાનો અનુક્રમ સ્વીકાર્યાનું સાબીત કરવાથી નવા વાસનો ધારો ગ્રહણ કર્યાનું બતાવી શકાયછે ચંદ્રશખિર વી. નોબીનસુંદર (૨ વી. રી. ૧૪૭). સરકાર એક પ્રાંત સાથે બીજા પ્રાંતને જોડી આપે તે થીત્યાંના લોકોએ એક બીજાના રીવાજ ગ્રહણ કરયાછે એવું અનુમાનથાય નહી. પૃથીસીંગ. વી. કોર્ટ, ઓફ વોર્ડઝ. (૨૩ વી. રી. ૨૭૨)

# प्रकरण ३

## રીવાજ

રીવાજનું સામાન્ય લાગુપણું

૧૩ મી. મેન કહેછે કે હાલના હીંદુઓનો મોટો ભાગ પ્રાચીન રીવાજો ઉપરથીજછે એ મારૂં ધારવું ખરૂં હોય તો પછી તે ઉપરથી એમ નિકળેછે કે જેઓ કોઈ રીવાજ પ્રમાણે ચાલેછે એમ બતાવવામાં આવે ત્યારે તેઓને એ રીવાજ નહી લાગુ પાડવો તેનું એ રીવાજો ब्रामणी શાસ્ત્રથી જુદા પડે છે એ કાંઈ કારણ નથી.

આ વાત બ્રાહ્મણ ગ્રંથકારો પણ કબુલ કરેછે. मनु કહેછે કે "યાદગીરી પેહેલાનો રીવાજ સરસ્ર કાયદા છે" અને વળી કહેછે કે "કાયદાનો આધાર યાદગીરી પેહેલાંના વખતના રીવાજ ઉપર છે" "એમ પવીત્ર ઋષીઓએ સારી પેઠે જાણ્યાથી લાંબા વખતના સ્થાપીત" "થયેલા સારા રીવાજોને ધર્મનું મુળ ગણી ગ્રહણ કર્યાછે. मनु. ૧: ૧૦૮ તથા ૧૧૦ ) તેમજ याज्ञवल्क्य કહેછે કે "રાજાએ નવા જીતેલા દેશના સંસાર વ્યવહારીક અને ધર્મ સબંધી રીવાજોનું, ન્યાય બંધારણનું અને શાતી ભેદનું સંરક્ષણ કરવું જોઈએ. મીતાક્ષરા પણ તેવી મતલબના વાક્યો ટાંકે છે.

રીવાજનો કોરટોએ તેમજ ધારા સભાએ પુરે પુરી રીતે અમલ કરવાનું મંજુર કર્યુંછે रामनंद केस. (१२ मु. इ. आ. ४३६)માં પ્રીવી કૌન્સીલે કહયું કે હીંદુ શાસ્ત્ર પ્રમાણે રીવાજની સારૂ સાબીતી શાસ્ત્રના લખેલા ફરમાનથી વધારે બળવાન છે તેમજ જે રીવાજ न्याय हक्कीटो અને शुधअंतःकरण વીરૂધ ન હોય અથવા ખુલી રીતે નીરર્થક ઠરાવવામાં ન આવ્યો હોય તે રીવાજને માન આપવા નીચેના આકટોમાં ઠરાવ્યું છે

(૧) मुबाइनो सने १८२७ नो રેગ્યુલેસ ૧૪ ની કલમ ૨૬ અને સને ૧૮૬૪ ના આકટ ૨ ની કલમ ૧૫.

(૨) मद्रास માટે સને ૧૮૭૩ નો ૩ ક. ૬.

(૩) मध्य प्रांतो માટે સને ૧૮૭૫નો ૨૦ કા. ૫.

(૪) ब्रह्मदेस માટે સને ૧૮૭૫નો ૧૭ માની કા. ૫.

(૫) अयोध्या માટે સને ૧૮૭૬નો ૧૮ મો કા. ૩.

(૬) पंजाब માટે સને ૧૮૭૮નો ૧૨ કા. ૧.

**૧૪** આ પ્રમાણે છતાં પણ સ્થાનીક રીવાજના સંગ્રહ કરવા માટે ઘણુંજ થોડું કરવામાં આવ્યું છે.

રીવાજના સંગ્રહ પુસ્તકો

(૧) માત્ર અપવાદ એટલોજછે કે દક્ષીણમાં ચાલતા રીવાજોના મી. **स्टोक्ले** સંગ્રહ કરેલોછે. અને

(૨) **अ.** પંજાબ અને અયોધ્યા માટે સેટલમેંટ આફીસરોના હુકમથી જમીનના વારસા તથા વ્યવસ્થા સંબંધી ગામના અને શાદીના રીવાજના દફતરોમાં સંગ્રહ કરવામાં આવ્યોછે અને એ નોંધો **वजीबलअरज** અને **रीवाजीयम** એવા નામથી ઓળખાયછે અને સને ૧૮૭૧ નો આકટ ૩૩ ની કલમ ૬૧ વડે તે દફતરોનો સંબંધ ન્યાય ખાતા સાથે જોડવામાં આવ્યોછે એવી રીતે કે તેમાં લખેલા મજકુર વીરૂધ સાબીત થતાં સુધી ખરા છે એમ અનુમાન કરવું. માટે આ નોંધોથી વીરૂધ રીવાજ સાબીત કરી જુદા હકો માટે દાવો ચાલી શકે છે. (**सुंदर** વી. **खुमाणसींग. इ. ला. री. १ अल्हा** ૬૧૩

**ब** પંજાબ માટે બીજો સંગ્રહ પંજાબના ચીફ કોરટના જડજ **चार्लसबुलनोर** અને **रेटींगने** કરેલો છે.

(૩) લંકામાં જાફનાના રેહેવાશી **तेमील** લોકોના રીવાજોનો સંગ્રહ **थेसालेमीए** વલંદા સરકારના હુકમથી ૧૭૦૭ માં કરેલોછે તે સંગ્રહ ત્યાંના બાર દેશીઓને બતાવવામાં આવ્યો હતો તેમણે તે પસંદ કર્યો અને છેવટ રીવાજોના પ્રમાણ સંગ્રહ તરીકે તે પ્રસીધ કરવામાં આવ્યો.

**૧૫** રીવાજ કયા કયા લોકોને લાગુ પાડવો તેના ત્રણ વર્ગ પડેછે.

રીવાજનું વીશેષ લાગુપણું

(૧) જેઓને હીંદુલા કદી પણ લાગુ પાડવામાં આવ્યો નથી અને જેઓને માટે સ્થાનીક કે જાતીકા રીવાજ છે તે કોમો,

(૨) જેઓને કેટલીક બાબતમાં હીંદુલાથી જુદા રીવાજો લાગુ પાડયાનું કોરટોએ મંજુર કરેલું છે તે બાબતોમાં તે લોકો.

આના પાછા બે ભાગ પડેછે. તે એકે;

अ જેઓ હીંદુ છતાં બ્રાહ્મણી ધર્મ વીચારો સરથી ગ્રહણ કર્યા નથી તેઓ, અને,

ब જેઓએ ધર્મ વીચારનો સ્વીકાર કર્યા છતાં કેટલીક બાબતમાં કુલાચાર પ્રમાણે ચાલેછે તેઓ,

(૩) જેઓએ હીંદુધર્મ છોડી દીધોછે તેમજ હિંદુ જાત અને રીવાજ છોડી દઈ પરાયા ધર્મ કે પંથના વીચારો પસંદ કર્યાછે તેઓ.

(૧) પેહેલા વર્ગમાં પાહાડી જાતો તથા મલબારનો मरुमकट यम અને कनेडानो अल्या तानासं धारो આવેછે. કે જે વિષયને આ ગ્રંથ સાથે કાંઈ સંબંધ નથી.

(૨) બીજા વર્ગના પ્રથમ ભાગમાં (अ.) બુધીષ્ટ. (ब) જૈન (क.) સીખ (ड) જાટ અને તેવા બીજાઓ આવેછે.

જૈન

(ब) એ સંપુર્ણ રીતે મંજુર થયેલું છે કે જૈન લોકો જાતે હીંદુ છે અને સામાન્ય રીતે હીંદુલાને વળગી રહેલાછે તોપણ તેઓ વેદની ઈસ્વરી સતા મંજુર કરતા નથી તેમજ શ્રાધ કે ઉતર ક્રિયા કરતા નથી. માટે જે ધર્મ સબંધી ભાગ છે તે ભાગમાં તેઓના રીવાજ તદન જુદા પડેછે भगवानदास. वी. राजमल (१० मु. हा. २४१] शीवसींग वी. मु, दाबो.(ला. री. ५, इ अ. ५५).

સીખ લોકો

(क) એક જુના કલકતા કેસમાં એક शीखના વારસાના શવાલના સબંધે લગ્નના કાયદેસરપણા વીશે શવાલ ઉઠયો તેમાં કોરટે ઠરાવ્યું કે સીખ હીંદુનો એક પંથ છે માટે તેમને હીંદુલા લાગુ પાડવો જોઈએ जग मोहन वी सौम कुमार २ मो. डा.४३ તોપણ मी. मेन કહેછે કે પંજાબના ઘણા દાખલાઓ બતાવેછે કે સીખ લોકોનો ધારો દતવીધાન જેવી અગત્યની બાબતોમાં હિંદુલાથી જુદો પડેછે (मे. पे. ४४)

બીજા વર્ગના પાછલા ભાગમાં બધા ધાર્મીક હીંદુઓ આવેછે. તેમનામાં પણ યોગ્ય કુલાચાર હીંદુધર્મશાસ્ત્રના નીયમોને એક બાજુ મુકાવે છે, भाउ नानाजी उतपात वी. सुद्राबाइ ११ मु. हा. २४९ ललुभाइ वी. काशीबाइ ला. री. ७ इ. अ. २३७

જાટ લોકો

(ड) તેવીજ રીતે जाट લોકો જુદા પડેછે જાટ આ શબ્દ संस्कृत यादव ઉપરથી થએલો છે તે લોકો અસલ નીવાસીઓના વંશજો છે (मेनींग प्राचीन हींदुस्तान १:६६)

(૩) ત્રીજા વર્ગમાં હિંદુમાંથી વટલી મુસલમાન ખીસ્તી, કે બીજા ધર્મમાં ગએલા લોકો આવેછે.

મુસલમાન થએલા હીંદુને મુસલમાની લાનુ લાગુપણું

१६ જયારે કોઈ હિંદુ મુસલમાન થાય ત્યારે તે એવી સ્થીતી ગ્રહણ કરે છે કે જે સ્થીતીને માટે હીંદુસ્થાનમાં મંજુર થયેલો એક બીજોજ ધારો છે અને તે મુસલમાની લા છે. એમ કહેવામાં આવ્યુ છે

ड जे मीलकत मुसलमान થતાં વખત તેની પાસે હોય તે મીલકત હિંદુલા પ્રમાણે તે વખતના હકદાર વારસોને મળશે પણ પાછળથી મે- ળવેલી મીલકતને મુસલમાની ધારો લાગુ પડશે. जवलाबक्ष वी धरम सींग १० मु. इ. अ. ५३७.

વટલતી વખતની મીલકત ઉપર મીતાક્ષરા શાળા અને દાયભાગ શાળાની અસર.

अ મી० मेन કહેછે કે આ નિયમ નો પેહેલો ભાગ માત્ર એવા હિંદુઓને લાગુ પડેછે, કે જેઓ પોતાના વારસોનો હક હિંદુલો પ્ર- માણે રદ કરી શકતા નથી. તે મીતાક્ષરા શાળા તળેના લોકો છે. જો વસીયતનામાથી કે બીજી રીતે જેઓ વારસને વારસાના હકમાંથી બાતલ કરી શકે છે. તેઓ (દાયભાગ તળેના લોકો) મુસલમાન થવાથી શા માટે બીજો ધારો ગ્રહણ કરી વારસોને વારસામાંથી બાતલ કરી ન શકે એના માટે કાંઇ કારણ નથી. આ દાયભાગ શાળા તળેના લોકોને લાગુ પડે છે.

હીંદુરીતભાત તેઓ કાયમ રાખી શકે અને તેથી હીંદુલોનું તેમને લાગુપણું.

ब जे મીલકત મુસલમાન થયા પછી મેળવી હોય તે મુસલમા- ની ધારા પ્રમાણે જે વારસ હોય તેમને પ્રાપ્ત થાય એ નીયમ जवला- बक्ष वी धरमसींग ના કામમાં મુકરર કરવામાં આવ્યો છે તેથી એમ સમજવાનું નથી કે મુસલમાન થએલા હીંદુ વટલ્યા પછી હિંદુ રીવાજ કાયમ રાખી શકે પણ તેથી ઊલટું મુંબઈ હાઈકોર્ટે વારંવાર ખોજા લોકોના સબંધમાં ઠરાવેલું છે કે મુસલમાન થયા પછી તેઓ વારસાના સબંધે હિંદુ રીવાજ કાયમ રાખી શકેછે અને તેઓએ રાખ્યાછે. ખોજા સુમારે ચારસો વરસ પહેલાં હિંદુ હતા. તેઓ વટલ્યા ત્યારથી તે આજ સુધી હિંદુ વારસાના નિયમ પ્રમાણેજ ચાલેછે.

ખોજા

गंगाबाइ वी० थावरमुला १ मुं० हा० ७१—७३
मलबाइनी अरजीना કામમાં २ मुं० हा० २९२
हीरबाइ वी० गोरबाइ १२ मुं० हा० २९४
रहिमतबाइ वी० हीरबाइ इ० ला० रि० ३ मुं० ३४

क આજ પ્રમાણે કછી મેમણો હિંદુમાંથી વટલી મુસલમાન થ- એલાછે અને તેમને વારસાના વીશેષ રીવાજના અભાવે હીંદુલા લાગુ પડેછે એમ आशाबाइ वी० हाजीतैयब इ० ला० रि० ८ मुं० ११५ અને अबदुल कादर वी० सी. एटरनर इ० ला० रि० ९ मुं० १५८ ના કામમાં ઠરાવવામાં આવ્યુંછે

કછી મેમણ

(ड) सदरतु नीसा वी० माजादाबातू. ( इ. ला. री. ३ कल० ६९४ ) ના કામમાં સામાન્ય રીતે એવો નીયમ મુકરર કરવામાં આવ્યો છે કે કોઈ પણ મુસલમાની કુટુંબ પોતાને યોગ્ય લાગે એવા

કોઈપણ મુસલમાન હીંદુ રીતભાત ગ્રહણ કરી શકે.

तफावत राखी हिंदुओना रीवाज ग्रहण करी शकेछे. तेमज **वक्रह-मीरा** वी० **मीरमोइद्दीन** (२ म० हा० ४१४) ना काममां **मूसल मानी** मजीआरा कुटुंबना मेनेजरे मेळवेली मीलकतना संबंधे **हींदु** मझीआरा कुटंबना मेनेजरे मेळवेली मीलकतना संबंधे लेवातुं अनुमान लागु पाडवामां आव्युं हतुं,

ख्रीस्ती थयेला हींदु ख्रीस्ती लग्नना धाराथी बंधायेला छे मा टे हींदु रीतभात तेनी बाबतमां राखी शके नही.

**१७** बीजो स्वाल हींदुमांथी वटली जइ ख्रीस्ती थएला सखसोनी स्थीती वीशेनो छे,

**अ** आना संबंधमां स्थापीत नीयम एवो छे के ज्यारे कांइ स्थीती बदलाववामां आवे त्यारे ते स्थीती बदलाववाथी कोई बीजा कायदाने ताबे थवानी कोई बाबतमां फरज आवी पडती होय तो ते बाबतमां ते कायदो बंधन कारक थशे अने जुनो धारो लागु रहेशे नही. दाखला तरीके, कोई हींदु के मुसलमान ख्रीस्ती थई जाय त्यारे वटल्या पछी ख्रीस्ती धारा प्रमाणे बीजी ओरत करी शकता नथी, माटे लग्ननो धारो ख्रीस्ती धर्मनोज लागु पडशे, **स्कांनर** वी० **आरदी** १४ मु० इं० अ० ३०९—३२४. अने एक ओरतनी हयातीमां वटल्या पछी बीजी ओरत करी हशे तो तेनुं फरजंद ओरस गणाशे नही पण वटल्या पहेलां एकथी वधारे ओरत करेली होय ते ओरतो वटल्या पछी कायम राखे त्यारे तेथी थयेला फरजंद उपर ख्रीस्ती धर्मनी शुं असर थाय ए स्वाल, **मी. मेन** कहेछे के, घणो रमुजी थई पडे पण हजी सुधी उठयो नथी.

बीजी बाबतमां हींदु रीत भात पाळी शके अने तेथी हींदुलो लागु पडे

**ब** बाकी बीजी बाबतोना संबंधे बीजा धारा अने रीवाजो कायम राखवानी ख्रीस्ती धर्मथी मने नथी माटे ख्रीस्ती थयेला हींदु, हींदु रीवाज राखी शकेछे एम **एभराम** वी. **एभराम** (९ मु. इ. अ. १९५) ना काममां ठराववामां आव्युं.

युरोपीअनने हींदु ओरतथी थयेला अनौरस छोकरा हींदु रीत भात प्रमाणे चाली शके

**क** आज नियम प्रमाणे ज्यारे कोई युरोपीयनने, हंदु ओरतथी अनौरस पुत्र थाय त्यारे ए छोकरा हींदु रीवाज कायम राखी शकेछे, अने ते प्रमाणे कायम राख्यो होय त्यारे ते छोकराओने हींदु तरीके गणी हींदुला लागु पाडवो जोईए एम **मोणांबाइ** वी. **उत्ताराम** मु. इ. अ. ४००)ना काममां ठराववामां आव्युं एम कहीने के ते छोकराओना परस्परनो तथा तेमनी मानो वारसो लेवाना हको वीशे हिंदुला प्रमाणे चुकादो करवो जोईए. आ केसमां प्रीवीकौन्शील जणाव्युं के "जे अर्थमां **हींदु अवीभक्त कुटंब** ए शब्दो हींदु ग्रंथकारो" "वापरेछे ते अर्थमां तेओनुं हिंदु अविभकत कुटुंब समजवुं नही.

तथी हींदुलो लागु पडे

"केमके हींदु अवीभक्त कुटुंबनी अंदर बाप मुख्यी गणायछे अने दी-"
"कराओ जन्मथी भागीदारो गणायछे............पण ते छोकराओ"
"हींदु मानापे टथी ख्रीस्ती बापना पुत्रो छे तेथी तेमनी पोतानीज मील-"
"कतमां हींदु अवीभक्त कुटुंबनी रीते परस्पर भागीदारो गणाय छे."

**१८** तेमज हींदुला जेओने लागु होय तेओमां पण कोई अमुक बाबतमां तेथी जुदो **कुळाचार** होई शके ए वात मुकरर थयेलीछे.

कोइ पणहींदु कुटुंबनो कुळाचार मजुर थाय

**अ.** **कुळाचार** ए कुटुंबनो रीवाज छे ते मीलकत साथे जतो नथी. माटे वडा पुत्रने वारसोमळे एवी मीलकत खरीद करवामां आवी ते प्रसंगे ठराव्युं के खरीद करनारना कुटुंबनो रीवाज लागु पडेछे **गोपालदास** वीं० **नरोत्तमसींग** ७ स.दी. १९५

**ब** वायव्य प्रांतेनां **सारवगीअगरवाळा** जातना जैनलोकोमां वीध वाने स्वतंत्र वारसो मळवानो रीवाज चालेछे तेथी तेने गमे ते जातनी मीलकतनी गमे तेवी रीते व्यवस्था करवा हक छे एम **सीवसींग** वी. **दखो इ. ला री. १ अल्हा.** ९८८ ना काममां प्रीवीकौनसीले ठराव्युं.

वायव्य प्रांतन सारवगी जैन ना रीवाज

**क** शोलापुरमां पंढरपुरना **उतपात** कुटुंबोमां दीकरीओने वारसो नही मळवानो रीवाज चालेछे. **भाउ नानाजी उतपात** वी. **सुंदरबाइ** ११ **मु. हा.** २४९

पंढरपुरना उतपात कुटुंबना रीवाज

**ड** दक्षीण माहाराष्ट्रमां देसाईओना कुटुंबमां वडा पुत्रने वारसो मळवानो रीवाज, जो साररीते साबीत थाय तो. ते हींदुशा-स्त्रना वारसाना नीयमने खसेडी मुकेछे **सीघोजीराव** वी. **नावकोजीराव** १० **मु. हा.** २२८

**इ** तेमज अवीभाज्य (वेंहेंचाय नहीं एवा) राजयोनी बाबतमां वडा पुत्रने वारसो मळवानो रीवाज मंजुर करवामां आ-व्योछे **तीपराराज**ना संबंधे तेज प्रमाणे ठरावामां आव्युं **नीलकीस्तोदेव** वी. **बीरचंदर** १२ **मु. इ. अ.** ५२३

ज्येष्ट पुत्रने वारसो मळवा नो रीवाज

**तीरहुट** (मीथीला)ना राजयना संबंधे तेवो रीवाज मंजुर करवांमां आव्यो **गणेशदत्त** वी. **मोहेसरसींग** ६ **मु. इ. अ.** १६४

तेमज मुंबई इलाकाना केटलाएक ठाकोरो अने **सरदारोने** ते नियम लागु पडशे. **बळवंतराव** वी. **मंतापा** १ **मु. हा. अ. पे.** ४२

રાજ બધાં અવિભાજ્ય હોય અને તેથી વડા પુત્રનેજ મલે એમ કાંઈ નથી. વેહેંચણ થાય એવું રાજ કે જમીનદારી હોય. गीरधारी वी. कुलाहलसींग २ मुं. इ. अ. ३४४

કાઠીઆવાડમાં કાઠી રજપુતનાં રાજ્ય ઘણુંથી આજ પ્રકારનાં છે. તેનો આધાર કુલાચાર ઉપરજ છે. માટે વડા પુત્રને વારસો મળવાનો રીવાજ મીલકત સાથે ચાલતો નથી. જે કુળમાં મીલકત જાયછે તે કુળના રીવાજ ઉપર આધાર રાખેછે गोपाळदास वी. नरोतमसींग ७ स. दी. १९५

તોપણ જ્યારે કોઈ અવિભાજ્ય રાજ સરકારે ખાલસા કર્યું અને તે તેજ કુટુંબના મેંબરને અથવા ત્રાહીતને આપ્યું હોય ત્યારે અનુમાન એમજ થાયછે કે તે રાજ તેના અવિભાજ્યપણાના અને વડા પુત્રને વારસો મળવાની લાયકીના ગુણ સાથેજ આપ્યુંછે वीरपरताप वी. माहाराजा राजेंदर (१२ मु. इ. अ. १)

કોઇ નાના કુટુંબની જુજ મીલકતના સબંધે તેવો રીવાજ મંજુર કરવામાં આવશે નહી માટે જ્યાં કુટુંબની જમીન રૂ૧૫૦૦ થી જરા વધારે હતી ત્યાં હીંદુલાને રદ કરનારો વડા પુત્રનેજ મળવાનો રીવાજ મંજુર કરવામાં આવ્યો નહીં बस्वंतराव वी. मंतापा १ मुं. हा. अपे. ४२. १८६५.

પણ સને ૧૮૭૪ માં भाउ नानाजी उतपात वी. सुंद्रबाइ (११ मु. हा. २४९)ના કામમાં એજ કોર્ટે ઠરાવ્યું છે કે कोई पण હીંદુ કુટુંબમાં વારસાનો વીશેષ નીયમ હોવાનું અને તેનો સ્વીકાર થયાનું તથા તે જુના વખતનો, એકસરખો, વાજબી અને હીંદુલાના મુળ તત્વોથી વીરૂદ્ધ નથી એવું જણાય ત્યારે તેવો વીશેષ નીયમ (કુળાચાર) મંજુર કરવાની કોર્ટ ના પાડવી નહી જોઈએ.

કુળાચારકેવો જોઈએ

**૧૯** જે જે પ્રસંગે રીવાજનો સ્વાલ ઉઠેછે તે સર્વ પ્રસંગે રીવાજ કેવો હોવો જોઈએ એ પહેલો સ્વાલ છે.

(૧)યાદગીરી પહેલાંનો જોઈએ

**અ** કોઈ કુળાચાર બંધનકારક થવાને માટે યાદગીરી પહેલાનો હોવો જોઈએ માટે કોઈ કુટુંબ અથવા મીલકત એટલી અર્વાચીન હોય કે જેના સંબંધે યાદગીરી પહેલાંનો રીવાજ

કહેવાનો વીચારજ બાંધવો યોગ્ય નથી. તેવે પ્રસંગે તે કુળાચાર બંધનકારક થતો નથી. अमरतनाथ चोधरी વી. गत्ररीनाथ १३ मु. इ. अ. ५४२

ब કોઈ રીવાજ મંજુર થવા માટે જેટલી તેના જુનાપણાની જ રૂરછે તેટલીજ તેના અભંગપણાની અને એક સરખાપણાની જરૂર છે. भगवानदास વી. राजमल १० मु. हा. २४१ लछमनराइ વી. अकबरखान ई.ला. रीं १ अल्हा ४४० लाला વી. हीरासींग इ. ला. रीं. २ अल्हा ४९. मी. मेन કહેછે કે ઘણાજ વીસ્તાર પામેલા રીવાજ બાબતમાં ચાલુપ- ણાની ખામી એમ બતાવેછે કે તેની કાયદેસર શરૂવાત નહીં હશે, પણ આવો રીવાજ એકવાર સંપુર્ણરીતે જામ્યા પછી એકાએક તેનો કેમ અંત આવે એ સમજવું મુશકેલ છે તો- પણ કુળાચારની બાબતમાં તેમ નથી; કેમકે કુળાચારનો આ- ધાર થોડી સંખ્યાના માણસોની સંમતી ઉપર રહેલોછે, માટે જ્યાં એમ માલમ પડે કે राजना પ્રકારની કોઈ મીલકતમાં હીત ધરાવનાર કુટંબના મેમ્બરોએ તે મીલકતની વીસ વરસ સુ- ધી કુટંબની મજીઆરી મીલકત તરીકે વ્યવસ્થા કરી, તે એ- વી રીતે કે જાણે વારસાના સામાન્ય નીયમજ તેને લાગુ હોય તે પ્રસંગે પ્રીવીકૌંસોલે ઠરાવ્યું કે તે મીલકતનું અસલ જે અવીભાજ્ય સ્વરૂપ હતું તે સ્વરૂપ બંધ થયુંછે. તેમણે કહ્યું કે "અમને એમ ઠરાવવાને કાંઇ નીયમ કે આધાર" "માલુમ પડતો નથી કે વારસાની કોઈ રીતનો આધાર" "ન્યાયસર માત્ર કુળાચાર ઉપર હોય તે રીત (વાર" "સાના સાધારણ નીયમ દાખલ થવા સારૂ ) બંધ નજ" "પડે. આવા કુળાચાર સ્થાનીક રીવાજથી જાતેજ જુદા" "હોયછે અને કુળાચારને સંબંધે એતો પ્રથમ જરૂરની" "વાત છે કે તે ચોકસ એકસરખો અને જારી હોવો જોઈએ" "અને સાબીત થયેલું તુટકપણું કુળાચારને નાશ કરેછે. જયારે" "એ તુટકપણું આકસ્મીક કારણોથી થયું હોય ત્યારે પણ" "તેમજ સમજવું જોઈએ અને જયારે આખા કુટંબની મર-" "જીથી ઈરાદાપુર્વક તેમ થયું હોય ત્યારે તેની અસર ઓછી" "થશે નહીં. જો આ રીવાજ છોડી દીધા પછી અને આ કેસની" "માફક લાંબો વખત, છોડી દીધાછે એવી રીતે અમલ થયા"

(२) અભંગ જોઇએ

રીવાજનું તુટકપણું

"પછી એ રીવાજોને સજીવન કરવાની ન્યાય કોશીશ કરે તો" "ઘણો ભારે ગુંચવાડો અને કજીઓ વધી પડે" राजकोसनर्सींग. वी. रामजयसमी ई. ला. री. १ कल. १८६

(२) રીવાજ અનિતિ ભરેલો તથા લોક રીતી વીરૂધ નહીં જોઈએ.

क. અનીતી ભરેલા અથવા સાર્વજનીક રીતી વીરૂધના રીવાજનો અમલ કરાવાશે કે મંજુર થશે નહી (मनु ८:४६)

ધણીને જીવતાં છોડી દઈ તેની સંમતી વગર બીજે નાતરે જવાનો રીવાજ અનીતી ભરેલો ગણી મુંબઈ હાઈ કોર્ટે ના મંજુર કર્યો राणी वी करसन गोज २ मुं. हा. १२४ उजी वी. हाथी ७ मु. हा. १३३ नारायण भारती वी. लवींग भारती ई. ला. री. २ मुंब. १४०

(२) તેમજ તેના ધણીની સંમતીથી નાતરૂ કરવા છુટ મળે કે નહીં એ વીશે પણ શંકા ઉઠાવવામાં આવી. खेमकोर वी. उमीयाशंकर १० मु. हा. ३८१

(३) જોકે કસબ કરનારી ઓરતોનો ધંધો હીંદુ રીવાજથી મંજુર થયેલોછે એટલે એ ધંધો કરનારને માટે સજા નથી અથવા મને નથી તોપણ હીંદુ-વિચારો પ્રમાણે તે કામ અનીતી ભરેલું છે માટે તે કારણસર કોઈ કરાર ઇંગ્રેજી કોર્ટ મંજુર કરશે નહી. તે ધંધો ચલાવવા શકતીવાન થાય એટલા માટે કાંઇ ઉતારો કે ખાવા પીવા આપ્યાની કીમત માટે દાવો ચાલી શકશે નહી गौरीनाथ वी. मधुमणी १८ वी. री. ४४६

રીવાજનો પુરાવો કેવો જોઈએ.

**२०** આ રીવાજનો પુરાવો કેવો હોવો જોઈએ એ બીજો સવાલ છે મદ્રાસ હાઈકોર્ટે એક કામમાં ઠરાવ્યું કે જયાં સુધી કાયદા બાંધનારી સભાથી અથવા ન્યાય સતાથી કાંઈ રીવાજ મંજુર થયો નથી ત્યાં સુધી તે બંધનકારક નથી. १ म. हा. ४२४. પણ આ વીચાર, मी. मेन કહેછે કે, ઉભો રહી શકતો નથી; કેમકે આ ખરૂં માનીએતો કાયદાના અભાવે કોઈ પણ રીવાજ પેહેલી વખતને માટે ન્યાયસર મંજુર થઈ શકે નહીં એમ દેખીતુંજ વાંધા ભરેલું છે. ખરો વીચાર આ પ્રમાણે છે:–અમુક રીતની વરતણુંક ચલાવવી વાજબી છે અથવા ચલાવવી જોઈએ એવી માનીનતાને લીધે તે પ્રમાણે વર્તણુંક ચલાવવામાં એક સરખાપણું પેદા થાયછે અને અમુક રીતની વર્તણુંક ચલાવવામાં એક

સરખાપણું એવી આસ્તા ઉત્પન્ન કરાવેછે કે તે પ્રમાણે ચાલવું જોઇ-એ અથવા તે પ્રમાણે ચાલવું વાજબી છે. જ્યારે આમાંના એક અથવા બંને કારણથી એક સરખી રીતભાતથી વ્યવહાર ચાલેછે ત્યારે તે રી-વાજ થઇ પડેછે અને ત્યારે તે જાતીકા ધારો થાયછે. **सीवननंजा** વી. **रामलक्ष्मी** (૩ **म. हा.** ૭૫)ના કામમાં મદ્રાસ હાઈકોર્ટે જણાવ્યું કે "કાંઈ કહેવાએલા રીવાજને કોર્ટથી મંજુરી મળે અને તેથી તે કાયદા જેટલો બળવાન થાય તે પહેલાં વ્યવહારી કામકાજમાં એટલા બધા લાંબા વખત સુધી અને એટલી બધી એકસરખી રીતે ચાલેલો જોઇએ કે જેથી તે દેશના અમુક કુટંબ, વર્ગ અથવા પરગણાના એક સ્થાપીત નિયમ તરીકે સામાન્ય સંમતીથી તાબે રહેવામાં આવ્યું ગણી શકાય, એમ બતાવવાને સંતોષકારક પુરાવની જરૂર છે અને જે વ્યવહારની ગતી ઊપર એ રીવાજનો આધાર રહયોછે તે વીશે કાંઈ શંશય રહેવા દેવો નહી જોઈએ, નિશ્ચીત રીતે તે સાબીત થવી જોઈએ." આ ઠરાવ અ-પીલમાં પ્રીવીકૌંસીલે મંજુર રાખ્યો. (૧૪ **मु. इ. अ,** ૮૫) અને કહ્યું કે એ રીવાજ સ્પષ્ટ અને સંદેહ રહીત પુરાવથી સાબીત થવાની જ-રૂર છે **गोपालीयन** વી. **रघुपतीयन** ૭ **म.हा.** ૨૫૦ના કામમાં રીવાજ વીશે તજવીજ કરાવવામાં કેવો પુરાવો જોઈએ તે વીશે **मद्रास** હાઇ કોર્ટે નીચે પ્રમાણે સુચના કરી:—

"અમુક જાતના કૃત્યોનો, તે કૃત્યો ખુલ્લી કે ગર્ભીત રીતે સ્વી-કાર કર્યાનો કે મંજુર કર્યાનો, કોરટના ચુકાદાનો. અથવા એવા કૃત્યો પંચાયતોએ બાહાલ રાખ્યાનો, અને એ કૃત્યો કાયદેશર અને વાજબી છે એવી પોતાની માનીનતા બતાવનારા અનુભવી અને કુશળ માણસોના મજકુરોનો પુરાવો દાખલ થઇ શકશે. પણ આ છેલા પુરાવાને રીવાજ ના બનેલા દાખલાથી પુટી નહીં મલતી હશે તો તે પુરાવો થોડોજ કીમતનો થશે."

———o✻o———

# ભાગ ૨.

## कुटुंब संबंधो.

# प्रकरण ४

## લગન અને પુત્રપણું

## અંક ૧

### ઊત્પતિ અને સ્વરૂપ

દુનીઆના પેહેલામાંપેહેલાધારા લગન સંબંધી.

**૨૧** 'બધા રાજ્યોના પેહેલામાં પેહેલા ધારાઓ લગ્ન સબંધી "છે કારણ કે લગ્ન બંધારણ માણસોના સમુદાય બંધાણા ત્યારથીજ "છે. બધી પ્રજાઓના પહેલા રાજાઓએ લગ્ન સબંધ સ્થાપન કર્યાનું "કહેવાયછે અને પહેલ વહેલા ધારાઓમાં લગ્ન સંબંધને ઊતેજન "આપનારા ઠરાવો છે." ( ओन अलझांडर फ्रेझर कृत दूनीयानी सामान्य तवारीख पृ० १४)

(૧) पैशाच

પૈશાચની ઉત્પતી

તેની વ્યાખ્યા

**૨૨** પૈશાચ લગ્ન પેહેલા રાજાએ સ્થાપન કર્યાનો વીચાર કેટલેક દરજ્જે વાસ્તવીક જણાતો નથી. હીદુઓના લગ્ન બંધારણ ઉપરથી માલુમ પડેછે કે પેહેલ વેહેલું રાજ્ય બંધાયા અવલજ લગન સબંધનું બીજ વવાયેલુંછે અને તેનો ફણગો પૈશાચ લગનથી ફુટેલોછે કે જે પ્રકાર પ્રજાની અતી જંગલીમાં જંગલી અવસ્થાની બતાવણી કરેછે. पैशाच એ લગનનો એક એવો પ્રકાર છે કે જેમાં कंन्या नींद्रावश थएली अवस्थामां અથવા नीशाथी उन्मत के बेभान थएली अवस्थामां માત્ર વિષયના કારણસરજ आलींगन કે संगम થતો ए संगनेज પૈશાચ લગન કહેવામાં આવેછે (मनु ३ २०—४२) આ પ્રકાર એવા વખતની બતાવણી કરેછે કે જયારે માણુસ જાતને લગન સબંધનો વીચાર ભાગ્યેજ થયો હોય. मी० मेन કહેછે કે પૈશાચ લગનમાં કાંઇ માણુસાઇકરતાં ओरंगओटंग જાતના વાંદરાના काम विषयनो ભાગ વધારે જોવામાં આવેછે. (मे. पे, ७६)

(૨) राक्षस લગનનો પ્રકાર

તેની વાખ્યા

**૨૩** ત્યાર પછી અને તેમાંથી राक्षस લગનનો પ્રકાર ઉઠયો, એક વખત જયારે જરૂર પડી, બીજી વખત જયારે જરૂર પડી ત્યારે ત્રીજી વખત પણ જરૂર પડશેજ એવા જ્ઞાનથી આ પ્રકાર થયો. માટે ओरतना सगांवाहालां साथे लडाइ करी तेने जोराव-

गीथी लइ जवी ते रडती जाय, अने सगांवाहालांनी मदद मागती होय ते राक्षस लग्न समजवुं. मनुः ३ २०—४२

વિશય શાંતીની ભયીયની જરૂરીઆતનુ જ્ઞાન આ વખતજ થયાનો આભાસ જોવામાં આવેછે. આનો વખત મી० મેકલીન ઘણામાં ઘણાજ પ્રાચીન કાળમાં લાવી મુકેછે મનુ રાક્ષસ લગ્ન ક્ષત્રી માટે લાયક ગણે છે, પણ નારદ બધાઓને માટે મને કરેછે. એ જોતાં ઇસ્વીસનની શરૂમાં આ પ્રકાર બંધ થયેલો હશે એમ જણાયછે. હાલ તે પ્રકાર મધ્ય હીંદુસ્તાનના મીણા લોકોમાં ચાલેછે.

**૨૪** ત્યાર પછી કન્યાની મરજી સંપાદન કરવા જરૂર જણાઈ અને તેથી મરજીથી લગ્ન સબંધ થવા લાગ્યો. તેને गांधर्व लग्न કહેછે. દુષ્યંત અને શંકુતલાનું લગ્ન શુદ્ધ આ પ્રકારનું છે.

૩ ગાંધર્વ લગ્ન અને તેની વાખ્યા.

(૧) શુદ્ધ ગાંધર્વ.

કન્યાની સંમતીની જરૂર તેના ભેદ

(૨) સ્વયંવર વાલીની સંમતી

**अ** પાછલથી ભેલા રહેનાર સગાના વાલીપણાનો હક ગણાવો શરૂ થયો અને મા બાપની સંમતી પુછાવા લાગી ત્યારે ગાંધર્વનુ સ્વરૂપ જરા બદલાયું અને એક બીજો ભેદ ઉતપંન થયો કે જેને આપણે સ્વયંવરના નામથી ઓલખીએ છીએ.

(૩) હરણ્ કન્યાની સંમતીથી વાલીના હકનું ઉલંઘન.

**ब** જ્યારે એ સંમતી મલી શકે તેમ ન હોય ત્યારે એવો એક મીશ્રીત ભેદ શરૂ થયો કે જેમાં કન્યાની ઇછાનો રહેલીજ પણ મા બાપના વાલી પણાના હકનુ ઉલંઘન થતુ અને તેમ કરી કન્યા લઈ જવામાં આવતી કે જેને આપણે હરણના નામથી ઓલખીએ છીએ. આ ભેદ ગાંધર્વ લગ્નનોજ છે પણ તફાવત એટલોજ છે કે જયારે પોતાના ઇછેલા વરને માટે વાલી તરફથી સંમતી મલશે એમ કંન્યાને જણાય નહી ત્યારેજ તે સંતલસ કરી આ રસ્તો ગ્રહણ કરાવતી હતી. સીતા અને દ્રૌપદીનાં લગ્ન સ્વયંવર પ્રકારનાં છે અને રૂકમણી, સુભદ્રા અને ઉષા (ઓખા) ઈત્યાદીના સંયોગ હરણના દાખલા છે.

૪ આસુર લગ્નની ઉતપતીની જરૂર

**૨૫** કાળે કરીને તે બવું મુશકેલ થઈ પડયું એટલે વાલીની સંમતી હરેક રીતે તેને રાજી કરી લેવી એમ થયુ. કોઈ રીતે સંમતી ન મલે ત્યારે દ્રવ્યનો ઉપયોગ થવા લાગ્યો. આથી કન્યાની મરજીની વાત કમકીવત પડતી જઇને આખરે બંધ પડી અને વાલીની સંમતી અવસ્યની થઇ ત્યારથી આસુર લગ્નની ઉતપતી છે.

ઓરતનાં વેચાણ સાર્વજનીક

આવાં લગન (વેચાણ) આ વખત દુનીયાના ઘણા ખરા ભાગમાં ચાલતાં હતાં. ઓનરેબલ એલેગ ઝાંડર ફ્રેઝર પોતાની દુનીયાની સામાન્ય તવારીખમાં જણાવે છે:--

"પ્રાચીન પ્રજાઓમાં ઘણી પઇસા આપી કે જાતની નોકરી કરી"
"ઓરતને ખરીદ કરતો. આશીરીઆ દેશના (આસુર) લોકોમાં પર"
"ણાવવા લાયક ઓરતોને જાહેર હરરાજીમાં મુકવાનો રીવાજ"
"ચાલતો હતો. પૃ ૧૪"

હિંદુસ્થાનમાં કન્યાના વેચાણ (આસુર લગ્ન)

તેના વખત

તેવાં લગ્ન આ વખત હીંદુસ્થાનમાં થતાં હતાં—તેને આસુર લગ્નના નામથી ઓલખીએ છીએ. આ નામ આર્ય લોકો જેને આસુર કહેતા તે ઉપરથી છે અને આશીરીઆના લોકો આસુર, આમુર કે આસુરી કહેવાતા. એ લોકોની ઓલખાણ આર્ય લોકોને હીંદુસ્થાનમાં આવ્યા પેહેલાં થઇ હતી. તેમજ આવ્યા પછી પણ આશીરીઆના રાજા નાઇનશ અને સેમીરામીસ રાણીએ હીંદુસ્થાન ક્રાઈસ્ટ પેહેલા બે હજાર વરસની લગભગ જીત્યું ત્યારે થઇ હતી. તે પ્રજા આર્ય કુળની નોહતી અને જાણેલી તવારીખમાં પેહેલ વેહેલી સુધરેલી હતી. તેથી આર્ય લોકોએ ભરતખંડમાં આવ્યા પેહેલાં તેમને આસુર નામ આપ્યું સંભવેછે, માટે આસુર લગ્ન આશીરીઆના રાજ્યની ચઢતી સ્થીતીના વખતમાં આ દેશમાં જોસભર થતાં હતાં એમ જણાયછે. આ ધારવું જો ખરૂં હોય તો પેહેલું એમ નીકલેછે કે તે લગ્ન આસુર લોકોની જાતનું અને તે તેઓની ઓલખાણ થયા પછીનું છે અથવા અસલ વતનીઓમાં તેવા લગ્ન હશે તો તેને આસુર એવું જે નામ આપ્યું છે તે તો આસુર લોકોની ઓલખાણ પછીનું છે. પણ એટલું તો ચોકસછે કે આ પ્રકાર બ્રાહ્મણી ગ્રંથકારો થયા તે પેહેલા ઘણા લાંબા વખત ઉપર ચાલતો હતો અને સાર્વજનીક થઇ પડયો હતો. સંસ્કૃત ગ્રંથકારોના વખતમાં તે પાછો બંધ પડી ગયો હતો, એટલુંજ નહી પણ તે તરફ એ ગ્રંથકારો તીરસ્કારની નજરથી જોતા હતા. મનુસ્મૃતીનો વખત પેહેલાંમાં પેહેલો છે અને તેને જુદા જુદા ગ્રંથકારો ક્રાઇસ્ટ પેહેલા ૧૨૦૦ થી ૧૫૦૦ સુધીમાં મુકેછે તેમાં મનુ જણાવેછે કે:—

"જે માણસ કાયદો કે ધર્મ જાણેછે તેઓએ દીકરીને પરણાવવા"
"માટે કાંઇ નજીવી રકમ પણ લેવી નહીં કારણ કે જે તેવી રીતે લેછે"
"તે પોતાના બચાંનો વેચનાર ગણાય છે." मनु ३: ५, ९, ९८, १००)

આથી જણાશે કે વેચવાની વાતજ ધીકારને પાત્ર થઇ હતી.

---

આ લગ્ન પછી જે आर्श प्रकार પેદા થયો, તેના સંબંધે आपस्तंब કહેછે કે આ ગોઠવણ (વેચાણનો અવેજ નહીં રાખતાં પાછો આપી દેવાની ગોઠવણ) કાયદાનો હેતુ પાર પાડવા માટે કરીછે (૨:૧૩:૧૨ જુઓ આગળ) આથી વીશેષ એમ માલુમ પડેછે કે આસુર લગ્ન વેદ રચાયા તે વખતના અરસામાં ચાલતાં હતાં અને બ્રાહ્મણી ગ્રંથકારો પેહેલાંજ બંધ પડી ગયાં હતાં.

આસુર લગ્નનો કાળ.

**૨૬** આર્શ—જ્યારે ब्राह्मणो વીચરોનું પ્રબળ વધ્યું ત્યારે દીકરી માટે પૈસા લેવાની રીત ઓછી થઈ અને પછી નીશાની દાખલ માત્ર કાંઈ નામનીજ કીમત લેવામાં આવતી; જેમકે એક, બે જોડી ગાય અથવા તો કીમત વાલી વસ્તુઓ લઈને તરતજ પાછી આપી દેવામાં આવતી હતી. આસુરમાંથી આવો ભેદ પેદા થયો તેને आर्श કરી કેહેતા. આપસ્તંબ કહેછે કે કાયદાનો હેતુ પાર પાડવા માટે વેદમાં આ ગોઠવણ કરીછે (૨:૧૩:૧૨)

૫ આર્શ લગ્નની વાખ્યા

તેની ઉતપતીનું કારણ

આ ઠેકાણે કાયદા એટલે પ્રાચીન વખતનો ધારો સમજાવેછે કે તે વખત સરવ જગોએ કન્યાના વેચાણની રીત ચાલતી હતી. (मेन.पे. ૭૭)

આસુર લગ્નનો રૂષીએ સંસ્કાર કરયો એટલે કે પઈસા લેવાની રીત બંધ કરી માટે તેને આર્શ (રૂષીનું લગ્ન) નામ આપવામાં આવ્યું જણાયછે. કેમકે आर्श શબ્દની ઉત્પતિ ऋषि શબ્દ ઉપરથી છે.

પાછળથી આસુર લગ્નમાં લેવાની રકમનો છેવટ એમ નીકાલ થયો છે કે જે રકમ વર તરફથી આપવામાં આવે તે કન્યાનો બાપ તેણીના ફાયદા માટે લેતો અને તે તેનો દાયજો થઈ પડી. मनु કહેછે કે જ્યારે કન્યાના ફાયદા માટે તેના સગાઓ કાંઈ માલ મતા લેછે અને પોતાના અર્થે લેતા નથી ત્યારે તેને વેચાણ કેહેવાતું નથી ( मनु ૩:૫૪; जयकीसनदास બી. हरकीसनदास इ. ला. री. २ मुं. ९

**૨૭** ત્યાર પછીના બ્રાહ્મણોના પ્રયાસમાં प्राजापत्य લગ્નની ઉતપતી છે " તમે બેઉ એકઠા તમારી સંસારીક અને ધાર્મીક ફરજો બજાવો" એમ ખુલી રીતે કહીને બાપ દીકરીને આપે તે પ્રાજાપત્ય લગ્ન સમજવું.

પ્રાજાપત્ય લગ્નની વાખ્યા.

આર્શમાં એકાદ બે જોડી ગાયો લેવાય છે તે અથવા લઈને પાછુ આપવામાં આવેછે તેવું કાંઈ આમાં થતું નથી.

દેવ લગ્નની વાખ્યા.

**२८** તે પછી **दैव** લગ્નની ઉતપતી છે. કન્યાને દાન કરતી વખત સુશોભીત વસ્ત્ર પેહેરાવી કન્યાને ધર્મના કામો કરનારા ગુરૂને આપે તે **दैव** લગ્નછે.

આ વખત બ્રાહ્મણોની સત્તા ઘણી મજબુત રીતે જામેલી જોઈએ છીએ.

બ્રાહ્મ લગ્નની વાખ્યા.

**२९** છેલામાં છેલી **ब्राह्म** લગ્નની ઉતપતી છે.

" વેદ શાસ્ત્રમાં નિપુણ હોય એવા માણસને ખુશીથી આમંત્ર-"
"ણ કરી તેનો માન પુરવક આદરસતકાર કરી પોતાની દીકરીને એક"
"વસ્ત્ર પેહેરાવી બાપ દાન કરે તે **ब्राह्म** લગ્ન સમજવું."

બ્રાહ્મ લગ્ન ની હાલ ઠરાવેલી વાખ્યા

છેલાં ત્રણ લગ્નો ઘણું કરીને પ્રથમ બ્રાહ્મણોમાં ઉતપંન થયાનું કેટલાએક ગ્રંથકારો માનેછે અને પાછળથી બીજાઓ આબરૂની નીશાની દાખલ ગ્રહણ કરે; પણ હવે બ્રાહ્મ લગ્ન કોઇ અમુક જાતના માણસજ કરી શકે એવો ભેદ રહયો નથી **जयकीसनदास** વી. **हरकिसनदास** इ. ला. रि २ बं. ९—१४) તેમજ મદ્રાસ કોર્ટે ઠરાવ્યું છે કે શુદ્રની બાબતમાં વર પાસેથી કાંઇ રકમ લીધા શીવાય દીકરીનું દાન કરવામાં આવે એટલીજ વાત બ્રાહ્મ લગ્ન ગણવાને બસછે. **शीवराम** વી. **भगवानपीलाइ मद्रास. डोसी.** १८५४ पृ. ४४)

લગ્નના પ્રકાર અને હાલ તેનું ચાલુપણું.

**२९** આ પ્રમાણે **ब्राह्म, दैव, प्राजापत्य, आर्श, आसुर, गांधर्व, राक्षस** અને **पैशाच** એવા આઠ પ્રકાર થયાછે તેમાંના પેહેલા ચારને **मनु प्रशंस्य** અને પાછલા ચારને **निंदीत** લગ્ન ગણેછે પણ હાલ બ્રાહ્મ અને **आसुर** શીવાય બીજાં લગ્ન ચાલુ નથી (**स्ट्रे. हीं.** ४३)

> अ સને १८१७ માં બંગાળા સદરકોર્ટે એક કામમાં ક્ષત્રીઓ વચ્ચે ગાંધર્વ લગ્ન મંજુર કર્યુ હતું. **हजमीचंद** વી. **राणीमंदुरण** १८४६—३४० પણ **मी. मेन** કહેછે કે "મને તો એમ જણાયછે કે જયારે લગ્ન સંબંધમાં જાથુપણાનો કાંઈ ભાવ નહોતો તે વખતને માટે આ લગ્ન છે. હાલ આવા સંબંધને લગ્ન સંબંધ જેટલું બળવાન કેવી રીતે ગણી શકાય તે સમજવું મુસ્કેલ છે." **मे.पे** ७९.

લગ્નના પ્રકાર વીશે સામાન્ય અનુમાન

**३०** **आसुर** લગ્ન દક્ષિણમાં શુદ્રમાં ચાલેછે અને તેમજ પશ્ચિમ હીંદુસ્થાનમાં બ્રાહ્મણો અને બીજા બધાઓ તે પ્રકારના લગ્ન કરે છે, તોપણ કાઇને ન્યાત બાહાર મુકવામાં આવ્યા નથી એમ એક કેસમાં શાસ્ત્રીઓએ અભીપ્રાય બતાવ્યો હતો; અને તે ખરૂં છે તોપણ

તે સ્થળોએ અને શુદ્રની બાબતમાં પણ લગ્નના સબંધે અનુમાન એવું છે કે તે ઉત્તમ પ્રકારે કરવામાં આવ્યું છે. માટે અધમ (નીંદીત) પ્રકારે કર્યાનું કહેતો હોય તેના ઉપર તે સાબીત કરવાનો બોજો રહેશે. **कैथी** વી. **कुलादासी मद्रास** १८९० डीसी. २०१; **जदुनाथ** वी. **बसंतकुमार** १ बं. ला. री. २८९, २८८; ठाकुरदेही वी. **बाळकराम** ११ मु. इ. अ. १७५.

**३१** લગ્નની તવારીખ આપણે જાણી તે ઉપરથી આપણને માલુમ પડેછે કે તેવો સબંધ બાંધવાને પેહેલામાં પેહેલો હેતુ અથવા (વધારે વાસ્તવીક રીતે કહીએતો) તેનું કારણ **विषयशांतिनुंछे** અને પાછળનો હેતુ **संसार साहाय** તથા, **पुत्रोत्पत्तीनो** છે. પુત્રોત્પતીનો હેતુ પ્રાજાપત્ય લગ્નની શરૂઆતથી જણાયછે.

લગ્ન સબંધના હેતુ

**३२** પુત્રોત્પતીના બે હેતુછે (१) પેહેલો સંસારી (२) બીજો **धार्मीक**. ધાર્મીક હેતુ બ્રાહ્મણી વિચારોનું કારણ છે. मे. प. १०

પુત્રોત્પતીનો હેતુ

अ. **संसारी हेतुमा** નામ રાખવાનો, વંશ વૃધીનો અને વૃધાવસ્થામાં પાળવાનો હેતુ આવેછે. (मे. प. १०)

સંસારી હેતુ

ब **धार्मीक** હેતુ એવોછે કે **पुत** નામના નર્કમાંથી માણસના આત્માને બચાવવા વાસ્તે, ઉત્તર ક્રિયા કરવા વાસ્તે અને વડીલોનું ધર્મરણ (કરજ) અને સંસારી કરજ પતાવવાને વાસ્તે પુત્રની અવસ્ય જરૂર છે. (ग्रंडो, मैं. ४)

ધાર્મીક હેતુ (પુત નર્ક)

क માટે હીંદુઓમાં લગ્નની ગાંઠ માત્ર કરાર છે એટલુંજ નહીં પણ તે એક ધર્મબંધન થઈ પડાછે, અને સંસારનો બધો આધાર તેના ઉપર છે (ग्रंडो, ४)

લગ્ન સંબંધની અગત્ય

**३३** પુત્રોત્પતિ માટે ધાર્મીક હેતુ લાગુ થયા પેહેલાં લગ્ન ગાંઠ અને પુત્રપણા વચ્ચે પરસ્પર કાંઈ સંબંધ નહોતો. પુત્ર, માથી અથવા બાપથી ઉત્પંન થયેલો હોવાની કાંઈ જરૂર નહોતી (१) પરણેલી કે રાખેલી ઓરતથી થએલો હોય તે, અને (२) કોઈ છોકરો ખરી રીતે જેને તાબે હોય તેણે અથવા તે સ્વતંત્ર થયો હોય તો તેણે પોતે પુત્ર સબંધ અર્પણ કરેલો હોય તે, એકસરખી રીતે પુત્ર ગણાતા હતા.

લગ્નબંધન અને પુત્રપણા વચ્ચે સબંધ
પુત્ર સબંધનો મુલ અર્થ

**३४** પ્રાચીન વખતમાં પુત્રના નીચે પ્રમાણે ચાલુ પ્રકાર હતા.

| नंबर | प्रकार. | अर्थ. |
|---|---|---|
| १ | ઔરસ | પોતાથી થયેલો. |
| २ | ક્ષેત્રજ | પોતાની ઓરતને એક પુત્ર થવા માટે બીજાને નીમી આપી હોય ત્યારે તેવા સબબથી થયેલો. |
| ३ | પુત્રીકા પુત્ર | દીકરીને પરણાવતી વખત તેનો પહેલો છોકરો લેવો ઠરાવેલો તે. |
| ४ | કાનીન | કુમારીકા હોય તે વખત થયેલો. |
| ५ | ગૂઢજ | ગુપ્ત રીતે જન્મેલો. |
| ६ | પૌનર્ભવ | પુનર્લગ્નથી થયેલો. |
| ७ | સહોઢ | કન્યા પરણતી વખત સગર્ભા હોય તે કન્યા પરણ્યા પછી જન્મેલો. |
| ८ | નીશાદ | શુદ્ર ઓરતથી થયેલો. |
| ९ | પારશવ. | રાખણીઆતથી થયેલો. |
| १० | દતક | દત્ત લીધેલો. |
| ११ | કત્રીમ | દીકરો કરી રાખેલો. |
| १२ | ક્રીત | ખરીદ કરેલો. |
| १३ | અપવીધ. | ફેંકી દીધેલો. |
| १४ | સ્વયંદત્ત | પોતાની મેળે દત્ત થયેલો. |

આથી જણાશે કે છેલ્લા પાંચ પુત્રો તેમના બાપના પુત્ર થવાનો કદી સંભવ નથી. બાકીના નવમાં પેહેલો અને છેલ્લો બે તેના બાપના હોવા જોઈએ. બાકીના છમાં કેટલાએક અવસ્ય કરી અને કેટલાએક ઘણું કરીને તેનાથી થયેલા નહીંજ એવા છે. વળી વિશેષ એછે કે તેમાં ઘણા તો તેની ઓરતથી થયેલા હોય એમ પણ નથી.

ત્યારે સ્વાલ એછે કે તેઓ દીકરા તરીકે કેમ રીતે ગણવા લાગ્યા? આનો ખુલાસો मी. मन એવી રીતે કરેછે કે છોકરો તેની માનો જે માલેક તેનો તે પુત્ર એવો નિયમ ચાલતો હતો. અને પુત્ર સંબંધ બાંધ્યો બંધાતો માટે તેઓ બધા પુત્ર તરીકે ગણાતા હતા. म. प. ६२—६५

પુત્ર વિશે સામાન્ય સમજણ ક્ષેત્રજ

**३५ अ.** ક્ષેત્રજ પુત્રને ઘણાખરા ગ્રંથકારો ઔરસ પછીજ એટલે કે બાકીના બધા પેહેલાં મુકેછે તેનું કારણ ઉપર જણાવેલુંછે, सदास राजा અપુત્ર હોવાથી પોતાની ઓરત વસીષ્ઠને નીમી આપી પુત્ર કરાવ્યાનો દાખલો માહાભારત અને વિષ્ણુ પુરાણમાં છે આ પ્રમાણે પુત્ર ઉત્પન કરવાની રીતીને नीयोग કરી કેહેતા હતા.

ब જે ઓરતને તેના ધણીની ગેરહાજરીમાં ગર્ભ રહે અને પુત્ર જન્મ્યો હોય તે ગુપ્ત રીતે જનમ્યો કેહેવાયછે અને તે છોકરો તે ઓરતના ધણીનો પુત્ર કેહેવાયછે. — ગુઢજ

क કાનીન—કન્યાને પુત્ર થયા પછી તે કન્યા પરણે તો તે તેના ધણીનો પુત્ર ગણાયછે અને તેનો વારસો લેછે. ન પરણે તો તે કન્યાના બાપનો પુત્ર ગણાયછે અને તેનો વારસ થાયછે. — કાનીન

ड પૌનર્ભવ—પરણેલી ઓરતને તેનો ધણી બીજાને વેચાણ આપે અથવા તેના મરણ પછી બીજાને પરણે તેનાથી થયેલ પુત્ર જેના કબજે ગર્ભ હોય તેનો ગણાયછે અને તે પૌનર્ભવ કેહેવાયછે. — પૌનર્ભવ

फ ત્રણ ઊંચા વર્ગમાં શુદ્રની કન્યા પરણવાની રીત પાછળથી એટલી બધી તીરસ્કાર રૂપ થઈ પડી કે તેવા પુત્રને વારસો મળતો બંધ થયો. માત્ર ગુજરાનનો હકજ રહ્યો. खमकार વી. उमीयाशंकर, १० मु. हा. ३८१) — નીસાદ પાર્શવ

શુદ્ર ઓરતનાં પુત્રનો હક બંધ પડે એટલે સ્વભાવીક રીતે દાસી પુત્ર (રાખણીઆતના પુત્ર) નો વારસાનો હક પણ બંધ પડે. (मं. प. ७०—७१)

**३६** હાલ **औरस** અને **दत्तक** શીવાય બાકીના બધા પ્રકાર બંધ પડયાછે. જે કારણથી ક્ષેત્રજ પુત્રની રીત બંધ પડી તેજ કારણથી બીજા પુત્રનો ચાલ બંધ પડયો. જેમ લગ્ન બંધનની સખતાઇ વધી તેમ પોતાના શીવાય બીજી રીતે પેદા થયેલા પુત્ર મંજુર કરવાનું બંધ થયું. આથી કાનીન, ગુઢજ અને સહોઢ બંધ થયા. (**कलकटर ओफ त्रीचीनापली** વી **लखमणी** **ला. रि. १ इ. अ.** २८३, २९३; **मं पे.** ७४) — (૧) ઔરસ (૨) દત્તક (૩) કૃત્રીમ અને (૪) પાર્શવ ચાર ચાલુ પ્રકાર

**कृत्रीम** મીથીલા શાળામાં હાલ પણ ન્યાયસર ગણાયછે.

**पार्शव** જાતનો અનૌરસ પુત્ર શુદ્રમાં હાલપણ વારસો લેવાનો હકદાર છે. માટે તેટલે દરજ્જે તેને પણ મંજુર થયેલો પુત્ર ગણવો જોઇએ.

# अंक २

## લગ્ન કરવાને લાયક નાલાયક શખ્સો.

### अ પ્રથમ લગ્નની લાયકી.

પ્રથમ લગ્ન કરવાની નાલાયકીના પ્રકાર

**૩૭** પેહેલું લગ્ન કરવામાં અટકાયત રૂપ થઈ પડે એવી બે પ્રકારની ખામીઓ છે.

(अ) બાહારની માનેલી લાધેલી અને (ब) અંદરની (પારેખરી).

સ્વજાતીમાં લગ્ન થઈ શકે

**૩૮** બહારની ખામીમા બે ભદછે. अ. લગ્ન કરનારા પક્ષકારો અમુક અમુક મંડલની અંદરના હોના જોઈએ, અને ब. પાછા તે અમુક મંડલ બાહારના હોવા જોઈએ પેહેલું મડલ સ્વજાતીનું છે. સ્વજાતી બાહારના સાથે લગ્ન ઘણો કાળ થયા બંધ થયાછે. જે કારણથી ખાવા-પીવામાં જ્ઞાતી ભેદ પડયા તેજ કારણથી પરજ્ઞાતીમાં લગન પણ બંધ પડયાં હોવાં જોઈએ. તેમજ જ્ઞાતીના પેટા ભાગમાં પણ રીવાજ ન હાય તો લગ્ન થઈ શકે નહી **मलाराम** વી. **थनुराम**. इ बो. रो ૫૫૨ **नारण** વી. रखल. इ. ला. रो कल. ૧) પણ **पंडया तलावर** વી. **पुला-तलावर** ૧ म. हा. ૪૭૮; ૧૨ मु इ. अ. ૧૪૧) ના કામમાં પ્રાવી-કાઉન્સીલે તેથી બીજી રીતે ઠરાવ્યું છે.

સપીંડ વચ્ચે લગ્ન થવાનો પ્રતીબંધ

**૩૯** બીજી અટકાયત એછે કે **सपींड**માં એટલે—

अ મા તરફની પાંચ પેઢીના સંબંધમાં અને

ब બાપ તરફની સાત પેહેડીના સબંધમાં લગ્ન થઈ શકે નહીં

સપીંડની ગણત્રી.

એ પાચ અથવા સાત પેઢી ગણવામાં પક્ષકારોને પણ સાથે લેવા. તેમને મુકી દેતાં મા તરફ ચાર પેઢીએ અને બાપ તરફ છ પેઢીએ તેમના વડવા એક થતા હોય તો લગ્ન થઈ શકે નહી.

ત્રણ ઉંચ વર્ગને લાગુ

(अ) આ પ્રતીબંધ ત્રણ ઉંચ જ્ઞાતીને લાગુ છે. **पंडया तलावर** વી. **पुलीतलावर** ૧ म. हा. ૪૭૮ **परीसी नायदु** વી. **भंगारु नायदु** ૪ **मद्रास**. हा. २०४, २१४.

તોપણ શુદ્રમાં રીવાજથી લાગુ

(ब) તોપણ એ પ્રતીબંધ શુદ્રની ઘણી જાતોમાં દાખલ થયો છે (मे. पे. ८६); **परीसी नायदु** વી. **भंगारु**. (૪ म. हा. ૨૦૪)ના કામમાં મરણ પામેલા દીકરાની ઓરત સાથેનું લગ્ન ગેરકાયદેસર ગણી તેથી થયેલા પુત્રને વારસાને નાલાયક ગણવામાં આવ્યો. पृ ૨૧૫-૬

चारे वर्णमां ए मर्यादानुं संकोचावुं.

क બેન, બાપની બેંન, માની બેન, ભાઈની દીકરી, માસીની દીકરી, અને કાકાની દીકરી સાથેના લગ્ન તો બધા વર્ણમાં નિરર્થક ગણવામાં આવેછે. (कनींग. ही. ३३)

મામાની દીકરી અને ફોઈની દીકરી સાથે લગ્ન બધા વરણ-માં અને વિશેષે કરીને બ્રાહ્મણોમાં પણ થાય છે. मंडलीक पृ. ४२४. २६)

**४०** બીજી અટકાયતો શરીરને લગતી છે તેમાં બે પ્રકાર છે अ ઉમરની ब શરીર કે મનની અશક્તતાની.

ઉમરનો પ્રતીબંધ.

કંન્યા આઠ વરસની ઉમરે પરણાવવા લાયક થાયછે તોપણ તેથી નાની વયની છોકરીઓને પણ પરણાવવામાં આવેછે. કંન્યા વર કરતા નાની હોવી જોઈએ (याज्ञ वल्कय.१.५२) બ્રાહ્મણની દીકરી પુખ્તવયે પોહોચતા સુધી પરણાવ્યા વગર રહે તો નાતી ભ્રષ્ટ થાયછે (स्ट. म. १९)

તે બાધું છતાં લગન થયું તો પછી તે મરયાદાઓનું ઉલંઘન લગન રદ કરવાને કાંઈ કારણ થતું નથી. તોપણ मी. कोलब्रुक કહેછે કે જો પુખ્ત વયે પોહોચતાં સુધીમા ગમે ત્યારે લગન થયું હશે તો તે નિરર્થક ગણાશે નહી. (२ व+स्ट्र ४८, ७३ फ)

પરણાવવા વાલીનો હક

**४१** હીંદુઓમા લગ્ન ઘણા નાની વયમાં થાયછે અને તેથી વર કન્યાની સંમતી હોતી નથી માટે બાળકો સમજ શક્તીની ઉમરે પોહોચ્યાં ન હોય તેવે પ્રસંગે વાલીનીજ સંમતીથી લગન થાયછે માટે લગ્ન કરવા વાલીનો હક છે તેમાં પણ વિશેષ હક કન્યાના વાલીનો છે.

કન્યાને પરણાવવાનો કોનો હક છે

अ કન્યાને પરણાવવા હકદાર વાલીનો ક્રમ આ પ્રમાણે છે.

अ नारद પ્રમાણે. (१२:२०-२२. याज्ञ. १; ५३.)

(१) બાપ, અને તેના અભાવે,
(२) ભાઈ, ,, ,, ,,
(३) દાદો, ,, ,, ,,
(४) મામો, ,, ,, ,,
(५) પીત્રાઈઓ, ,, ,,
(६) મા पण લાયક હોય તો,
(७) કુરના સંબંધી, ,, ,,
(८) રાજાની પરવાનગીથી પોતે.

માનો હક ક્યારે પ્રબલ થાયછે.

**ब** જ્યારે બાપે પોતાની ઓરત અને દીકરી તજી દીધી હતી તે પ્રસંગે તે ઓરત દીકરીને પરણાવવાને લાયકછે એમ ઠરાવવામાં આવ્યું. बाद रत्नीआत वी. जेचंद. ( बीलासीस ૪૩) પણ બીજે કોઈ પ્રસંગે બાપની સંમતી વગર થયેલું લગ્ન કાયદેશર ગણાશે નહીં. नंदलाल भगवानदास वी. तापीदास ૧ बारो. ૧૪)

માંનો હક બીજે પ્રસંગે ઘણો ઉતરતો.

**क** જ્યારે સ્વભાવીક વાલી ઓરત હોય ત્યારે લગ્નની બાબતમાં અવસ્યકરીને તે ઓરતને સંપુર્ણ સતા છે એમ નથી કારણ કે સ્વભાવીક વાલીમાં મા બાપ પછી તરતજ આવેછે તો પણ કન્યા પરણાવવાના સબંધે તેની જગો ઘણી નીચી છે रामबंशी वी, सूभकूआरी ૭ वी.रो. ૩૨૧ પણ

વિભકત કુટુંબમાં તેનો હક

વિભકત કુટુંબના સબંધી મદ્રાસ હાઈકોર્ટે માની સલાહ વગર કન્યાને પરણાવવા કાકાનો હક મંજુર કરવા ના પાડી. नमस्वयम वी० अनामल (૪ मद्र. हा. ૩૩૯) ના કામમાં એમ ગણ્યું કે જો એમાંથી એક લાયકવર શોધે અને બીજુ વગર કારણે ના પાડે તો કોર્ટ વચ્ચે આવી એ કંન્યાનું લગ્ન કરાવશે. मु. रत्नीआत वी० माधवजी (૨. बारो. ૬૮૦ ૬૮૯)

કાકાનો વિશેષ હક છે.

કલકતા હાઈકોર્ટે ઠરાવ્યુ કે હીંદુલા પ્રમાણે લગનના કારણસર માના કરતાં કન્યાના કાકાનો હક વિશેષ છે તોપણ માએ પરણાવી દીધી હોય તો પછી તે લગ્ન કપટના અભાવે રદ થઈ શકતુ નથી; અને थयुं ते खरुं ( Factum Valet) એ નીયમ લાગુ પડેછે. व्रींदाबन वी० चंद्र (इ. ला. रो. ૧૨ कलम ૧૪૨.

તે હક લગ્ન થયા પેહેલાં મનાઈ હુકમથીઅમલમાં આવે.

તે કોર્ટે ब्रस्तोमइ वी. काशीचंदरशेनના કામમાં ઠરાવ્યું કે લગ્નના કારણસર કાકાનો હક માના કરતાં વિશેષ છે અને લગ્ન થયા પહેલા સને ૧૮૬૧ના આકટ ૯ મુજબ માને મનાઈ હુકમ આપી શકાયછે. તે હુકમ લગ્ન થઈ ગયાં હશે તો અસર કરતો નથી, પણ નહીં થયાં હોય તો ઘણો ઉપયોગી થઇ પડેછે. તે નીકળ્યા પછી માથી દીકરીને પરણાવી શકાતી નથી અને પરણાવે તો તે લગ્ન રદ સમજવા, ( इ० ला० री० ८ कल०२७० )

દાદીનો હક ઓરમાન માથી વીસેષ.

**ड** મા પછી દાદી, દુરના સબંધ તરીક, આવેછે અને ઓરમાન મા કરતાં તેનો હક વધારે છે. रामबंसी वी० सुभकुवारी ૭ वी. रो. ૩૨૧.

४२ લગ્નનો મોટો હેતુ પુત્રોત્પતીનો છે માટે વર પસંદ કરવામાં શરીરની લાયકી મુખ્ય જરૂરની વાત છે તોપણ साव ना मरद સાથેના લગ્ન મીं० मन કહેછે કે જેમ આપણામાં સંપુરણ રીતે રદ ગણાયછે તેમ હીંદુઓમાં ગણાતાં નથી. (नारद १२:८-१९; मनु ९:७९; २०३; कनाहो વી० बोदा १० ला० री० १ अल्हा. ५४९) કમકે લગન સંબંધ હીંદુઓમાં ધર્મ બંધન છે, કરાર નથી. मे. प. ८४) તેમજ मुगा, बेहेरा અને आंधळा સાથેના લગન કાયદેસર છે. તેમના પુત્રો ખામી રહીત હોય તો વારસાને લાયક છે (मीता २:१०:९; ३ वे+मू० ८ २३)

*શરીરની અશક્તતા*

તેમજ ઘેલછા કે બીજી મંનની અશક્તતા લગ્નને નિરર્થક કરાવતી નથી. તેવા સખશો વારસાને પાત્ર નથી તો પણ તેમના ફરજંદ વારસાને માટે હકદાર થાયછે. देवाचिर्ण વી. राधाचर्ण २ मो० डा०९९.

*મંનની અશક્તતાં*

## ब બીજી વખત લગન કરવાની લાયકી.

४३ ઘણા પ્રાચીન નીયમ પ્રમાણે એક ઓરતની હયાતીમાં મરદ બીજી ઓરત પરણી શકતા નહી તેમ રાખણીઆત પણ રાખી શકતા નહીં તે નિયમ પ્રમાણે હાલ કેટલીએક અનાર્ય જાતીઓમાં ચાલેછે. અમદાવાદના ગવૈયાની જાતમાં એજ નિયમ ચાલેછે. माहाशंकर વી. मु० उतम ( २ बारो ५२४; मे. प. ८५)

*મરદ એકથી વધારે ઓરત કરી શકે*

પણ પાછળના વખતમાં તે નિયમ તદન બદલાઈ ગયોછે અને મનુસ્મૃતિમાં એકથી વધારે ઓરત મરદ પરણી શકે એવા વચન છે. (मनु ३: १२) હાલ એ વાત તદન નિશ્ચીત થયેલીછે કે હીંદુને બીજી ઓરત કરવાને કશો પ્રતીબંધ નથી તેમ કાંઈપણ કારણની જરૂર નથી. हरीभाइ વી. नथुकुबेर १ बारो ५९; वीराखामी વી. आपस्वामी चेती १ म. हा. ३७५)

४४ એક ધણી જીવતાં બીજા સાથે પરણવાના દાખલા માહાભારતમાં છે પણ તે કાંઈ તેવો રીવાજ ચાલવાનું કારણ નહોતું. માત્ર લગ્ન સંબંધ ઘણો નબળો હોવાનું, છે. ( म. प, ९०—९१)

*ઓરત તેમ કરી શકે નહીં.*

પણ હાલ તેવો રીવાજ નામંજુર કરવામાં આવેછે. राणी વી. करसन गोजा २ मु. हा. १२४); नारायण भारती વી. लावींग भारती (इं. ला. री. २ मुब. १४०)

વિધવા પણ પુનર્લગ્ન કરી શકે.

૪૫ ધણીના મરણ પછી કે તેનીસાથે છુટા છેડા થયા પછી લગ્ન કરવાને પ્રાચીન હીંદુશાસ્ત્રોમાં મનાઈ જેવું કાંઈ નથી. ધણી મુઆ પછી અથવા તેવા બીજા કાંઈ કારણથી ઓરત પુનર્લગ્ન કરી શકેછે એવી મતલબના વાકયો डा. मुर ટાંકેછે પણ હાલની मनुस्मृती માં એમ છે કે મરદ કુવારી પરણી શકે અને વીધવા ફરી પરણી શકે નહીં (मनु ८:२२६) मी. मन કહેછે કે અસલ स्मृतीમાં પાછળથી જે વધારા અને ઘટાડા થયાછે તેમાંનો આ એક છે તોપણ બીજી જગોએ વીધવા થઈ હોય અથવા ધણીએ તજી દીધી હોય ત્યારે પુનર લગ્ન કરવાનું મંજુર કરેછે (मनु. ९: १७५) એક બીજી જગોએ કહે છે કે ધણી પરદેશ ગયો હોય ત્યારે જવાના કારણ પ્રમાણે આઠ, છ અથવા ત્રણ વરસ રાહ જોવી (मनु ९: ७६) તે મુદત વીત્યા પછી શું કરવું તે વીશે કાંઇ નથી. આ વીરૂધતાના કારણ અસલમાં ઘટાડા વધારાનું છે. હવે नारद કે જેની પાસે અસલ मनु स्मृती હતી તે પુનર લગ્ન કરવાના પાંચ પ્રસંગ બતાવેછે (नारद १२:९७)

नष्टे मृते प्रव्राजीते, क्लीबे च पतिते पतौ ।
पचस्त्रापत्सु नारीणां, पतिरन्यो विधीयते ॥

ધણી (૧) મરણ પામે, (૨) કોઇ મારી નાખે, (૩) પરદેશ જતો રહયો હોય (૪) નપુષક હોય અને (૫) નાત બાહાર થયો હોય ત્યારે ઓરત પુનર લગ્ન કરી શકેછે. તેમજ પુત્રોના પ્રકારમાં બધા ગ્રંથકારો પૌનરભવને મુકેછે તે વાત કાંઇ પણ સંદેહ રહીત રીતે બતાવેછે કે પુનર લગ્નની મનાઇ વીશેના વાકયો પાછલા વખતમાં દાખલ થયા અને છુટ વીશેના વાકયો જેમ જેમ નજરે પડતા ગયા તેમ તેમ નીકળતા ગયાછે. આ પ્રમાણે સાવ ઉલટો ફેરફાર થવાનું કારણ એવુંછે કે લગ્નનો ધારો પોતાને અનુકુળ પડે એવી રીતે માણસો ફેરવતા ગયા. (मे. पे. ८६) પુનર લગ્નનો રીવાજ હાલ ઘણી જાતોમાં આવેછે. છેડા છુટકો થવાનો અને પુનર લગ્ન કરવાનો હક મુંબાઈ હાઇકોર્ટે વખતો વખત મંજુર કર્યોછે (ओकमजो. वी. मुसा. लारो. २. बारो. ३६१)

સગપણનો કરાર

૪૬ લગ્નની શરૂઆત સગપણથી થાયછે તોપણ તે બે વચ્ચે ભુલ આવાની નથી. સગપણ લગ્ન કરવાનો માત્ર કરાર છે. લગ્નનો ભાગ નથી અને તે અમલમાં લાવી શકાતો નથી. તે તોડવામાં આવે તો નુકશાનીનોજ દાવો થઇ શકેછે नारद १२:२५-८; उमेद कीका. वी.

नगीनदास ७ मु. हा, ओ. सी. ११२; नोबतसींग वी. मुसा. ला. बकुअर. ५ अ. हा. १०२; गणपत नारायणसींग. इ. ला. री. १ कल. ७४"ના કામમાં

અ नारद અને याज्ञवल्क्य બંને જણાવેછે કે સારો વર મળવાના કારણથી પેહેલું સગપણ તોડવા બાપનો હક છે તેમજ અમુક ખામીઓ હોય ત્યારે બંને પક્ષકાર કરાર તોડી શકેછે. (नारद १२:३०-३८; ग्रेडी. १:६५ मीता. २:११—२७)

સગપણ તોડવા કોનો હક.

ब જ્યારે સગપણનો કરાર તુટે ત્યારે બધો ખર્ચ નુંકશાનીના દાવાથી લઈ શકાયછે (मीता २:११—२८ )

સગપણના ખર્ચ નુકશાનીનો બાગ

क પણ દાવેદારે જાણી જોઈ અથવા ગફલત કરી સગપણ તોડયું હોય તો તેવું ખર્ચ અપાવવામાં આવશે નહીં. वीरसलींगम वी. अलातुहती मद्रा. फेस. १८६० २७४.

દાવેદારની મરજી કે ગફલત

---

# अंक ३

## લગ્નની અવશ્યની વાતો તથા અનીયમીત લગ્નો વીશે.

**४७** લગ્નના અવશ્યક दान અને स्वीकार છે અને ક્રિયાઓમાં विवाहहोम અને સપ્તપદી છે (स्ट्रे. म. २८ ग्रेडी ८)

લગ્નના અવશ્યક અને ક્રિયાઓ.

**४८** લગ્નની પરીપુર્ણતા એટલે પરણીને વરકન્યાનું ભેળા રહેવું લગ્ન હકો પળાવવાને માટે કે પુરા થવાને માટે જરૂરની વાત નથી दादाजी भीखाजी वी. रखमाबाइ (इ. ला. री. १० मुंब. ३०१ ) આ કામમાં जस्टीस पीन्हि સાહેબે તેની જરૂર ધારી લગ્ન હક મેળવવાનો દાવો કાઢીનાંખ્યો હતો. इ. ला. री. ९ मुं ५२९. અપીલમાં તે ઠરાવ રદ કરવામાં આવ્યો. इ. ला. री. १० मुं. ३०१

**४९** લગ્નમાં ઘણી ક્રીયાઓ થાયછે પણ અવશ્યની ક્રીયા सप्तपदी છે વર કન્યા સાત ફેરા ફરેછે તેને સપ્તપદી કહેછે છેલે ફેરે લગ્ન પુર્ણ થાયછે (मन. ८:२२७; नारद १२:२) ત્યાં સુધી અપુર્ણ છે અને તોડી શકાયછે. नंदीमुख કે वृधीश्राध્ની જરૂર નથી बींदावन वी. चंद्र. (इ. ला. री. १२ कल. १४१)

અવશ્યની ક્રિયાઓ સપ્તપદી.

अ પણ કોઈ જાત કે પરગણામાં કોઈ બીજા પ્રકારે લગ્ન કરવાનો ચાલ હોય ત્યારે લગ્ન સંબંધ પુરા કરવાના વીચારથી તે ચાલ પ્રમાણે ચાલવું એ બસ છે गाथाराम वी.मोहीताकोचीन १४ बं. ला. री. २९८

ब કોઈ જાતીમાં બીજી ક્રીયાઓ થતી હોય તો એ ક્રીયા પુરી થાય ત્યારે લગ્ન સંપુર્ણ થાય છે. માટે બીજી ક્રીયા ન થઈ હોય ત્યાં સુધી વિધવા ગણાતી નથી. बुकचंद वी. जानकी २५ बी. री. ३८६

લગ્નની જરૂરી ક્રિયા થયા વીશે અનુમાન

५० જ્યારે લગ્ન થયાનુ અને લગ્ન કારણસર કાકા વાલી છતાં માએ કંન્યાદાન કર્યાનુ અને લગ્ન ક્રીયા ગોરે કર્યાનું માલમ પડયું તે પ્રસંગે ઠરાવવામાં આવ્યું કે લગ્ન પુર્ણ થવા માટે અવશ્યની તમામ ક્રીયાઓ કરવામાં આવી છે એમ અનુમાન થાયછે. पुली तलावर वी. पडया तलावर १३ मु. अ. १४१ ब्रींद्रावन वी. चंद्र इ, ला. री. १२ कल. १४२ તેમજ सप्तपदी ક્રીયા કર્યાનું પણ અનુમાન થાય છે ब्रींद्रावन वी. चंद्र इ. ला. री १२ कल १४३.

થયુ તે ખરૂ फक्टमवेलेट એ નિયમ લગ્નમાં થયેલી ખામીની અશર દુર કરેછે

પણ કપટનાવ ખતે લાગુ નથી

५१ લગનના સંબંધે જરૂરીઆતના કારણથી थयुं ते खरुं (Factum Valet) એ ન્યાયનો નિયમ લાગુ પડેછે માટે ખરેખર થયું હોય અને બરાબર પ્રસીધ થયું હોય તો ન્યાયસર ગણાયછે (मे. पे, ८९) પણ જો (૧) કપટ કે જોરાવરીથી કરવામાં આવ્યું ન હોય (૨) અને જોઈતી ક્રીયાની સાથ થયું હોય તો રદ થઈ સકતુ નથી. ब्रींद्रावन वी. चंद्र इ. ला, री. १२ कल, १४२

નંદીમુખની જરૂર નથી.

अ નંદીમુખ કે વૃધીશ્રાધ હમેશાં કરવામાં આવેછે તોપણ તે અવશ્યની વાત નથી માટે તે કારણથી લગ્ન રદ થઈ શકે નહીં ब्रींदावन वी० चंद्र इ० ला० री० १२ कल० १४२.

ब લગ્ન થયા પહેલાં બીજાને પરણવાની કબુલાત તોડીને કર્યું હોય તેની ચીંતા નહીં खुसाल वी० भगवान १ बारो. १३८

વાલીની સંમતીની ખામીપુરી પાડેછે

क અથવા જે સંમતી લેવી જોઈએ તે ન લીધી હોય તોપણ તે રદ થતું નથી. ब्रींदावन वी० चंद्र इ० ला० री० १२ कल० १४२; बाइ रक्षीभाग वी० जेचंद बीलासीस. ४३

## નીરર્થક લગ્નો.

**५२** પણ જ્યાં શરૂથીજ કોઈ લગ્ન કાંઇ કારણથી નિરર્થક હોય તે પ્રસંગે એ નીયમ લાગુ પડતો નથી જેમકે: એક ધણી જીવતાં બીજું લગ્ન કરે તો રદ છે એટલુંજ નહીં પણ ઓરત પીનલકોડ કલમ ૪૯૪ પ્રમાણે અને મરદ ૪૯૭ પ્રમાણે ગુન્હેગાર થાયછે (राणी वी० बाइ रुपा; राणी वी० करसनगोजा २ मु० हा० ११७; खेमकोर वी० उमीआशंकर १० मु० हा० ३८१) તેવો નાત રીવાજ હોય તોપણ કામ આવતો નથી, नारायणभारती वी० लालींगभारती (इ० ला० रि० २ मु० १४०) તેમ આગલુ લગ્ન નાતે રદ કર્યું હોય તેથી કાંઇ બચાવ થતો નથી. નાતને તેવી સતા નથી राणी वी० शंभु (इ० ला० रि० १ मु० ३४७)

નિરર્થક લગ્ન

એક ધણી જીવતાના સબબથી બીજુલગ્ન રદછે

### ब लग्न हको.

**५३** લગ્ન સબંધથી ધણીધણીઆણીનો મોટામાં મોટો હક ભેળા રહી પરસ્પરના ભાગવટાનો ઉતપન થાયછે અને તે એટલે સુધી છે કે ધણી ધણીઆણી મલીને એકજ સ્વરૂપ ગણાયછે (मनु ९; ३ बं+बृ. ९० ધણીનું ગોત્ર ઓરતનું ગોત્ર થાય છે ललुभाइ वी० कासीबाइ ला० रि० ७ इ० भ० २३१) લગ્ન સબંધ થયા કે તેજ વખતે તે તેના બાપના ગોત્રમાં મરણ પામેછે અને તેના ધણીના ગોત્રમાં તેનો જનમ થાય છે ललुभाइ वी० कासीबाइ इ० ला० री ५ मु० ११८

લગ્ન હકો

(अ) લગ્ન સબંધથી બીજો હક વારસાનો તથા ભરણ પોષણનો થાયછે.

(ब) ધણી જીવતાં કોઇ ઓરત બીજાને પરણે તે પરણેતર કાયમ રહેતુ નથી, માત્ર તે ઓરત રાખણીઆતની સ્થીતીમાંજ રહેછે માટે તેને ભરણ પોષણનો હક છે खेमकोर वी० उमीयाशंकर १० मु० हा० ३८१ તે બાબતના દાવા વીશે આગળ પ્રકરણ ११-१२ જુઓ

**५४** લગ્ન હક મેળવવાનો અને ઓરત તાબે લેવાનો દાવો ચાલી શકેછે गाथाराम वी० मोहीना कोचीन १४ बं. ला. रि. २९८, दादाजी वी. रखमाबाइ १० मु० ३०१ जोगेंद्रनंदीनी दासी वी० हरीदास (इ० ला० रि० ५ कल० ५००)

લગનના હકો મેળવવાના દાવામાં બચાવના કારણો

**૫૫** ધણીને ઓરત ચાર કારણથી છોડી શકેછે.

**अ** પહેલું કારણ અસાધ્ય દરદનું છે માટે લગન હક મેળવવાના દાવામાં દાવા વખત વાદીને પત્ય અને ચાંદી થઈ હતી. તેમાં ઠરાવવામાં આવ્યું કે એ વાત દાવા સામે પુરતો બચાવ છે. **बाइ प्रेमकुवर** વી. **मोखा ५ मु० हा. एसो. जं. २०९**

ઘાતકીપણું

**ब** બીજું કારણ ધણીના ઘાતકીપણાનું છે **यमुनाबाइ** વી. **नारायण इ. ला. री. १ मु. १६४)** ના કામમાં મુંબાઈ હાઈકોર્ટે જણાવ્યું કે:—" લગન હક મેળવવાના હીંદુ વચ્ચેના "દાવામાં જે ઘાતકીપણાના સબબથી ઓરત વ્યાજબી રીતે તેના "ધણીની સાથે રહેવાની ના પાડી શકે તે ઘાતકીપણું કેવું "જોઇએ તે નક્કી કરવાની ખરી કસોટી વીલાયતની કોર્ટો જે "વ્યાખ્યા પ્રમાણે ચાલેછે તે વ્યાખ્યામાં આવેલીછે. તે એ છે "કે શરીરની તનદુરસ્તી અથવા સલામતી ભયમાં આવી પડે "એવી જાતની જબરજસ્તી વાપરેલી જોઇએ અથવા તેવી જબર-"જસ્તી વાપરવામાં આવશે એવો કારણસર ભય ઉત્પન્ન થવો "જોઈએ. ધણી પોતાની ઓરત ઉપર બદચાલથી ચાલવાનું વગર "પત્યે આરોપ મુકયા કરતો હોય તે વાત ન્યાયસર ઘાતકીપણું "નથી. ધણી ઘાતકીપણાથી કે ગેરવર્તણુકથી પોતાના લગન "હક ખોવેછે અથવા ઘર બાહાર કાઢી મુકે અથવા અપમાનથી "કે બીજી ગેરવર્તણુકથી ધણીને છોડી દેવાની તેને ફરજ પડે "છે ત્યારે બીજો માણસ તેને આશરો આપી શકેછે."

એક બીજા કામમાં નીચેની કોર્ટને એમ માલુમ પડયું કે

"તેના ધણીના ઘરે જવાની ફરજ પાડવાથી તેણીની જાતની "સલામતીને માટે ભય ભરેલું છે" તે પ્રસંગે ધણીને લગન હક અપાવવા ના પાડવામાં આવી. **उका भगवान** વી. **बाइ हेता. मु. हा. को. प्री. जा** ની ફાઈલ **पृ. ३२२**

**क** ત્રીજુ કારણ જથુને માટે જાતીભ્રષ્ટ થવાનુંછે. **मुबाइ सरकार** વી. **गंगा. इ. ला. री. ४ मु. ३३०; पैगी** વી. **शीवनारायण इ. ला. री. ८ अल्हा. ७८.**

**ड** ચોથું કારણ દાવા વખત બીજી ઓરત સાથે ધણીએ છીનાળાની દોસ્તી રાખવાનુંછે માટે દાવા વખત તેવો સબંધ બંધ પડયો હોય તો આગળ દોસ્તી હતી એ વાત કોઈ રીતે બ-

थावनुं कारण थती नथी. पेगी वी. शीवनारायण इ. ला. री. ८ अल्हा. ७८

धणी बीजी ओरत परणे तेथी लग्न हक मेळववाना दावामां कांई बचाव थतो नथी. २४ वी. री. २२८; २५ वी. री. ३८६

उपरना कांई पण कारणथी लग्न बंधन छुटुं पडतुं नथी. बॉसेसर वी मातागुलाम २ अल्हा. हा. री. ३००

**५६** लग्न हक संबंधी हुकमनामाथी ओरतने केद करीने, अथवा मीलकत जप्त करीने, अथवा बंने वानां करीने बजावणी थई शके. सने १८८२ ना आकटनी कलम २६०

**५७** न्यायसर जुदारो मागवाना कारण चारछे.

धणीधणीआणी वच्चे जुदारो मंजुर करवाना कारणो

(१) ओरतनी अपवीत्रता.

(२) धणीनी नामरदाई.

(३) ओरतनुं मुकरर थयेलुं वंध्यापणुं

(४) बेमांना एकने असाध्य रोग थवो (स्ट्रे. हिं. ला, ४७ मनु ९: ७९. कलम ५४ मां कहेलां कारणसर ओरत धणीने छोडी शकेछे.

## बंधनथी छुटा पडवुं.

**५८** धणीए ओरतने छेडा छुटको आपवा विशे हिंदुधर्मशास्त्रमां कांई पण ठराव नथी. माटे हिंदु धणीए लग्न हक मेळववा करेला दावामां ओरत छेडा छुटको आप्यानी वात बचावमां लावे तो ते रीवाजना अभावे मंजुर थई शकती नथी. कदामदिासो वी. जातीराम इ. ला. री. ३ कल० ३८५

पण मुंबाइनी सरकार वी. गंगा. (इ.ला. री. ४ मुंब ३३२)ना काममां मुंबाई हाईकोर्टे जणाव्युं जे.—

तलाक विशे हिंदुलानो नीयम

"राणो वी. करसन गोजा (२ मु. हा. १९७)ना कामना चु-" "कादानी तारीखथी आपणी कोर्टोए, मी टामसस्ट्रेंज साहेबे पो-" "ताना पुस्तकमां बतावेलो नियम, हमेशा मंजुर करेलोछे, ते एक" "छेडा छुटका आपवानो हक हिंदुओमां मात्र धणीनेजछे अने रा-" "णो वी. संभु. (इ ला. री. १ मुं. ३४७)ना काममां धणीनी संमती"

मुंबई शाळा

"શીવાય કોઇપણ લગ્ન રદ કરવા અથવા ઓરતને પુનર્લગ્ન કરવાની"
"પરવાનગી આપવા ન્યાતને સત્તા છે એવું મંજુર કરવાને આ કોર્ટે"
"ના પાડીછે. આ કામમાં ગંગાના ધણીએ છેડા છુટકા કર્યો"
"નથી, તેમ બીજું લગ્ન કરવા પરવાનગી પણ આપી નથી."

મૃત્યુથી લગ્ન બંધન છુટું પડેછે

**૫૯** લગ્ન બંધન છુટું પડવાનું બીજું કારણ પક્ષકારના મૃત્યુનું છે, માટે ધણી જ્યારે મરે ત્યારે બીજું લગ્ન ઓરત કરી શકેછે. તે વિશે કલમ ૪૫ જુઓ.

પુનર્લગ્ન કરવાથી મરનાર ધણી કે તેના વંશજોના વારશે છોડવો પડેછે

**૬૦** જ્યારે વીધવા પુનર્લગ્ન કરેછે ત્યારે તેના મરનાર ધણીના કે તેના વંશજોના વારસો, જાણે તે વખત તે મરી ગયો હોય તેવી રીતે, બંધ પડેછે. જુઓ ૧૮૫૬ નો આક્ટ ૧૫ ની કલમ ૨.



# प्रकरण ५

## दत्त विधान.

### अंक १. सामान्य विचार.

દત્તવિધાન પ્રકરણ વિશે સામાન્ય વીચાર.

**६१ दत्त विधान** વિશે પ્રાચીન ગ્રંથોમાં ઘણુંજ થોડું માલુમ પડેછે. **मी. मेन** કહેછે કે **दायभाग**ના વખત સુધીના ગ્રંથોમાં તેના સંબંધી એટલું બધું તો ઓછું જણાવેલુંછે કે **दत्तविधान**ની હીંદુ બંધારણમાં કાંઈ અગત્યછે એમ લાગ્યા શીવાય તે બધા ગ્રંથોમાંસોંસરૂં વાંચી જવાય. અને જો **दत्तानंदभट** અને **नंद पंडितनां** બે પુસ્તકો ન હોતતો ઇંગ્રેજોને **दत्तविधान**ની વાતજ સમુલગી માલુમ પડી નહોત. **दत्तविधान**ની તમામ કૃતી અર્વાચીન વખતનીછે. પ્રાચીન આધારો ઘણા થોડાછે અને જો **दत्तपुत्र** વારસ ગણાતો નહોતતો, તેના ધર્મ સંબંધી ફાયદા છતાં પણ **दत्तविधान**ની વાત કદી પણ સાંભળવામાં આવી હોત કે નહીં એ શંકા ભરેલુંછે. દત્તપુત્રની સંસારી અગત્ય વિશે કલમ ૩ **क** માં જણાવ્યુંછે. દત્તપુત્રની જગ્યો પુત્રના પ્રકારમાં બહુ વાંસેછે, પણ જ્યારે બીજા પુત્રો બંધ પડયા ત્યારે તેની કીંમત સ્વભાવીક રીતે વધી. (मे. प. ८०-८१-८२)

દત્ત વિધાનની અગત્ય.

દત્તવીધાનનો ચાલ અસલથી છે.

**६२** જે લોકો હીંદુ ધર્મ પ્રમાણે ચાલતા નથી, માત્ર હિંદુઓની રીતભાત પ્રમાણે ચાલેછે તે લોકોમાં પણ દત્તવિધાન થાયછે. તે વિશે કલમ ૩ **क** માં કહ્યુંછે; જેવાકે જૈન, શીખ જાટ, ઇત્યાદી. તેમજ હિંદુસ્થાનના પશ્ચિમ કીનારા ઉપરના તલપદાકોલીઓનાં દત્તવિધાન થાયછે અને મુસલમાનોમાં પણ થાય છે. પણ ધર્મ સંબંધી અગત્ય તેમાં રહેલી નથી માટે તેઓને ધર્મના કારણથી થયેલા નિયમો લાગુ પડશે નહીં. **शीवसींग** વી. **मु.दखो.** (५ इ.अ. ८७) **भला नाहांना** વી. **परभु हरी.** (इ. ला. री. २ मुंब. ६७) **म. पे.** ९३.

દક્ષિણમાં અને પશ્ચિમ હિંદુસ્થાનમાં નાચ કરનારી ઓરતો છોકરીઓને દત્તક લેછે.

મીથીલામાં ક્ત્રીમ પ્રકારનું દત્તવિધાન ચાલેછે. આ પ્રમાણે દત્તવિધાનના ચાર પ્રકાર પડેછે.

(१) પહેલો પ્રકાર **शुध दत्तविधानना** છે તે **धार्मीक** એટલે **उत्तम** પ્રકારછે અને તે ત્રણ ઉંચ વર્ગને લાગુછે.

(૨) બીજો व्यवहारीक પ્રકારછે. તે ઉતરતા દરજાનો છે. તેમાં ધર્મનાં કારણોથી થએલા નિયમોની જરૂર નથી. તેમાં માત્ર સંસારી હેતુ રહેલો હોયછે. આ પ્રકાર જૈન, શીખ, બુદ્ધીષ્ટ શુદ્ર અને તેવા બીજાઓને લાગુ પડેછે. આ मध्यम પ્રકારછે ×

(૩) ત્રીજો પ્રકાર મીથીલામાં જે કૃત્રીમ પ્રકાર ચાલેછે તેછે. તે માત્ર દત્ત લેનાર અને દત્ત થનાર વચેનો એક કરારછે. તે ઉપરના બે પ્રકારથી ઉતરતા દરજ્જાનો છે. તેમાં માત્ર દત્તક લેનારની મીલકત વારસામાં દત્ત થનારને ઉતરે એટલેજ હેતુ રહેલોછે. તેમાં દત્ત લેનારના કુટુંબ સાથે કશો સંબંધ બંધાતો નથી તેથી દત્ત લેનાર શીવાય બીજાનો વારસો મેળવવા તેને હક થતો નથી માટે તે कनीष्ट પ્રકારછે.

(૪) ચોથો પ્રકાર નાયકાઓ છોકરીઓને દત્તક લેછે, તેછે; અને તેમાં અનીતીનોજ હેતુ રહેલોછે માટે તે अधम પ્રકાર છે.

પહેલા બે પ્રકારમાં એક द्वयमुस्यायनનો ભેદ છે. તેમાં આપનાર અને લેનાર બાપ એવો કરાર કરેછે કે દત્ત લેવાનો પુત્ર બંનેનો પુત્ર ગણાય. આવું દત્તવીધાન જ્યારે ભાઇને એકનો એક છોકરો હોયછે ત્યારે થાયછે. મી० स्ट्रेंज કહેછે કે આ પ્રકારનું द्वयमुस्यायन પણ બંધ પડયુંછે. અને એક મદ્રાસ કેસમાં તે પ્રમાણે ઠરાવવામાં આવ્યુંછે. પણ તેથી ઉલટું માનવાને માટે આધારો અને પ્રમાણો ઘણા છે. सामशेर વી० दौलराजकुवर ૨ સ. ડી. ૧૮૯ (૨૧૬); जयमणी વી. सीवसुंदरी फुलटन ૭૫; व्यवहार मयु. ૪:૫:૨૨, दत्तकमी. ૬:૩૪, ૩૫, ૩૬ ૪૭, ૪૮; दत्तक चंद्रीका ૫: ૩૩, ૩૪.

द्वय मुस्यायन પ્રકાર

**૬૩** જે નીયમો પાછલા વખતમાં ઉત્પન્ન થયાછે તે બધાનો આધાર बे लखाण અને एक अलंकार ઉપરછે. તે અલંકાર सौनकनोछे. તે એવો છે કે दत्त લેવાનો છોકરો पुत्रनो प्रतीबींब जाइए, સદરહુ બે લખાણોમાં એક मनुनुं, અને બીજુ वसीष्टनुं છે. मनुनुं આ પ્રમાણેછે. "જે છોકરો એજ વર્ગનો હોય અને તેનું પ્રીતી ભરે

---

× "ઓરતે ધણીની સંમતી વીના દત્ત આપવો કે લેવો નહી." એ વાકયનો અર્થ મીથીલામાં એમ કરવામાં આવ્યોછે કે એ સંમતી દત્ત વીધાન વખતે જોઇએ તેથી દત્તક લેવા કે દેવાનું વીધવાને માટે અશકય થઇ પડયું. અને તેથી કરીને कनीष्ट એવોજે कृत्रीम प्रकार તે ઉત્પન્ન થયોછે.

લું વલણ હોય તે છોકરાને, તેના मा તથા बाप अपुत्र माणसने અ-र्पण કરે તો તે દત્ત પુત્ર ગણાયછે.'' (मनु ९:१६८

वसीष्टनुं આ પ્રમાણેછે: "જેમ કારણથી કાર્ય ઉત્પન્ન થાયછે તેમ મા અને બાપથી પુત્ર ઉત્પન્ન થાયછે, માટે તે છોકરાને वेचवानी અને छोडी देवानी बंनने सत्ताछे; પણ एकना एक पुत्र કોઈ માણસે દત્ત आपवो नहीं અથવા लेवो नहीं. કારણ કે તેના વડીલોની ઊપર ક્રીયા કરવા માટે વંશ વૃધી કરવા સારૂ તે તેના કુટુંબમાં રેહેવો જોઈએ. તેમજ કોઇ ओरते તેના धणीनी संमती शीवाय पुत्र आपवो नहीं કે लेवो नहीं. જે માણસ પુત્ર લેવાને ધારતો હોય તેણે સગાં વાહા-લાંઓને ભેગા કરવા જોઇએ. રાજાને ખબર કરવા જોઈએ. અને પછી વેદના શબ્દો બોલી अग्निहोम કરી પોતાના નજીકનો સગો હોયતો તેને અથવા તે ન હોયતો દુરના સગાને પોતાનો દીકરો કરી શકે. શંકા ઉઠે તો દુરના સગાને शुद्र તરીકે ભલે ગણે પણ जाततो તેની જાણવી જોઈએ.'' ઉપરના બે વાક્યો અને અલંકાર ઊપરથી હાલના બધા નિયમો ઉઠેલાછે.

ધાર્મીક દત્તવી-ધાનનાનીયમોની ઉત્પતિ

દત્ત વિધાનના નિયમોનાપ્રકાર.

**६४** ઉપરના આધારોમાં બાળબોધ અક્ષરે લખેલા ભાગ અવશ્ય-નાં ફરમાન થઈ પડયાંછે. ओरतनी संमती शीवाय आपी के लइ शके नहीं એનો અર્થ જુદી જુદી શાળાઓમાં જુદો જુદો કરવામાં આવ્યોછે તેથી ઓરતની દત્ત આપવા કે લેવાની લાયકી વિશે ઘણા વિ-સ્તારવાળા નિયમો દરેક શાળાને માટે થઇ પડયાછે. वासिष्टना લખા-ણનો છેલો ભાગ સમજુતી રૂપે થઈ પડયોછે. આ બે લખાણો તથા અ-લંકાર ઉપરથી ચાર પ્રકારે વિચાર કરવાનોછે, એટલે કે:—

(१) **कोण दत्त लेइ शके.**
(२) **कोण दत्त दइ शके.**
(३) **कोण दत्त थइ शके.**
(४) **दत्तविधानमां शुं शुं वातो तथा क्रियानी अवश्य जरुरछे.**

પાછલા ગ્રંથકારોના લખાણથી એક બીજો ભેદ વધેછે તે એ:—

(५) **दत्त विधाननां परीणाम**

ખ્રિસ્તી ધારા તથા જાબ જવાબનાં હિંદુ અને ખ્રીસ્તી નિયમોને લીધે એક છઠો ભેદ ઉઠેછે તે એ:—

(६) **दत्तविधाननो पुरावो**

# अंक २.

## (१) कोण दत्तक लेइ शके.

६९ हर कोई (१) पुख्तवयनो (२) परणेलो अने (३) वारसाने लायक मरद दत्त लेई शकेछे पण जो तेने (१) स्वभावीक या दत्तक, पुत्र, पौत्र के प्रपौत्र.

(अ) हयात अने (ब) धर्म क्रिआ करवाने लायक, न होय तो; रंगमा वी. अंकमा. ४ मु. ह. अ. १

(२) अने पोते सुतकी न होयतो; रांमलींग पीलाइ वी. सदाशीव पीलाइ ९ मु. इ. अ. ५१२

खुलासो १—हयात एटले जन्मेलो होवो जोईए माटे गर्भमां होय तो दत्त लेवा हरकत नथी. गर्भनो वात जाणवामां होय तोपण फीकर नही. सलादीनाग भुषणम वी. राजा कंदुकुरी इ. ला. री. ३ मद्रा. १८०; २. ला. री. १७३०

आ केसथी मद्रास सदर कोर्टनो नारायण वी. वराड छेला (मद्रास डीसी. १८५०. १०७)ना कामनो फेंसलो रद करवामां आव्यो.

खुलासो २ धर्म क्रिया करवाने नालायक पुत्र होय त्यारे पणु दत्तक लेई शकायछे.

अपवाद—पणु नात बाहार थयेलो पुत्र धर्म क्रिया करवाने नालायकछे, तोपणु ते सने १८५० ना आकट २१ ना ठरावथी वारसो लेवा नालायक थतो नथी. माटे एम जणुायछे के नात बाहारना कारणुथी दत्त पुत्र, नात बाहार थयेला पुत्रनी जगोए, दाखल थशे नहीं अने जे दत्त विधानथी वारसानो हक उत्पन्न न थाय एवुं दत्तविधान कोरटो मंजुर करशे नहीं. तोपणु कदाच नात बाहार थयेलो पुत्र मरणु पामे तो ए दत्तवीधान मंजुर रेहेशे के नही ए अगत्यनो सवालछे. (मे. प. ९५)

खुलासो ३—हिंदुधर्म अने रीवाज प्रमाणे सुतकना दाहाडा १६ गणुायछे. रामलींग पीलाइ वी. सदाशीव पलिाइ ९ मु. इ. अ. ५१३

सगीर दत्तक लई शकेछे

६६ हरकोइ सगीर दत्त लेई शकेछे अने तेज रीते दत्त लेवानी परवानगी पण आपी शकेछे. पण जो ते समजशक्तिनी वये पहोंच्यो होय तो. राजेंद्र नारायण वी. सरोदा (१५ म. री. १२७) जमुनादासी वी. बामासुदरी दासी (ला. र्रि, ३ इ. अ. ७२—७८.

## टीका.

सगीरवय क्यां सुधी गणाय

(१) कलम ६५मां पुरुष वयनो मरद दत्त लई शके एम जणाव्युछे तेनो आ अपवादछे. समज शकितीनी उमर क्यारे शरु थाय ए वीशे कांई ठराव्युं नथी. पण एम जणायुंछे के दरेक कामनी कफीअत प्रमाणे १० थी १६ सुधीमां ओछी वधती जोईए. जस्टीस मीतरे पेहेला काममां एम धार्यु हशेके जो १०थी १६ वरस सुधीनां छोकरां, पोते जे काम करेछे ते कामनुं स्वरुप समजवाने अशकत हसे तो, तेमणे करेलु दत्त विधान रद थशे.

(२] ज्यारे वालीनी कोर्ट तळे कोई सगीर आव्यो होय त्यारे ते कोर्टनी संमती शीवाय दत्त लई शके नहीं. [बंगाल १७९३नो १० क. ३३] वा. प्रां. १८०३नो ५२ क. ३७ [मद्रा. १८०४नो ५ क. २५] [१८५८नो ३५ क. ७४] [१८७०नां ४ मु० क, ७४] छेल्लामां दत्त लेवानी परवानगी आपवानी पण मनाईछे.

## टीका.

एम ठरावावामां आव्युंछे के वालीनी कोर्टे सगीरनी मीलकतनो कबजो लीधो होय त्यारेज आ नीयमो लागु पडेछे. पण जे जे प्रांतो ते नियमो लागु पडेछे त्यां तो दत्त लेवानी परवानगी आपवानी पण मनाई करेछे माटे ते नियमो वीरुध करेलु दत्तवीधान तदन नीरर्थक थशे.

(१) जमुनी वी० बामोसुंदरी ला. री. ३ इ. अ. ७२
(२) नीलकंठ वी० आणंदमइ १८५५ स. दी २१८
(३) मु. आणंदमइ वी० सीवचंदर ९ मु, इ, अ २८७

पण बनीरप्रसाद वी. मुनसीसयद (२५ वी.री. १९२-१९८) ना काममां जस्टीस पोन्टीफेक्षे तेथी उलटी रीते ठराव्युं. वासदेवी वी. रामकृष्ण (इ. ला. र्रि. २ मुंबाइ ५२९) ना काममां मुंबाइ हाईकोर्टे ठराव्युं के मुंबईनो अने १८६५ ना एकटनी कलम ११कम २ माल सरकार अने दतपुत्र वच्चेनी तकरारने लागु पडे छे. अने दत्तविधान

नीरर्थक ठरावववानो लाभ, सरकारज लेई शके छे त्राहित लेइ शकता न थी. त्राहित न लेई शके पण सरकार तो लेई शके एनुं कारण खु-ल्लुं छे!!

१८७५ना एकट ९ प्रमाणे सगीर वयनी मुदत

सने १८७५ ना आकट ९नी कलम ३ थी ठराव्युं छे के हींदुमा सगीरवय १८ मुं वरस पुरु थतां सुधी गणवी. अने ज्यारे न्यायनी कोर्टथी वाली नीमायो होय अथवा वालीनी कोर्टे वाली नीमाणी होय त्यारे २१ वरस पुरां थतां सुधी सगीरवय गणवी. पण आ आकट तलाक, लग्न अने दत्तविधाननी बाबतमां लागु नथी, माटे त्यां तो हींदुधर्मशास्त्रे ठरावेली ऊमर लागु रहे छे.

बंगाळामां सगीरवय १५ वरस आखर पुरी थाय छे. बाकीनी शाळाओमां १६ वरस आखर पुरी थाय छे.

कुंवारो के रंडायलो दत्तक लई शके

**६७ कुंवारो के रंडायलो** दत्त लइ शकेछे.

(१) **गणापा** वी. **संकापा** (मुंबइ सी. री. २०२).

(२) **नागापा** वी. **सुभाशास्त्री** (२ म. हा. ३६७)

(३) **चंद्रशीखरडु** वी. **ब्राह्मन** (४ म, हा. २७०)

## टीका.

कलम ६४ मां **परणेलो मरद** दत्त लइ शके एम जे जणाव्युं छे ते भागनो आ कलम अपवाद छे. कुंवारो के रंडाएलो दत लई न शके तेनुं एवुं कारण बतावववामां आवे के ते ग्रहस्थाश्रममां नथी, अथवा तो पुत्र पेदा करवाना ईलाजो नीष्फळ थाय त्यारे-जी दत्तविधान करवानो हक तेने पेदा थावछे. पण हवे तदन नक्की थयुं छे के तेवा माणसो दत्त लई शके छे—

वारसाने नालायक लई शके

**६८ वारसाने नालायक शखसो** जेवा के जन्मथी आंधळा, बहेरा, मुंगा दत्त लई शकेछे.

पण जो

(१) पोते जे करेछे ते कामनी जात समजवाने ते शकतीवान होय तो,

(२) दत्त लीधेला छोकराने दत्त लेनार पोताना हकथी विशेष हक पेदा करावी शके नहो.

## टीका.

कलम ६४ मां वारसाने लायक मरद दत्त लेई शके एम जणा-व्युंछे तेनो आ अपवाद छे. आ कलम प्रमाणे घेलछा होय ते व-

પત તે દત લેઈ શકતો નથી. એવા છોકરાનો માલ ભરણુપોષણનો હક દત્તકુટંબમાં પ્રાપ્ત થશે. शीवछेतुंबरा वी. परस्वेती मद्रास डीशी. १८५७ २१०.

તેમજ દત લેનારની સ્વોપારજીત અને જુદી મીલકત કાંઈ હશે તો તે દત્તક લેશે--सधरलेंड सीनोप्सीस पृ. ६६४--७१

**६९** હરકોઇ ઓરત સામાન્ય નિયમ તરીકે પોતાને માટે દતવિધાન કરી શકે નહી અને કરે તો તદન નિરર્થક છે, चोधरीपदमसिंह वी० कुंअरउदेसिंह (१२ मु. इ. अ. ३५६) કારણ કે દતવિધાન ધણીનાજ ફાયદાને માટે છે. रंगमा वी० एकमा ४ मु. इ. अ. २ માટે તેના પ્રતીનીધી તરીકે અને તેની સંમતિથીજ તે દતવિધાન કરી શકેછે.

ઓરત ધણીના પ્રતીનીધી તરીકે દતવીધાન કરી શકે અથવા

अपवाद १ નાયકાઓ પોતાનો ધંધો કાયમ રહે તેટલા માટે છોકરીઓને દત લે છે; અને

नायकाओअने मीथीलामां कृत्री प्रकारे ओरत करी शके

अपवाद २ મિથિલામાં કૃત્રીમ પ્રકારે ઓરતો પોતાને માટે દત લઈ શકેછે. આ બે ઊપરના સામાન્ય નિયમના અપવાદ છે. शीवाकुवरी वी० जगनसिंह ८ वी. री. २१५

## टीका.

આનું કારણ એવુછે કે "धणीनी संमती शीवाय ओरत तेनां धणी माटे दत्त लइ शके नहि" એ वशीष्टનાં વાકયનો અર્થ મીથીલામાં એવો કરવામાં આવ્યોછે કે ધણીની સંમતી દત્ત વિધાન થતી વખત જોઈએ. जयराम वी. मुसनधामी ५ श. दी. २. આથી કૃત્રીમ પ્રકારની રીત ઊત્પન્ન થઈ, અને તે પ્રકાર માત્ર કરારજછે. તેમાં ધણી પોતાને માટે લઇ શકે તેમજ ઓરત પોતાને માટે લઈ શકે; અને તેથી ધણીએ લીધેલો છોકરો ધણીનો થાયછે, અને ધણીની શ્રાધ ક્રિયા કરેછે; અને ઓરતે લીધેલો છોકરો ઓરતની મીલકત લેછે, અને તેની શ્રાધક્રિયા કરેછે. श्रीनारायण वी० भायत्रा २ स० दी० २३

**७०** ઓરત ધણીના માટે તથા તેના પ્રતીનીધી તરીકે લેછે માટે તેની સંમતી જોઈએ.

**अ** મુબાઈ, મદ્રાશ અને મીથીલા શાળામાં ધણી જીવતાં તેની સંમતીથી ઓરત દત લઈ શકેછે. તેમાં મીથીલામાં દત્તવિધાન થતી વખતે તે સંમતી જોઈએ. नारायण वी० नानामनोहर ७ मु. हा. ए. सी. जं. १५७)

ધણી જીવતાં મુંબાઈ, મદ્રાસ અને મીથીલામાં લઈ શકે

બંગાળામાં ન લઈ શકે

મદ્રાસમાં ધણી જીવતાં લઈ શકે

૨ બંગાળા અને બનારસમાં ધણી જીવતાં લઈ શક્તિ નથી ब्रधन वी० मथुरनाथ स. प्री. क. २१३ तारामणी वी० देवनारायण ३ स. वी. ३८७ (५१९)

टीका—શાળાનો આ તફાવત કલમ ૬૩ માં બતાવેલા वसीष्टનાં નીચેનાં વાકયથી ઉઠેલોછે. "કોઈ ओरते तेना धणीनी संमती शीवाय पुत्र आपवो के लेवो नही.

(૧) मुंबइમાં मयूख અને कौस्तुभ તેનો એવો અર્થ કરેછે કે ધણીની હયાતીમાં દત્તવિધાન થાય ત્યારે તેની સંમતીની જરૂરછે. ધણી મુવા પછી તેની જરૂર નથી. वनको वी० सदासीव १ स. दी. १९७ (२६२); तारामणी वी० देवनारायण ३ स० वी० ३८७ (५१९)

(૨) मद्रासમાં ધણી મુઆ પછી તે સંમતી સગા વહાલાઓથી પુરી પડે એમ વચલો રસ્તો કાઢવામાં આવ્યો.

(૩) તેનો मीथीला એમ અર્થ કરેછે કે દત્તવીધાન કરતી વખતે તેની સંમતીની જરૂરછે. કે જે ઉપરથી દત્તવીધાનનું બંધારણ તદન તુટી પડયું અને હલકા (કનીષ્ટ) પ્રકારનું પેદા થયું.

(૪) बंगाला શાળામાં તે વાકયનો એમ અર્થ કરેછે કે સંમતીની જરૂર છે, પણ તે સમંતી તેના મરણ પછી અમલમાં આવે. અને આ બાબતમાં બનારસ શાળાને મત બંગાળા પ્રમાણેજછે.

આ પ્રમાણે ચાર જાતના નીયમો થયા.

મીથીલામાં વિધવા દત્ત લઈ શકે નહીં

**૭૧** ધણીની સંમતીથીજ તેના પ્રતીનીધી તરીકે ઓરત દત્તક લઈ શકેછે. એનો અર્થ મીથીલા શાળામાં ઉપર જણાવ્યા પ્રમાણે એમ કરવામાં આવ્યોછે કે ધણીની સંમતી દત્તવીધાન વખત જોઇએ, માટે વીધવા ઉત્તમ પ્રકારે દત્ત લેવાને તદન ના લાયક થઇ. બાકીની શાળાઓમાં વીધવા લઇ શકેછે. जयराम वी० मुसनधामी ५ स. दी. ट

**૭૨** મીથીલા શિવાય બાકી બધે ઠેકાણે વિધવા ધણીની પરવાનગીથી દત્ત લઈ શકેછે. પણ જો (૧) ધણીનાં મરણ પછી પહેલો વારસો લેનારની હયાતી સુધીમાં એ પરવાનગી વાપરે તો. केशवरामचंद वी. गोवींद गणेश इ. ला. री. ९ मुंब. ९४

श्रीरघुनाथ वी श्रीमते कीशोरी ला. री. ३ इ. अ. १५४

भुवनमइ वी. रामकीशोर १० मुं. इ. अ. १७९

बरधन मुकरजी वी.मथुरनाथ बें. प्री. न. २१३

पद्माकुंवारी वी. ध कोर्ट ओफवार्डस इ.ला.री. ८ कल. ३०१

(२) અથવા જો તે પેહેલો વારસો લેનારના મરણ પછી પોતાને વારશો મળે તો ત્યાર પછી પણ ત્યારે તે પરવાનગી વાપરી શકેછે. लखमीचंद वी. गटुबाइ. इ. ला. री. ८ अ.ला. ३२१ जमनाबाइ वी. रायचंद इ.ला.री. ७ मुंब. २२९ (२३१)

खुलासो १. દત લેવાની પરવાનગી મોઢાની હોય તો પણ ચાલે सुंदर कुमारी देव्या वी गदाधर प्रसाद स.प्री.म. २९४ (१८५८) ४ वी. री. ११६

खुलासो २. પરવાનગી અમુક રૂપમાં આપેલી જોઇએ એમ કાંઈ જરૂર નથી. प्रोनीमा सुंदरी वी. आणंद कुमार ६ वी.री.१२३.

खुलासो ३. वसीयतनामाथी આપેલી અનુમતી બસછે. शायम-लाल वी शौदामीनी दासी ५ बे. री. ३६२.

खुलासो ४. જ્યારે પરવાનગીમાં અમુક છોકરાને લેવાનું જણાવ્યું હોય ત્યારે તે હયાત હોય ત્યાં સુધી તેનેજ લેવો જોઇએ रा. मचंद वी. बापु मु. हा. प्री. ज. १८७७-४२

खुलासो ५. પહેલો વારશો લેનાર એકથી વધારે શખસો હોયત્યારે છેલા મરનારની હયાતી સુધી પેહેલો વારસ ગણાયછે गोविंद सुंदरी वी जगदंबा देव्या ३ वी. री. ९६. १५ वी. री. ५ प्री. का.

खुलासो ६. ધણીની સંમતી સાથે સગાઓની મંજુરીની જરૂર નથી. भास्कर भुयाजी वी. नारु रगनाथ. मुं. सी. री. २४

खुलासो ७. પરવાનગીનો અમલ કરતી વખતે પરવાનગીમાં બતાવેલો છોકરો મરી ગયો હોય અગર બીજાને અપાઈ ગયો હોવ અથવા જન્મવાનો હોય તો પણ જો લેવા છુટછે. ३ वे. बु. ९६५ वीरपीरमल वी. नारायण १ स्ट्रेंज री. ९१

પણ તે પરવાનગીમાં तेनेज लेवो અને बीजो नहीं એમ હોય બીજાને લઈ શકાય નહી, बायाबाइ वी० बालावंकटेश ७ मु. हा. १ अपे.

**खुलासो** ૮ મુબાઇરાળામાં મૂહસ્થની વિભકત વિધવાને ખુલી રીતે મના કરી નહોય તો ધણીની ગર્ભીત રીતે પરવાનગી છે એમ અનુમાન લેવાય છે **केशव रामचंद्र** વી. **गोवींद गणेश** **इ. ला. री. ९ मुं. ९७.**

**खुलासा** ૯—આ પરવાનગી પહેલા વારસના હયાતીમાં ગમે તે ટલે વરસે વાપરવામાં આવે તેની ચીંતા નહીં. **रामकीशन** વી. **मु. श्रीमती ३ स. दी.२६७ (४८९-९४)**

બંગાળામાં ધણીના મરણ પછી ૧૫ વરસે કરેલું દતવિધાન મંજુર કરવામાં આવ્યું હતું. મુંબાઈમાં ૨૦, ૫૨ અને ૭૧ વરસે કરેલાં દતવીધાન મંજુર કરયાં હતાં. **भास्कर** વી. **नारो रगनाथ** **मुं. हा. री.२४ श्रीजभुखण महाराज** વી. **गोकुलोत्सवजी १ बार १८१ नींबालकर** વી० **जयवंतराय ४ मु. हा. १९१ दुख्यादासी** વી० **रास बीहारी ६ वी. री. २२१.** તેમાં સુચના કરવામાં આવી હતી કે ૧૨ વરસ પછી તે પરવાનગી વાપરી શકાય નહી. **गीरीआव** વી० **भीमाजी इ० ला० री० ९ मु०** ૫૮ ના કામમાં ધણીના મરણ પછી ૨૫ વરસે કરેલુ દત્ત વિધાન મંજુર કરવામાં આવ્યું અને એમ ઠરાવ્યું કે દત્ત લેવાનો હક રદ કરવાને માટે તે હકીકત કોઈ રીતે વચ્ચે પડતી નથી.

**दृष्टांत अ—अ** તેની વીધવા **ब** ને દત લેવાની પરવાનગી આપી તેનો એક **क** નામનો અવીભકત ભાઈ મુકીને ગુજરી જાય છે. ત્યાર પછી **क** તેની વીધવા **ड** મુકી ગુજરી જાયછે. **क**ના મરણથી **ब** ને મળેલી પરવાનગી બંધ પડે છે.

**दृष्टांत ब—अ, ब** નામનો પુત્ર અને **ब** અપુત્ર ગુજરવાની સરતે, પોતાની વીધવા **क**ને દત્ત લેવાની પરવાનગી આપી, મરણ પામેછે. **ब** એક વીધવા મુકી ગુજરી જાયછે. **ब** ના મરણથી એ પરવાનગી બંધ પડેછે. તે વખતે **ब** ની વીધવાને **ब** નો વારશો પ્રાપ્ત થતાં દત્ત લેવાનો હક તેને ઉત્પન થાયછે. પણ જો **ब** વીધવા મુકયા શીવાય ગુજરી ગયો હોત અને તેથી તેનો વારશો **अ** ની વીધવા **क**ને, **ब** ની મા તરીકે મલ્યો હોત તો તે પરવાનગીનો ઉપયોગ કરી શકત, અને તેનો વારસો તેના દત્તક પુત્રને પ્રાપ્ત થાત. **लखमीचंद** વી० **गटुबाइ इ. ला. री. ८ अल्हा. ३२१**

## ટીકા

(૧) જ્યારે એકથી વધારે સહ ભાગીદારો મુકી ધણી ગુજરી જાય, ત્યારે તેની વિધવાને દત્ત લેવાની પરવાનગી, તે હીસેદારોમાં પહેલું મરણ થાય ત્યાં સુધી ચાલે, કે છેલ્લું મરણ થાય ત્યાં સુધી ચાલે, તે એક અગત્યનો સવાલછે. આ મુદ્દા ઉપર बंगाला અને मुंबाईની શાળાઓ વચ્ચે કાંઈ તફાવત નથી. કેમકે मुंबाई શાળા, કલકત્તાના ઉપર બનાવેલા पद्माकुमारीના કેસને આધારે, ચાલીછે, અને કલકત્તા કોર્ટે, गौरीसुंदरी देव्या वि० जगदंबादेव्या ૩ वी. रि. ૬૬ ના કામમાં ઠરાવ્યું કે ધણીના કુટુંબનો કોઈ પણ અવિભક્ત માણસ જીવતો હોય ત્યાં સુધી, વીધવા દત્ત લેવાની પરવાનગી વાપરવાને વાસ્તે કાંઈ પગલું ન ભરે, તો તે પરવાનગી રદ થાયછે. અને આ ઠરાવ प्रीवीकाउन्सील પણ બહાલ રાખ્યોછે, ૧૫ वी. रि. ૫. આ ઠરાવ આ સવાલના ખુલાસા અર્થે मुंबाई શાળામાં પણ લેવો જોઈએ; માટે મજીઆરા કુટુંબનો છેલ્લામાં છેલ્લો માણસ મરણ પામતાં સુધીમાં વિધવા દત્ત લેવાની પર-વાનગીનો ઉપયોગ કરી શકે.

(૨) આ કલમના નિયમને લીધે નીચેના બે અગત્યના સવાલો ઉત્પન્ન થાયછે.

(अ) ધણી, ઓરતને દત્ત લેવાની પરવાનગી આપી, એક છોકરો મુકી ગુજરી જાય, અને તે છોકરો વિધવા મુકી ગુજરી જાયતો, એ પરવાનગી, છોકરાના મરણથી, ઉપરના નીયમ પ્રમા-ણે, બંધ પડેછે. જ્યાં સુધી છોકરો હયાત હતો ત્યાં સુધી તો કલમ ૬૪ના નીયમ પ્રમાણે તે પરવાનગીનો ઉપયોગ થઇ શકતો નહોતો, ત્યારે તે પરવાનગીનો ક્યારે ઉપયોગ થઇ શકે? પ્રથમ છોકરાની હયાતીને લીધે તે વાપરી શકાતી નહોતી, પાછળથી છોક-રાનો વારસો (એક પ્રસંગે) છોકરાની વીધવાને અને (બીજે પ્રસંગે) તેના કાકાને પ્રાપ્ત થવાથી વાપરી શકાતી નથી. આથી આ નીયમનું પરીણામ એમ આવ્યું કે એક છોકરો હોય એ-વા માણસે આપેલી પરવાનગી પહેલેથીજ રદ થવાને પાત્ર છે. હવે એમ ધારો કે છોકરો વિધવાને બદલે તેનો અવીભક્ત કાકો મુકી મરી ગયો હોય તો પણ આ નીયમ પ્રમાણે એ પરવાનગી બંધ પડશે. છોકરો વીધવા મુકીને ગુજરી જાય ત્યારે તો એમ

પણ ખુલાસો કરી શકાય કે તે છોકરાની વીધવા દત્તક લઈ શકે છે. પણ આ બીજા પ્રસંગને માટે શું સંભવીત કારણ ઉઠાવી શકાય? આ જોતાં આ કલમનો નિયમ કેટલેક દરજે ભારે શંકાવાળો છે.

(ગ) બીજો સવાલ એ છે કે જ્યારે બીજા વારસને વારસો પ્રાપ્ત થાય, અને તે બીજો વારસ, આગલા મરનારની વિધવા, દત્તક લેનાર પોતે હોય તો પરવાનગી શા માટે બંધ ન પડે? પણ એવું કહેવામાં આવ્યું છે કે એક પુત્ર મરણ પામ્યા પછી બીજો દત્તક લીધો તો તે છોકરો, દત્તક બાપના મરણ વખતે હયાત અથવા ગર્ભમાં હતો એવું માનવું જોઈએ. लक्ष्मीचंद वी. गटुबाइ इ.ला. रि. ८ अला. ૩૨૧. અને તેથી પેહેલા પુત્રનાં મરણ વખત તેના નાના અવિભકત ભાઈ તરીકે તે દત્તપુત્ર વારસ થાયછે. માટે તેની તે દત્તક માનો વારસો છીનાવી શકેછે वेलानकी वी. वेंकटराम इ. ला. री. १ मद्रा. ૧૭૪ जमनाबाइ वी. रायचंद इ. ला. रि ७ मुंबा.૨૨૭. પણ ત્યારે આ માનવું,એ દત્તક લેનારની વીધવા શીવાય બીજો કોઈ વારસ હોય ત્યારે, શા માટે લાગુ નહી પાડવું એનું કાંઈ કારણ સુચવવામાં આવ્યું નથી, માટે प्रीवीकौन्सीले તે સવાલ ઉપર કાંઈ અભિપ્રાય આપ્યો નહીં रामस्वामी वी. वेंकट रामयन ला. रि. ६. इ. अ. ૨૦૮

બેશક દત્તક લેનાર વિધવાના કૃત્યથી મરનાર પુત્રનો તે નાનો અવિભકત ભાઈ થાયછે એ વાત, તે વિધવાને એક प्रतिबंध તરીકે જો લેઈએ તો, આ સવાલનું નિરાકરણ થઈ જાય; પણ એવા અપવાદ તરીકે पद्मा कुंवारी वी.यकोर्ट ओफवार्डस इ.ला.रि.८ कल.૩૦૨.નાકામમાં પ્રીવીકૌંસીલે કાંઈ જણાવ્યું નથી. જુઓ. સદર પૃષ્ટ ૩૦૯. અને સદરહુ रामस्वामी वी वेंकट रामयन ला. रि. ६: इ. अ. ૨૦૮ ના કામમાં એ સવાલ હજી ઉભો રાખ્યોછે.

મુંબાઇમાં પુખ્ત વયની વીધવા ધણીની પરવાનગી વગર લઈ શકે.

**७३** मुंबाइशाळामાં ધણી મુઆ પછી પુખ્ત વયની વિધવા ધણીની પરવાનગી વગર પણ દત લઈ શકેછે. પણ જો.

सरत १—ધણીએ ખુલી રીતે મના ન કરી હોયતો. बायर बाइ वी. बालावेंकटेश मु. हा. एपे. १

(शरत २)—એક તરફ ધર્મની ફરજો યોગ્ય રીતે અને શુદ્ધ બુદ્ધીથી બજાવવાને માટેજ હોય, અને બીજી તરફ મનસ્વી-પણું કે ખરાબ હેતુથી લેતી ન હોય તો. रखमाबाइ वी. राधाबाइ ५ मु. हा. री. ए सी. जे. १८१

शरत ३—તે વિધવા અવિભક્ત કુટુંબના પુરૂષની હોય ત્યારે જે સહભાગીદારોનો હક તે દત્તવિધાનથી ડુબતો હોય તેમની સંમતી હોય તો. रुपचंद वी. रखमाबाइ ८ मु. हा. ए. सी. जे. ११४ रामजी वी. गमौ. इ. ला. री. ६ मु. ४९८ दीनकर सीताराम वी. गणेश शीवराम इ. ला. री. ६ मुंब ५०५;

અથવા તે ભાગીદારો સંમતી આપવાની ગેરવાજબી રીતે ના પાડતો रखमाबाइ वी. राधाबाइ ५ मुं हा. १८१. १८८

शरत ४—જો તે પોતાનાંમરનાર ધણી પછીના પહેલા પુર્ણ વારસની હયાતીમાં દત્ત લે અથવા તેના મરણ પછી પોતાને વારસો મળે ત્યારે દત્ત લે તો. केशव रामचंद्र वी. गोविंद गणेश इ.ला. री. ९ मुंबं ९४ पद्माकुमारी वी. कोर्ट ओफ वाड्स. इ. ला. री. ८ कल. ३०२ लखमीचंद वी. गट्टुबाइ इ. ला. री. ८ अल्हा. ३२१

શરત ૨ વગર આ નિયમ વાયવ્ય પ્રાંતોની જૈન વિધવા-ને સંપુર્ણ રીતે લાગુ પડેછે. शिवशंग वी. मु. दखो इ. ला री. १ अल्हा. ६८८. તેજ પ્રમાણે મુંબાઇના જૈન લોકોને પણ લાગુ પડેછે. भगवानदास वी. राजमाल १० मु. हा. ३८१ તેમજ મીથીલા શીવાય બીજી શાળાના જૈનને પણ સરખી રીતે લાગુ પડેછે. મીથીલામાં તો શુધ દત્તકની રીતે વિધવા દત્તક લઇ શકતીજ નથી मे. पे. ९९ ज्यराम वी. मुसनधार्मी ५.स.दी.३

**९४** વાંસેથી પરણેલી ઓરત મોટીની સંમતી વગરે લઇ શકે પણ જો મોટી તદન નાલાયક થાય એવી કુછંદી ચાલે ચાલતી હોયતો. रखमाबाइ वी. राधाबाइ ५ मु. हा. ए. सी. १८१

પાછળથી પ-ણેલી ઓરતનો દતક લેવાનોહક.

**९५** मद्रासમાં બધે પ્રસંગે વિધવા તેના ધણીની ખુલી અ-થવા સરખા છેટાના બધા સગાની ખુલી પરવાનગીથી દત્ત લઇ શકે છે. वाराचार वी. रंग इ. ला. री. २ मद्रा. २०२ પણ જો.

મદ્રાસમાં ધણીની કે સગાંનીખુલીપરવાનગી જોઇએ

शरत १—વિભક્ત કુટુંબમાં બીજાઓ સ્વાર્થના કારણસર કે ગેરવાજબી હેતુથી,અથવા ના પાડવાના વ્યાજબીકારણ શીવાય

સંમતી ના આપે તો એકાદે શુધબુધીથી આપેલી સમંતી બસ થશે પારાશર વી. રંગ ઇ. લા. રી. ૨ મદ્રા. ૨૦૨ વંકટ લક્ષ્મણા વી. નરસૈયા ઇ. લા. રી. ૮ મદ્રા. ૫૪૭

સરત ૨—વર્તણુંકથા અગર બીજી રીતે જણાતી હેય એવી એ સગાઓની ગર્ભીત સંમતી બસ થશે; જેમકે મરનારની વાર્શીક ક્રીયા દત્તક પુત્રના નામથી તેનો મુલ બાપ કરતો હોય તે વખતે, જેની પરવાનગી જોઈતી હોય એવા બીજા સગાનું જમવામાં સામેલ થવું વીગરે. વેંકટ, લક્ષ્મણા વી. નરસૈયા ઇ. લા. રી. ૮ મદ્રા ૫૪૭

સરત ૩—અવીભક્ત કુટુંબમાં ધણીની સમતીના અભાવે દત્ત લેવાથી વારસાનો હક ડુબતો હોય તેવા સહહીસ્સેદારની સંમતીની જરૂરછે. (વરહામપાર કેસ) શ્રી રઘુનાથ વી. બ્રોઝો, કીશોરા લા. રી. ૩ ઇ. અ. ૧૫૪; ગણેસ રત્નામયર વી. ગોપાલ ઇ. લા. રી. ૨ મદ્રા ૨૭૦ વેલાનકી વેંકટ વી. વેંકટરામ લા. રી. ૪ ઇ. અ. ૧ અને ૧૩

**૭૬** બનારસમાં માત્ર જૈન વીધવાઓ ધણીની સંમતી વગર દત્ત લઈ શકેછે, બીજા કોઈ લઈ શકતા નથી.

બનારસમાં ધણીનીસંમતીજોઇએ

**૭૭** બંગાળામાં ધણીની પરવાનગી શીવાય વીધવા દત્ત લઇ શકતી નથી.

**૭૮** કોઈ પણ શાળામાં સગીર વીધવા દત્ત લેવાને બીલકુલ લાયક નથી, શામસેખરરાજ વી. સુભદ્રા માની ઇ. લા. રી. ૬ મુ. ૫૨૪

બંગાળામાં ધણીની પરવાનગી જોઇએ

**૭૯** મધ્યમ પ્રકારના દત્તકમાં એટલે કે જૈન લોકોમાં વીધવા ઓરતને ધણીની કે તેના સગાંવાહાલાંની સંમતી લીધા વગર દત્ત લેવા પ્રતીબંધ નથી. ભગવાનદાસ વી. રાજમલ ૧૦ મું. હા. ૨૬૧ સીવસંગ વી. મું. દખા ઇ. લા. રી ૧ અલ્હા. ૬૮૮. લા. રી. ૫ ઇ. અ. ૮૭ લક્ષ્મીચંદ વી, ગટુબાઇ ઇ. લા. રી. ૮ અલ્હા. ૩૨૧ પણ તેને કલમ ૭૩ની સરત ૧-૩-૪ લાગુ પડેછે, જુઓ તે કલમ.

જૈનમાંધણીની કે સગાની સંમતીની જરૂરનથી.

**૮૦** મીથીલામાં ઓરતો પોતાને માટે ક્રત્રીમ પ્રકારે દત્ત લઈ શકેછે. તેમાં ધણીની સંમતીની જરૂર નથી માટે ધણી જીવતો હોય કે મુઓ હોય તેની ચીંતા નહીં શ્રી નારાયણ વી. ભાઇઆ ૨ ક, સ. દી. ૨૭ તીરહુટના કલેકટર વી. હરીપ્રસાદ ૭ વી. રી. ૫૦૦

મીથીલામાં ઓરતો ક્રત્રીમ પ્રકારે પોતા માટે લેઈ શકેછે

## ટીકા.

આવો છોકરો તે ઓરતનોજ વારશો લે છે. એ ઓરતના બીજા સગાંનો લેતો નથી તેમ પોતાના અસલ કુટંબનો વારશો ખોતો નથી. તેમજ એ છોકરાના વંશજો દત્ત લેનારનો વારશો લેતા નથી. આનુ કારણ એવું છે કે આ પ્રકાર એક જાતનો દત્ત લેનારની ઊત્તર ક્રિયા કરવી અને તેના બદલામાં તેનો વારશો લેવો એટલોજ દત્ત લેનાર અને થનાર વચ્ચે કરારછે. જુઓ આગળ કલમ ૧૦૮.

નાયકાઓ અધમ પ્રકારે પોતા માટે લઇ શકેછે.

**૮૧** તેજ રીતે પશ્ચીમ હીંદુસ્તાનમાં અને બીજે નાયકીઓ પોતાનો ધંધો ચાલે એટલા માટે પોતાને માટે છોકરીઓને દત્ત લેછે. **मथुरा नायकी** वी. **इशुनायकी** इ. ला. रि. ४ मु० ५४५

મદ્રાસમાં પણ નાયકીઓ તે કારણસર લઇ શકેછે, **व्यंकट छेलम** वी. **व्यंकटशामी** मद्रा. डीसी. १८५६, ६५ (मे. पे. १८७६) પણ કલકતામાં એક કામમાં આવાં દત્ત વીધાન ગેરકાયદેશર ગણવામાં આવ્યાંછે. **हीनकुंअर** वी. **हंशाकुंवर** २ मो. डा, १३३

**मी० मेन** કહેછે કે આવાં દત્તવીધાન અનીતીના કારણસર હોવાથી બીજી બધી જગોએ નામંજુર થતાં જશે. (पे. १८०)

આવી નાયકી છોકરાને પણ દત્તક લઇ શકેછે, તેવે પ્રસંગે તે છોકરો વારસ થાયછે ૩ त्रे.+बु. १२१४ (ब)

પણ એક મદ્રાસ કેસમાં કહેવામાં આવ્યું કે નાયકી માત્ર છોકરીનેજ દત્ત લઈ શકે છે **अलशाणी** वी० **रत्नछेलम** २ म० हा. ५६,

## ટીકા.

આ ધંધો ચલાવનારી નાયકાઓનો જથો પશ્ચીમ હીંદુસ્તાનમાં અને મદ્રાસમાં વીશેષ છે તેઓમાં દત્તવીધાનમાં કાંઈ પણ ક્રિયાની જરૂર નથી, **व्यंकट छेलम** वी० **व्यंकट सामी** मद्रा० डीसी. १८५६, ६५

------०✻०------

# અંક ૩

## કોણ દત્ત આપી શકે.

આપને દત્ત આપવાની સ્વતંત્ર સત્તા છે

૮૨ પોતાના છોકરાને કોઈ પણ વખતે દત્ત આપવાની બાપને સ્વતંત્ર સત્તાછે. સુરતનો કલેકટર. વી. ધીરસીંગજી ૧૦ મુ. હા. ૨૩૫. મીતાક્ષરા શાળા પ્રમાણે એકનો એક તેમજ વડો પુત્ર પણ આપી શકેછે. પણ બાપા વી. દાદા મુ. હા. પ્રી. જ. ૧૮૮૨ પૃ. ૧૯૪ ના કામમાં તેથી ઉલટી સુચના કરવામાં આવીછે. જુઓ પાછળ ક. ૮૮.

ખુલાસો ગમે તેવી સરતે બાપ દીકરાને આપી શકેછે. ચીતકો વી. નાનકી ૧૧ મુ. હા. ૧૯૯

બંગાલામાં એકનો એક પુત્ર આપી શકતો નથી નાનકી વી. ગોપાળ ઇ. લા. રી. ૨ કલ. ૩૬૫

મા અમુક સરતોથી આપી શકેછે. સરતો

૮૩ મા દત્ત આપી શકે સુરતના કલેકટર વી૦ ધીરસીંગજી ૧૦ મુ. હા. ૨૩૭. પણ જો,

સરત ૧ કુદરતી મોતથી ધણી મરણ પામ્યો હોયતો, અથવા

સરત ૨ તેણે ગૃહસ્થાશ્રમ છોડયો હોયતો, અથવા

સરત ૩ જાથુને માટે ધણીએ પ્રદેશ નીવાશ કર્યો હોયતો અથવા,

સરત ૪ તે ગાંડો થયોહોય અગર તેની અકકલ ગુમ થઇ હોયતો. હરીસુંદરી વી૦ ચંદ્રામણીદાસી સેવીમ્રી રીપોર્ટ. ૯૩૮, અથવા

સરત ૫ તેણે સ્પષ્ટ રીતે પરવાનગી આપી હોયતો.

મુંબાઈ કરતાં મદ્રાસમાં બીજી બાબતોની માફક જરા વધારે સખ્ત નિયમછે. ત્યાં મરનાર ધણીની સંમતીના અભાવે બાઈ બાપ ઇત્યાદિની સંમતીથી વીધવા મા તેના નાના છોકરાને દત્તક આપી શકે છે. અર્ણાછલમ વી. ગ્રવસ્વામી ૧ મદ્રા. સ. દી. અ. ૧૫૪

બંગાલામાં એથી વળી વધારે સખ્ત નીયમછે. ત્યાં એકના એક છોકરાને તો મા દત્તક આપી શકતીજ નથી. જેષ્ટ પુત્રને ખુલી પરવાનગીથીજ આપી શકેછે. અને એકના એકને ખુલી

પરવાનગીથી માત્ર દ્વ્યમુષ્યયનની રીતે આપી શકેછે. देवीदयाळ वी० हरहरसींह ४ स. दा. अ. ३२०.

अपवाद—પેહેલા ચાર પ્રસંગે પુત્રને દત્ત આપવાને ધણી-ની ગર્ભીત પરવાનગી ગણાયછે. પણ એકના એક કે વડા પુત્ર-ની બાબતમાં તેમ ગણાતુ નથી. लक्ष्मापा वी० रमावा १२ मु. हा. री. ३६४; सोमसेखरराज वी. सुभद्रामाजी इ. ला. री. ६. मुं. ५२४; गोपाळ वी० हनुमंत इ. ला. री. ३ कल. २७३. મીતાક્ષરા શાળામાં વગર પરવાનગીએ એકના એક કે જેષ્ટ પુત્રને द्व्यामुष्यनना રી આપી શકેછે. लक्ष्मापा वीं० रमावा १२ मु. हा. री. ३६४.

खुलाशा—કલમ ૮૨-૮૩ ના કારણસર દત્ત લેનાર બાપ અને માનો માબાપમાં સમાવેશ થતો નથી. માટે તેઓ દત્ત લાધેલ છોકરાને દત્ત આપી શકતા નથી. ३ वे.बु. १०८६; व्य. म. ५-८; द. चंद्री २—१६; द. मी. ५-१३.

## ટીકા.

ઉપરના પ્રસંગોમાં પરવાનગીનું અનુમાન થાય છે. માટે જ્યારે દત્તક નહી આપવો એવી ધણીની મરજી હોવાનુ કામની હકી-કત ઊપરથી અર્થાત સમજાતું હોય તો ઓરત દત્ત આપી શકતી નથી. रंगुबाइ वी० भागीरथीबाइ इ. ला. री. २ मुंबा. ३७७; लक्ष्मापा वी० रमावा १२ मु. हा. ३६४

૨ જ્યારે ધણીએ અમુક સરતની સાથે દત્ત આપવાની પરવાન-ગી આપી હોય, અને તેમાંની કોઈ સરતની કાયદા પ્રમાણે જરૂર ન-હી છતાં તેની જરૂરછે એમ ભુલથી ધારી એવી સરત કરી હોય તો-પણ તે સરત તેની ઓરતે પાલવી જોઈએ, અને ન પાલવામાં આવે તો તે દત્ત વાધાન નીરર્થક થાયછે; જેમકે દત્ત વીધાનમાં સરકારની સંમતીની જરૂરછે એમ ભુલથી જાણી તેવી સરત કરવામાં આવી હોય તો તે સરત પણ પાળવી જોઇએ. रंगुबाइ वी० भागीरथीबाइ इ. ला. री. २ मु. ३८३

**૮૪** બાપ અને મા વગર બીજું કોઈ સગું દત્ત આપી શકતું નથી. सुरतना कलेकटर वी. धरिसींगजी १० मु. हा. २८५

બાપ અને મા વગર બીજા કો-ઈ આપે નહીં

## ટીકા.

ભાઇ આપી શકે નહીં. तारामणी देव्या वी. देवनारायण ३

स. दी. ३:७ (५१६); मोटु स्वामी वी. लछमेद उमा, मद्रा.डे. १८५२, ८७

दत्तपुत्र આપવાનો અધીકાર અપાય નહીં

**८५** તેમજ કાકો કે દાદો આપી શકે નહી. બાપ અને મા દત્તક આપવાનો બીજાને અધીકાર પણ આપી સકતાં નથી. बसेशीया वी. शीवलींगापा १० मु. हा. २६८.

**अपवाद**. १. દત્ત આપનાર માંદગીના કારણથી પોતાના ભાઇને રીતીસર દાન કરવા મોકલી શકેછે. रमनाबाइ वी. राइचंद(इ.ला. री. ७ मुबा. २२७. २२८).

**अपवाद** २ તેમજ ધણીએ આપેલા વચનને અનુસરીને વિધવા માએ પોતાના છોકરાનું દત્તવિધાન થવા દીધું, પણ જાતે માંદા હોવાથી દત્તવિધાનની ક્રિયા વખત હાજર થઈ શકી નહીં, પણ પોતાના કાકાને પોતાની વતી છોકરાને આપવા મોકલ્યો. તેમ ઠરાવવામાં આવ્યું કે તે દત્ત વિધાન નિરર્થક નથી. वीजया रंगम वी. लक्ष्मण ८ मु. हा. ओ. सी. ज.२६४.

---

# अंक ४

## કોણ દત્તક થઈ શકે.

**८६** दत्तक पुत्र पुत्रनो प्रतिबिंब होवो जोइए. એટલે કે દત્ત લેવાનો છોકરો એવી ઓરતનો હોવો જોઈએ કે તે ઓરત કુંવારી હોતતો તેને દત્ત લેનાર બાપ પરણી શકત.

પણ દત્ત લેનારી દત્તકના મુળ બાપની સાથે પોતે કુંવારી હોત તો પરણી શકત એમ હોવાની જરૂર નથી.

अ. નિચેને પ્રસંગે પુત્રનો પ્રતિબીંબ નથી.

**द्रष्टांत** १ ભાઈ, કાકા, કે મામાને દત્તક લઈ શકાય નહી એટલા માટે કે તેમની મા કુંવારી હોય તે વખતે તેનો જન्मज न होय. स्ट्र. मं. ८५; स्ट्र. ही. लो.८३; रणजीतशींह वी. आभ्यानारायण. १ स. दी. २४५ (३४५); मुथुसामी वी. लछमंदवुमा म.डो.१८५२.९६

२ બેનનો કે દીકરીનો દીકરો કે માશીનો દીકરો દત્તક લઈ શકાય નહીં. बांडगंगा वी. बाहशाविकुंवर मु. शांले. री. ७३; नरसी

मल. वी. बालारामचरलु. १ म. हा. री. ४२०; जीवानी वी. जीवु २ मद्रा. हा. री. ४६२-४६७; गोपालयन वी. रघुपतीयायन ७ म. हा. री. २५०; रामलींगा वी. सदाशीव. ८ मु. इ. अ. ५०६; कोटाशंकर वी. बीबीमुनी २ मुरली. डाइ. ३२ गोपाळ वी. हनमंत इ. ला. री. ३ मुंबाइ २७३ लखमीनाथ वी. मु. भीनाबाइ. नो. वे. प्रो. ४४१; भागीरथी वी. राधाबाइ इ. ला. री. ३ मुंबा. २६८; पारवती वी. सुंदर इ. ला. री. ८ अलहा १

ब तिमेने प्रसंगे દત્તક લઈ શકાયછે.

द्रष्टांत १ શાળો દત્તક થઈ શકે कृष्णयिंगर वी. वनमाले मद्रा. डी. १८५६. २१३ रंगानायगम वी. नमशीवाय म.डी. १८५७.९४

द्रष्टांत २ શાળીનો દીકરો દત્તક થઈ શકેછે. बाइगंगी वी. शीवशंकर २ बार. री. ६६१.

**८७** જે પુત્રને દત્ત લેવાનોછે તેની મા અથવા બાપ દત્ત આપતી વખતે હયાત હોવાં જોઈએ. માટે મા અગર બાપ વગરનો છોકરો દત્ત લઈ શકાય નહીં. वीरपीरमल वी. नारायण पीलाइ. २ म. हा. री. १२९. बळवंतराव वी. बायाबाइ. ६ मु. हा. री. ओ. सी. ८३; बसेसीआपा वी. शीवलींगापा १० मु. हा. री. २६८.

દત્ત લેવાનો પુત્ર મા અગર બાપવાળો હોવો જોઈએ.

**८८** દત્ત થનાર છોકરાને ભાઈ હોવો જોઈએ. માટે એકનો એક દીકરો લેવા કે દેવાની બધાં શાસ્ત્ર પ્રમાણોથી મને છે. मीता. १:११:११-१२; व्य. म. ४:५:४

એકના એક પુત્રમાં જુદી જુદી શાળાના મત

આ નિયમ પ્રમાણે એકનો એક છોકરો मुंबाइशाळामां દત્તક લઈ શકાય નહી તથાપી લેવામાં આવે તો તે નીરર્થક નથી, एनराज व्यंकटराम नींबालकर वी० जयवंतराम ४ मुंबा. हा. री. ए. सी. १९१.

એજ પ્રમાણે બાપ મુવેલો હોય ત્યારે એકનો એક છોકરો બાપની ખુલી પરવાનગી વગર દત્તક લઈ શકાય નહી એમ लक्ष्मापा वी० रमावा १२ मु. हा. री. ३६४ અને सोमशेखरराज वी० सुभद्रा मोजी इ. ला. री. ६ मुंबा. ४२४ ના કામમાં ઠરાવવામાં આવ્યું છે. તે ઉપરથી સ્પષ્ટ એમ નીકળેછે કે એકના એક છોકરાને બાપ તો આપી શકેછે. અને બાપે ખુલ્લી પરવાનગી આપી હોય તો મા પણ

આપી શકે. પણ दादा वी० आपा मु, हा. प्री.ज. १८८२—१९४* ના કામમાં એવી સુચના કરવામાં આવીછે કે એવુ એકના એક દીકરાનુ દત્તવીધાન રીવાજના અભાવે રદછે.

ખુલી પરવાનગીથી લઈ શકવાનુ કારણ એવુંછે કે એકના એક છોકરાને આપવો એ પ્રાયશ્ચીતવાળુ ગણાયછે. માટે બાપે ખુલ્લી રીતે પરવાનગી આપી ન હોય તો તેની પરવાનગી નથા એમ સમજાય માટે એકના એક છોકરાનુ કરેલુ દત્તવીધાન નીરર્થક ગણવામાં આવ્યું. लक्ष्मापा वी० रमावा १२ मु. हा. री. ३६४

बंगाळમાં મુંબાઇ પ્રમાણે એકના એક પુત્રને દત્તક લઈ શકતો નથી. उपेन्द्रलाल वी० राणी प्रसन्नमइ १ बं. ला. री. २२१ नंदराम वी. कासीपंडे ४ स. दी. ७० माणकचंदर वी० भगुवतीदासी इ. ला. री. ३ कल० ४४३×

मद्रास અને वायव्य પ્રાંતોમાં એકના એક દત્ત પુત્રનું દત્તવીધાન મંજુર કરવામાં આવ્યુંછે. चीनागोन्डम वी.कुमारगौडन १ म.हा. री. ५४; सींगामा वी० वेंड्यामुरी ४ मद्रा. . हा. री. १६५

अल्हाबाद એટલે वायव्य પ્રાંતમાં પણ આવુ દત્તવીધાન મંજુર કરવામાં આવ્યુંછે તે એના કારણથી કે જે મના કરીછે તે માત્ર સમજુતી રૂપીછે. हनुमानतीवारी वी० चीराइ इ. ला. री. २ अल्हा. १६४¶

---

*ફુટનોટ--૧ दादा वी० आपा ના કામમાં ૭૦ નાતોના અભીપ્રાય પુછવામાં આવ્યા હતા તેમાંની ૬૦ નાતોએ એમ જવાપ આપ્યો કે એકનો એક પુત્ર દત્ત લઈ શકાતો નથી અને ફક્ત ૧૦ નાતોએ એમ જણાવ્યું કે બંને પક્ષકારની સમતીથી દત્તક લઈ શકાય છે. ३ बॅं. बु. ६१०

×ફુટનોટ-૨ माणेकचंदरના કામમાં એકનો એક છોકરો દત્તકલઈ શકાય નહી એ નીયમ શુદ્રને પણ લાગુ પાડવામાં આવ્યો. इ.ला.री. ३ कल० ४६३

¶ ફુટનોટ—૩ આ કામમાં ટર્નર જસ્ટીસનો મત જુદો પડયો હતો.

જ્યેષ્ટપુત્રની બાબતમાં.

૧ मुंबाइમાં આગલા ઠરાવ ૨૬ ફરી ઠરાવવામાં આવ્યું કે જ્યેષ્ટ પુત્ર દતક લઇ શકાયછે. कासीबाइ वी. नातीया इ. ला. री. ७ मुं. २२५; जमनाबाइ वी. रायचंद इ. ला. री. ७ मुं. २२९

૨ बंगाळाમાં જ્યષ્ટપુત્રનું દત વિધાન મંજુર કરેલું છે जानकी वी. गोपाळ इ. ला. री. २ कलम ३६५

८९ દત્ત લેવાના છોકરાનું મુડણ અને ઉપનયન ક્રિયા દત્ત લેવાના કુટુંબમાં થવું જોઇએ.

દત્તક લેવાના છોકરાની ઉમર

अ मुंबाइ शाळा માટે लक्ष्मापा वी. रमावा १२ मु. हा. ३७० ના કામમાં જરટીસ નાનાભાઇએ જણાવ્યું કે

"મુડણ અને ઉપનયન ક્રિયા મુળ કુટુંબમાં થયાં હોય" "તોપણ તે વાત દત્ત લેવા માટે બ્રાહ્મણોમાં પણ અડચણ" "કરનારી નથી." તેજ કામમાં ઠરાવ્યું કે દત્ત લેવાનો છોકરો સગોત્ર હોય ત્યારે પરણેલો હોય તોપણ દત્ત લઇ શકાયછે.

આખરે એમ ઠરાવ્યુંછે કે દત્ત લેવાનો છોકરો અસગોત્ર અને પરણેલો હોય તોપણ અડચણ નથી. धर्मदागु वी. रामकृष्ण इ. ला. री. १० मुं. ८०. १३ અગષ્ટ १८०५

ब मद्रासમાં પરણેલા છોકરાનું દત્તવિધાન ગેરકાયદેસર ઠરાવવામાં આવ્યુંછે. श्रीवागामीनचीअर वी. हारणीआ १ म. स. दी. १०१

બ્રાહ્મણોમાં ઉપનયન થયા પેહેલાં દત્ત લઇ શકાયછે ३ म. हा. री. २८

क. बंगाळामां ઉપનયન થયા પેહેલાં દત્ત વીધાન થવું જોઇએ. नित्रादयो वी. भोळानाथ बंगा. स. दी. १८५२. ५५३. रामकीसोर वी. भुबनमयी ४ मु. इ. अ. २०९

९० દત્ત લેવાનો છોકરો વારસો લેવાને લાયક હોવો જોઇએ. સરીરની કે મનની જે નાલાયકીઓ વારસાને માટે નાલાય કરાવેછે તે જ નાલાયકીઓ દત્તવિધાનમાં આડી આવેછે. ३ वे. बु. १०५८ शा. सीनो. ६६५

દત્તપુત્ર વારસાને લાયક હોવો જોઇએ

द्रष्टांत—अ પતવાળો છોકરો દત્ત લઇ શકાતો નથી.

द्रष्टांत—ब जन्मथी आंधळो पण दत्त थवाने पात्र नथी.

**९१** मध्यम प्रकारना दत्त विधानमां एटले के शुद्र अने जैनना दत्त विधानमां कलम ८६-८७-८८-८९ अने ९० मां कहेला वांधाओ विशे आ प्रमाणेछे.

अ कोई पण शाळामां पुत्रनो प्रतिबंध होवानी जरूर नथी.

१ शुद्रने माटे जुओ गोपाळ वी. हनमंत इ. ला. री. ३ मुबा २७९; नंकुसींग वी. परमदीनसींह १२ वी. री.५५६

(२) जैनने माटे जुओ सीवसींग वी. मु. दखो. इ.ला.री १ अल्हा. ६८८ लक्ष्मीचंद वी. गटुबाइ. इ. ला. री.८अल्हा ३२१*

ब दत्त लेवाना छोकरानां मा अगर बाप दत्त विधान वखत हयात होवां जोइए. आ नियम जैन अने शुद्रने पण लागु पडे छे.

क एकनो एक पुत्र त्रण उंची ज्ञातीमांओमां लेवा छुट नथी. ते नीयम शुद्र अने जैनने पण लागु पडेछे. माणकचंद वी. भगुबतोदासी. इ. ला. री. ३ कल. ४४३

ड (१) मुंबाइमां त्रण उंची ज्ञातीमां उमरनो कंई प्रतीबंध नथी त्यारे शुद्र के जैनने माटे तो ते बाबत कशो प्रतीबंध होयज नहीं.

(२) मद्रासमां अने बंगाळामां लग्न पहेलां शुद्रमां पण दत्त वीधान थवुं जोईए. लग्न पछी दत्तवीधान थई शके नहीं. नित्रादय वी. भोळानाथ बं. स. दी. १८५३-५५३ शीवगा मीनचीयर वी. हीरण्या १ मद्रा. स. दी. १०१ वेंकटछेलम वी. मुदुवेंकट १ म. स. दी, ४१२

इ वारसानी नालायकी दत्त वीधानमां पण आडी आवे छे. आ नियम जेम उंच ज्ञातीओने लागु पडेछे तेज रीते जैन अने शुद्रने पण लागु पडेछे कारण ते एक संसारी अटकावत छे ३ वे. बु. १०४८

*फुटनोट—आ केसमां चीफजस्टीस वेस्ट्रापे जणाव्युं के जैनने जो हींदुमां गणवामां आवेतो शुद्र करतां कांई पण उंचे दरजे मुकी शकाय नहीं.

**૯૨** કનિષ્ટ એટલે કૃતામ પ્રકાર જે મીથીલામાં ચાલેછે તેમાં કલમ ૮૬, ૮૭, ૮૮, ૮૯ માં કહેલી કશી અટકાયત નડતી નથી. માત્ર કલમ ૯૦ માં કહેલી અટકાયત નડેછે. આનુ કારણ એવુંછે કે કૃત્રીમ પ્રકાર માત્ર દત્ત લેનાર અને દત્ત થનાર વચ્ચેનો કરારજછે. लछम नलाल वी. मोहनलाल १६ वी. री. १७५. અસલ કુટુંબમાં તે મરણ પામેછે અને નવા કુટુંબમાં તે જન્મે છે એ નિયમ તેને લાગુ નથી. કૃત્રીમ પ્રકારના પુત્રના અસલ કુટુંબના હક જતા નથી, અને નવા બાપની અડક તે ધારણ કરતો નથી. માત્ર તે તેની ઉત્તરક્રીયા કરેછે અને વારસો લેછે. (मे. प. १८४.) માટે,

कૃત્રીમ પ્રકારમાં ફકત વારસો લેવાની લાયકીની જરૂર છે.

अ સગાભાઇને પણ આ પ્રકારે દત્તક લઇ શકાયછે. દીકરીના કે બેનના દીકરાને પણ દત્તક લઈ શકાયછે. उमनदत वी. कन्यार्शींग ३ स. दी. १४४; चोधरीपरमेशर वी. हनुमानदत ६ स. दी. १९२.

ब બાપ અને માશીનો દીકરો દત્તક લઈ શકાયછે.

क એકનો એક કે જયેષ્ટપુત્ર પણ લઈ શકાયછે. उमनदत वी. कन्यार्शींग २ स. दी. १९७

ड તેમજ ઉમરનો પણ કશો પ્રતીબંધ નથી માટે પરણેલો લેવાને પણ કાંઈ હરકત નથી. मु. शीबोकुंअरी वी. जगनशींग ८ वी. री. १५५

इ વારસાની નાલાયકીઓ દત્તક થવાને નડેછે એનું કારણ એમછે કે દત્તપુત્ર ઉત્તર ક્રીયા કરે અને તેના બદલામાં તે વારસો લે, એવો કૃત્રીમ પ્રકારનો હેતુછે. અને તે હેતુ વારસાને નાલાયક પુરૂષને દત્ત લેવાથી થોડે ભાગે પણ પુરો પડતો નથી.

**૯૩** અધમ પ્રકાર એટલે નાયકીઓ દત્ત લેછે તેમાં માત્ર છોકરીઓજ દત્ત લેવાયછે. તેમાં દત્ત લેવાની છોકરીની કશી નાલાયકી નડતી નથી. વારસાને નાલાયક હોય તેવી છોકરીઓ દત્ત લેઈ શકાય કે નહી એવો સવાલ કદી ઉઠયો નથી, અને ઉઠશે પણ નહી.

અધમ પ્રકારમાં કશી નાલાયકી નડતી નથી.

---

# अंक ५:

## દત્ત વિધાનમાં જરૂરની વાતો.

દાન અને સ્વીકાર.

**९४** બધા શ... બધા પ્રકારના દત્તવીધાનમાં દાન અને સ્વીકારની અવશ્ય જરૂરછે.

अ मुंबाइमां.-जैनम [illegible] नानदास. वी. राजमल १० मु. हा. २४१; सुरतना कल [illegible] वा. धीरसींहजी १० मु.हा. २३५

ब मद्रासमां [illegible] वा. त्रिजामुरी. ४. म. हा. १६५

क बंगाळामां [illegible] नारायणमातर वी. श्रीमती कीसन सुंदरी ला. री इ.अ. सालो. १४९ (१५७) बीहारीलाल मुलीक वी. इन्दुर मोहीनी २१ वी. री. २८५; ला. री ७ इ. अ. २४

खुलासो १ દાન એટલે અવેજ વગરનું કૃત્ય સમજવું. પૈસા કે બીજી રીતે કીમત આપી લીધેલો છોકરો દત્ત પુત્ર ગણાય નહી. इशान कीसोर वी हरीश्चंद्र २१ वी. री. ३८१.

खुलासो २ દાન અને સ્વીકાર કાંઈ ખુલ્લા કૃત્યથી થવું જોઈએ. માત્ર લખાતથી કે બીજી રીતે થઈ શકે નહી.

### ટીકા.

જ્યાં દાન કરવામાં આવ્યું હતું પણ સ્વીકારનું કૃત્ય થતાં પેહેલાં દત્ત લેવા ધારનાર સખશ મરણ પામ્યો, તે પ્રસંગે દત્ત વિધાન થયુંજ નથી એમ ગણવામાં આવ્યું.

દત્તહોમ અને બીજી ક્રીયાની જરૂર.

**९५** દત્ત હોમ અને બીજી ધર્મ ક્રિયાઓ કરવાનુ શાસ્ત્ર પ્રમાણ છે પરંતુ,

अ बंगाळामां—દ્વિજ જ્ઞાતીઓમાંજ માત્ર દત્ત હોમની જરૂરછે. શુદ્રમાં તેની કાંઈ જરૂર નથી. बीहारीलाल वी० इन्दुर मोहीनी २१ वी, री. २८५ ला. री. ७ इ. अ. ३५

खुलासो—મી૦ ઈલીસ કહેછે કે દ્વિજમાં ખરી રીતે આ જમાનામાં બ્રાહ્મણનોજ સમાવેશ થાયછે.

**ख** **वायव्य** પ્રાંતમાં બંગાળાની માફકજ બ્રાહ્મણમાં દત્ત હોમની જરૂરછે. **उमरावसींग** વી૦ ઠાકોર . **महतावकुंवर** ४ **नो. वे. प्रो.** १०३. શુદ્રમાં કોઇ પણ ઠેકાણે દત્ત હોમની જરૂર નથી જૈનમાં તો તે હોવાનો સંભવ પણ નથી.

**क** દત્ત હોમની કે બીજી કોઇ ક્રિયાની બાકીની કોઈ શાળામાં કાંઈ પણ જરૂર નથી.

**मुंबाइ—जगन्नाथ** વી૦ राधावाइ ના કામમાં ઠરાવવામાં આવ્યું કે બ્રહ્મણોમાં પણ ધર્મ ક્રિયા કરવામાં ન આવે તો ચાલે. આ શીવાય બ્રાહ્મણ વીશેનો બીજો કોઈ દાખલો મુંબાઈ હાઈ કોર્ટમા આવેલો નથી. તો પણ लक्ष्मण વી૦ काल्लु **मु, हा. मी. ज.** १७५—१८६ ના મરાઠા વચ્ચેના કેસમાં, અને **भगवानदास** વી૦ राजमल १० **मु. हा.** २४१ ના જૈન વચ્ચેના કેસમાં, દાન અને સ્વીકારની, જો કે બધી જાતોમાં, જરૂરછે એમ જણાવવામાં આવ્યુંછે તો પણ ધર્મ ક્રિયા થયા વીનાના બ્રાહ્મણો વચ્ચેના દત્ત વીધાન મંજુર રહેવાની લાયકી વીસે ચોકસ રીતે ઠરાવ કર્યો નથી. સાક્ષીઓ એમજ જણાવેછે કે ધર્મ ક્રીયાની અવશ્ય જરૂરછે.

આ બે કેસ પહેલાંના એટલે **जगन्नाथना** કેસમાં એથી ઉલટી રીતે ઠરાવ્યુંછે તોપણ મી૦ **वेस्ट** અને **बुल्हर** કહેછે કે બ્રાહ્મણ વીશે પુરે ભરોસાથી કહી શકીએ એવું ભાગ્યેજ કોઈ પ્રમાણછે. બધા બ્રાહ્મણો ધર્મની ક્રિયા અગત્યની ગણેછે અને કહેછે કે તેની ગેરહાજરી, દાન અને લેવાના ઈરાદા સાથેના સ્વીકારના પુરાવા ઊપર ભારે શક લાવી મુકસે.

**ड** **मद्रास.** सींगामा વી **त्रिंजामुरी.** ४ **म. हा.** १६५ ના કામમાં બ્રાહ્મણોમાં દત્ત હોમની કાંઈ જરૂર નથી એમ સ્પષ્ટરીતે મુકરર કરવામાં આવ્યુંછે. ક્ષત્રીઓ માટે જુઓ चन्द्रमाळा. વી. **मुक्त**माळा **इ. ला. रि.** ९ **म.** २०

**५६** કૃત્રીમ પ્રકારમાં કશી ક્રિયાની જરૂર નથા માત્ર દત્ત લેનાર અને દત્ત થનારની સંમતીનીજ જરૂરછે. એ પ્રકારમાં દત્ત લેનાર એમ કહેછે કે "તું મારો પુત્ર થા" અને તેના જવાપમાં દત થનાર એમ કહે કે "હું તારો પુત્ર થયોછુ" એટલુંજ બસ છે. કૃત્રીમ પ્રકા

કૃત્રીમ પ્રકારમાં કશી ક્રીયાની જરૂર નથી.

રમાં બીજા કોઇએ દાન કરવાનું હોતું નથી. દત્ત થનાર પોતાનું અથવા પોતાના નોકરીનું દાન કરેછે એવો અર્થ લઇએ તોજ કૃત્રીમ પ્રકારના દત્તનો પુત્રમાં સમાવેશ કરી શકાય.

---

## अंक. ६

### દત્ત વિધાનનાં પરિણામો.

ઉત્તમ અને મધ્યમ પ્રકારનાં દત્તવિધાનનાં પરીણામ.

**९७** દત્તવિધાનથી ત્રણ પ્રકારે પુત્રની સ્થીતીમાં ફેરફાર થાયછે.;

अ સંબંધનો બદલો,

ब ધર્મ ક્રિયા કરવાની લાયકીનો બદલો, અને

क વારસાના હક અને જવાબદારીનો બદલો.

સંબંધનો બદલો.

**९८** દત્તવિધાન પુત્રને અસલ ગોત્રમાંથી કાઢી નવા ગોત્રમાં જન્મ આપેછે. (મે. પે. १८४) **उमाशंकर मोइत्रो** વી. **कालीकामल माझुमदार** इ. ला. री. ६ कल. २५९. **अपनीयंगर** વી. **अलीमालु** म. स. दी. १८५८—५;

અપવાદ

**अपवाद** તો પણ તે જાણે અસલ ગોત્રમાં મરણ પામી નવા ગોત્રમાં જનમ્યો હોય એવો **संपुर्ण** રીતે સબંધનો બદલો કરાવતું નથી. **लोहीना** સબંધનાં બંધન કાયમ રહેછે. માટે અસલ ગોત્રમાં દત્તવિધાન થયા પહેલાં જેનો સાથે લગ્ન સંબંધ કરવા પ્રતિબંધ છે તે પ્રતિબંધ નવા ગોત્રમાં ગયા પછી પણ કાયમ રહેછે. અને તેથી તે અસલ ગોત્રમાં પરણી શકતો નથી. **मुत्यामुदेली** વી. **उपनव्यंकटाचारी** म. स. दी. १८५८—११७ **नरसामल** વી. **बलरामाचरलु** १ म. हा. ४२०

**अ** અસલ ગોત્રમાં પરણી શકતો નથી

**ब** અસલ ગોત્રના પ્રતિબંધકરેલા છોકરાને દત્ત લઇ શકતો નથી

જેને અસલ ગોત્રમાં પરણી શકતો નથી તેના છોકરાને નવા ગોત્રમાં આવ્યા બાદ દત્ત પણ લઈ શકતો નથી એટલે કે નવા ગોત્રમાં જેવા સંબંધવાળા છોકરાને દત્ત લઇ શકે નહી તેવા સંબંધવાળા છોકરાને અસલ ગોત્રમાંથી પણ દત્ત લઈ શકે નહીં. **मुत्यामुदेली** વી. **उपनव्यंकटाचारी** म. स. दी. १८५८—११७

**खुलासो** १ દત્ત પુત્રની સ્થિતિ કીંમતી અવેજ માટે પરીહાર નાજેવીછે. મુળ ગોત્રનો વારસો ખોવો એ નવા ગોત્રના વારસાના હક

લેવા એને અવેજ છે." જુઓ गोपीमोहन वी. राजारायकीशन; हनिकुंभर वी. हंसकुंवर इस्ट. नोटस. केस ७५ २ मोरली डा. १३३.

खुलासो—२. બંગાળામાં તેમજ મુંબાઈમાં દત્ત પુત્ર પોતાના જન્મ ગોત્રમાં પાછો આવી શકે નહી श्री मती राजकुमारीदासी वी. नोवोकुमार मलीक २ सेवा. ६४१ नोट रवीमुदर वी० रुप-संकर २ बारो ६५६.

द्रष्टांत—१ દત્ત પુત્રની યોગ્ય રીતે રહેવાની જગ્યા તેના દત્ત મા બાપની સાથે હોવી જોઈએ लक्ष्मीबाइ वी. श्रीधरवासुदेव इ० ला. रि. ३ मुं. १

द्रष्टांत— २ દત્ત લેનારી માના બાપ દાદાઓ દત્ત પુત્રના મા તરફના વડવાઓ ગણાયછે उमासंकर मोइत्रो वी० कालीकोमलमो-झुमदार इ. ला. रि.६ कल. २५८

વાલી પણાનો હક પણ દત્તક મા બાપનો વિશેષછે, પણ અપવાદ એટલોજ છે કે તેની બરાબર સંભાળ લેવાને તે નાલાયક હોય અથવા તેની સાથે ઘાતકી પણે વરતતાં હોય તો સ્વભાવીક મા બાપનુ વાલી-પણુ ઉતપંન થાયછે, लक्ष्मिबाइ वी० श्रीधर वासुदेव इ० ला०रि० ३ मुंब. १; सिवसींग वी० मु दखो इ. ला. रि. १ अल्हो. ६८८।

## ટીકા.

છોકરો જો કે વારંવાર નાનો હોવાથી તેના મુળ મા બાપ સાથે રહેછે, તો પણ દત્ત લેનાર વીધવા માગે ત્યારે તેને શોંપી દે-વો જોઈએ.

**૯૯** બીજો બદલો ધર્મ ક્રીયાની લાયકીનોછે એટલે કે.—

*ધર્મક્રીયાની લાયકીનો બદલો.*

તેની જુના કુટંબની શ્રાધ અને બીજી ધર્મ ક્રીયા કરવાની લા-યકી બંધ પડેછે અને નવા કુટંબમાં તેવી લાયકી ઉત્પન્ન થાયછે. (दत्तक चंद्रिका ४: २; ३ वे×सु ११४७-’८)ठय. म. ४:५:२१.

**૧૦૦** ત્રીજો ફેરફાર એ થાયછે કે જુના કુટુંબના તમામ હક અને ફરજો બંધ પડેછે अपनीयंगर वी.अलीमालुम स.दी.१८५८–५०

*જુના કુટુંબના હક અને જવા-બદારીનુ બંધ પડવું.*

द्रष्टांत१,अ. દત્ત પુત્ર દત્તક થયા પછી પોતાના જન્મ કુટંબની કાંઈ મીલકત વેરાણ માંડી શકે નહીં. તેમ તેના મરણ પછી તેની

વીધવા પણ તે પ્રમાણે કરી શકે નહી, येसुबाइ વી. जोती मुंबा.हा. मी. ज. १८७५—१९

**द्रष्टांत ब** તેનો સ્વભાવીક બાપ દત્ત આપેલા છોકરાના કરજ ને માટે જવાબદાર થતો નથી. उदाराम सीताराम વી. राणु पांडुजी ११ मु. हा. ७६,८४, ८९. તેમ તેના કરજ માટે દત્ત આપેલો છોકરો જવાબદાર થતો નથી. प्राणवलभ વી. देवकृष्ण मु. सी. री. ४

**द्रष्टांत क.** તેના જુના સંબંધીઓનો વારસો તે લઈ શકતો નથી. અને જુનાં સંબંધીઓ તેનો વારસો લઈ શકતા નથી. नरसा मल વી. बलरामाचरलु १ म. हा. ४२०

खुलासो—સ્વભાવીક માબાપની ઉત્તરક્રીયા કરવાથી તેની સ્થીતીમાં કાંઈ ફેરફાર થતો નથી.

**द्रष्टांत ड.** દત્તક છોકરાનાં લગ્ન ખર્ચનો બોજો જુના કુટુંબ ઊપરથી ઉતરેછે ૩ वे+बु. ११६०

નવા કુટુંબમાં વારસાના હક અને જવાબદારીનું ઉત્પન્ન થવું.

**१०१** ત્રીજા ફેરફારમાં બીજી વાત એછે કે નવા કુટુંબમાં વારસાના હક અને જવાબદારીઓ ઉત્પન થાયછે. કેટલેક દરજે સ્વભાવીક પુત્ર કરતાં તેની ખામી ભરેલા લાયકી ઉત્પન થાયછે. માટે એ અપુર્ણ લાયકીનો વીચાર કરવાનોછે. આ લાયકીઓના બે પ્રકારછે.

(१) સ્વભાવીક પુત્રના હકો મેળવવાની લાયકી.

(२) પોતાને અભાવે બીજાને હકો પ્રાપ્ત થયા હોય તે છીનાવી લેવાની લાયકી.

પેહેલા પ્રકારમાં બે વાતો જોવાનીછે.

(१ अ.) ઔરસ પુત્રની સાથે દત્ત પુત્રની ખામી ભરેલા હકો.

(१ ब) ઔરસ પુત્ર નહ‍ા છતાં જુદા જુદા નવા સંબંધીનો વારસો લેવામાં ખામી ભરેલા હકો.

આમાના પેહેલા ભેદમાં ત્રણ પ્રકાર આવેછે.

(१ अ.) દત્ત લીધા પછી સ્વભાવીક પુત્ર જન્મે ત્યારે.

(२ अ.) દત્તપુત્ર ને દ્વયમુષ્યયના પ્રકારે લીધા પછી સ્વભાવીક પુત્ર જન્મે ત્યારે.

**१०२** દત્ત પુત્ર લીધા પછી સ્વભાવીક પુત્ર જન્મે તો દત્તપુત્રને અને સ્વભાવીક પુત્રને વારસામાં સરખો હીસ્સો મળતો નથી. દરેક શાળામાં તેમને નીચે પ્રમાણે મળેછે.

દત્તક લીધા પછી જન્મેલા ઔરસપુત્રનો વારસાનો હક.

**मुंबाइ** અને **मद्रास**માં એક સ્વભાવીક પુત્રનો $\frac{1}{4}$

**बनारस** અને **मीथिला**માં એક સ્વભાવીક પુત્રને મળે તેનો $\frac{1}{3}$ અને.

**बंगाळा**માં સ્વભાવીક પુત્રના હીસ્સાનો $\frac{1}{2}$

**द्रष्टांत (अ)** **मुंबाइ शाळा**માં **अ**, **ब** દત્તક પુત્ર અને **क** ઔરસ પુત્ર મુકી ગુજરી જાયછે. તો તેની મીલકતના પાંચ હીસા પડશે. તેમાંથી એક **ब** ને મળશે અને ચાર **क** ને મળશે. જો તે એક વધારે ઔરસ પુત્ર મુકી ગુજરી ગયો હોતતો તેની મીલકતના નવ ભાગ પડતાં એક ભાગ દત્તક પુત્રને અને ચાર ચાર ભાગ ઔરસ પુત્રને મળત. ત્રણ ઔરસ પુત્ર હોતતો તેર ભાગ પડત, અને ચાર હોત તો १७, એ પ્રમાણમાં મીલકતના ભાગ પડે.

अ જો **अ बनारस शाळा**ને તાબે હોતતો દત્તકને એક અને ઔરસને ત્રણ એમ ચાર હીસા તેની મીલકતના પડત. બે ઔરસના સંબંધે સાત, ત્રણ ઔરસના સંબંધે દશ, અને ચારના સંબંધે તેર હીસા પડત.

જો તે **बंगाळा** (દાયભાગ) શાળાનો હોતતો દત્તકને એક અને ઔરસને બે મળી ત્રણ ભાગ પડત. બે ઔરસના સંબંધે પાંચ અને ત્રણના સબંધે સાત, અને ચારના સંબંધે નવ હીસ્સા પડત.

ઊપર પ્રમાણે શાળાઓમાં દત પુત્રના હીસ્સા રહેલાછે.

**द्रष्टांत (ब)** **अ**ને **ब** દતક પુત્રછે અને પાછળથી **क** પુત્ર જન્મે. **क**, **ड** નામના સખસને દત્તક લઈ ગુજરી જાયછે. ત્યાર બાદ **अ** પોતાના દત્તપુત્ર **ब** અને પોતાના ઔરસ પુત્રનો દત્તક પુત્ર **ड** મુકી ગુજરી જાયછે. આ નિયમ પ્રમાણે **ड** ને તેના મરનાર બાપનો પુરેપુરો હક પ્રાપ્ત થવો જોઈએ. અને **ब** ને શાળા પ્રમાણે ઔરસને મળે તેનો $\frac{1}{4}$, $\frac{1}{3}$ કે $\frac{1}{2}$ મળવો જોઇએ. वे.+बु. ३७२; પણ **राघुबानंददास** વી. **साधु चरणदास इ; बं. ला. री. ४ कल** ४२५ ના કામમાં **कलकत्ता** હાઈ કોર્ટે ઠરાવ્યું કે બંનેના હક સરખાછે,—

## ટીકા.

પોતાના દત્તક કરતાં ઔરસના દત્તકને વધારે મળે એ જોકે કોઇ રીતે વ્યાજબી લાગતું નથી અને તેથી ઉપરનો कलकता હાઈકોર્ટનો ફેંસલો સારો લાગેછે. તોપણ હિંદુ ધર્મશાસ્ત્રના નિયમ પ્રમાણે ઔરસ કે દત્તક, પોતાના બાપનો તેના પ્રતીનીધી તરીકે તમામ હીસ્સો લેછે. એ નિયમને લીધે ઉપરના દ્રષ્ટાંતમાં क નો હક જે હતો તે ड ને પ્રાપ્ત થાયછે તેમાં તફાવત કરવાને માટે કાંઈ કારણ નથી. કેમકે क દત્તક પુત્ર મુકી ગુજરી જવાથી તેના હીસાનો કાંઇ ભાગ તેનો પુત્ર દત્તક હોવાને લીધે તેના દત્તક ભાઈ ब ને મળે એવો કોઇ હિંદુ ધર્મશાસ્ત્રનો નિયમ નથીજ. માટે એ ફેંસલો તદન ભુલ ભરેલોછે. (मेइन परा १५७) अयात्रु વી. नीलादच्छी १ म. हा. ४५

| દ્વ્યામુષ્યાયણ પ્રકારે દત્ત લીધા પછી ઔરસપુત્ર થાય તો દત્તકના હક.

**१०३** द्व्यामुष्यायन પ્રકારે દત્તક લીધા પછી દત્ત આપનાર બાપને ઔરસ પુ જન્મે ત્યારે તે તેના દત્ત પુત્રનો ઔરસ પુત્રને મળે તેથી અરધ ભાગ મળેછે. જ્યારે આવા દતક લેનાર બાપને દતક લીધા પછી આરસ પુત્ર જન્મેતો પોતે દતક હોત અને જે હીસ્સો દરેક શાળા પ્રમાણે તેને મળત તેનો અરધ હીસ્સો મળે છે. એટલે मुंबाइ અને मद्रासમાં ⅛, बनारसમાં ⅙ અને, बंगाळाમાં ¼ મળેછે. (मेइन परा. १११)

व्यवहार मयुख પ્રમાણે દત આપનાર બાપને પુત્ર ન હોય ત્યારે તે વારસો લેછે. અને દત લેનારને પુત્ર હોયતો ¼ (પુરેપુરો) લેછે. (व्यव. ४-५-२५)

| દત્તપુત્રનો, બાપ દાદા તથા બાપ દાદા તરફનો વારસો તેમજ માના સગા તરફને મળવાનો હક.

**१०४** દત્ત પુત્ર બાપદાદાનો અને બાપદાદા તરફના સગાનો તેમજ મા તરફના સગાનો સરખી રીતે વારસો લેછે.

મા તરફના સગાના તરફથી દત્તકના વારસો લેવાના હકના સંબંધે मद्रास શાળાનો મત बंगाळा અને अल्हाबादથી જુદો પડયો હતો.

बंगाळाમાં કેટલીએક શંકા ઉઠયા અનેપછી मोरनमयीदेब्या વી. ब्रोजेकीस्तो वी. री. फु. बे. १२१ ના કામમાં ઉલટી રીતે ઠરાવો થયા પછી, આખરે उमाशंकर मोइत्रो વી. कालीकोमल मोझुमदार इ. ला. री. ६ कल २५६ ના કામમાં ઠરાવ્યું કે દત્ત પુત્ર જેમ બાપ અને બાપના સગાનો વારસો લેછે, તેવીજ રીતે માનો અને મા તરફના સગાનો વારસો લેવા સંપુર્ણ રીતે હકદારછે. અને તે કેસને આ-

છે. सुरजाकैत वी मौहश्चंदरदत्त इ. ला. री. ९ कल. ७० ના કામમાં અનુસરવામાં આવ્યો; અને उमाशंकरના કામની અપીલમાં પ્રીવી કાઉન્શીલે આ બંને ઠરાવો તા० ३० જુન સને १८८३ ના રોજ બાહાલ રાખ્યા. તેમાં નામદાર સાહેબો જણાવેછે કે "દત્ત પુત્ર દત્ત લેનારના કુટુંબમાં થોડાક અપવાદોની સાથે સ્વભાવીક પુત્રની સ્થાતીમાંજ દાખલ થાયછે. તે થોડા અપવાદો दत्तकचंद्रीका અને दत्तकमीमांसामां મુકરર કરેલાછે. અને હીંદુલાનો નીયમ આજછે, એમ હાઇકોર્ટના ફુલબેંચનો ફેંસલો, જે દેશી વિદ્વાન જડજે આપેલોછે તેણે સંભાળથી શાસ્ત્ર પ્રમાણોની તપાસણી કરેલીછે, તે ઉપરથી દેખાઇ આવેછે. રેસ્પોડેન્ટ, આ કામમાં દીકરીના દીકરા તરીકે, એટલે કે પોતાની માના બાપના વારસ તરીકે, વારસો લેવા, આ દાવો કરેછે. જયારે તે સ્વભાવીક રીતે જન્મેલો પુત્ર હોત તો તે હકદાર થાત, ત્યારે દત્તપુત્ર તરીકે પણ તે તેજ સ્થીતી ધરાવેછે. આ વાત दत्तकमीमांसा कलम. ६ पृ. ५० ઉપરથી સાફ માલમ પડેછે" ઉપર પ્રમાણે જણાવી कलकत्ता હાઇકોર્ટનો એ ફેંસલો પ્રીવીકૌન્સીલે કાયમ રાખ્યો.

अल्हाबाद હાઇ કોર્ટે शाम कुंवर वी. गयादीन इ. ला.री. १ अल्हा. २५५ ના કામમાં તેજ પ્રમાણે ઠરાવ્યુંછે.

मद्रास હાઇકોર્ટે આ બે કોર્ટોથી चीना रामकृष्ण वी. मीनाची अमल ७ म. हा. २५५ ના કામમાં ઉલટી રીતે ઠરાવ્યું. તે એવી રીતે કે દત્ત પુત્ર દત્તક માના બાપનો વારસો લેઇ શકતો નથી. પણ આ ઠરાવ कलकत्ता કોર્ટના પ્રથમના मुरनमयी वी. बीजकीस्तो ના કેસના આધારે કરેલો હતો અને તે કેસ કલકતા હાઇકોર્ટે उमाशंकरના કેસથી રદ કર્યોછે, અને આ કેસ અપીલમાં પ્રીવીકાઉન્શીલે તા० ३० જુન १८८३ ના રોજ બાહાલ રાખ્યો, માટે मद्रास અને मुंबाइશાળામાં પણ તેજ પ્રમાણે સમજવું જોઇએ. વળી વીશેશ એટલા માટે કે આ નીયમ પ્રીવીકાઊન્શીલે दत्तक मीमांसा જે કે મુંબાઇશાળામાં લાગુ છે તેના આધારે કરેલોછે. માટે હવે કોઇ પણ શાળામાં એ વિશે બાજી રીતે ઠરાવ થવાને કાંઇ કારણ નથી.

**१०५** ઊપરની કલમ (१०४) માં કહેલો નીયમ અપવાદ રહીત જશે નહીં. વારસાને વાસ્તે ના લાયક સખસે લીધેલો દત પુત્ર માત્ર તેના બાપની સ્વોપારજીત અને જુદી મીલકતનો વારસો લેઇ શકેછે તે પ્રસંગે તેને સ્વભાવીક પુત્ર જેવા હક પ્રાપ્ત થતા નથી. शाविठतनंरा

વારસાને ના લાયક પુત્રે લીધેલા દત્તકના હક,

वी. पारास्वती मद्रा. सी. १८५७ २१०. ३ वे.+बु १२०२; सध-सीनो. ६६४-६७१. मीता २:१०:११

दत्तक लीधा पहेलां प्राप्त थएला वारसानाहक छीनाववामां दत्तकना हक

**१०६** दतक लीधा पहेलां प्राप्त थयेला वारसाना हक छीनाववामां दतक पुत्रना हक ओरस पुत्रना हकथी केटलेक दरजे ओछी भरेला छे तेना बे विभाग पडेछे —

(१) पोताना दतक बापनो वारसो छीनाववामां ओछी भरेला हको.

(२) पोताना बाप शीवाय बीजानो वारसो छीनाववामां ओछी भरेला हको.

(१)

दतक बापनो वारसो बीजाने प्राप्त थया पछी ते दतक बापनी वीधवा दतक ले, तेवे प्रशंगे, ते दत पुत्र ते वारसो ते बीजा पासेथी छीनाववाने शकतीवानछे. पण जो आ दत विधान मरण पामनार बापना पछीना एक पुर्ण (कुल मालेकीवाळा) वारसनी हयातीमांज करवामां आव्युं होय तो, अथवा पोते वारस होय त्यारे कर्युं होय तो. जमनाबाइ वा. राइचंद इ. ला. री. ७ मु. २२९ (२३१) वेलानकी वी. वेंकटराम इ. ला. री. १ मद्रा. १७४. त्यारपछी एटले पुर्ण वारसना मरण पछी ए वीधवा दत लई शकती नथी. भुबनमइ दव्या वी. रामकीसोर १० मु. इ. अ. २७९; पद्माकुंमारी वी. कोर्टआफ वोड्झ ला. री. ८ इ० अ० २२९; लखमीचंद वी. गटुबाइ इ. ला. री. ८ अल्हा. ३२१.

द्रष्टांत अ. अ पोतानी ब वीधवा अने क पुत्र मुकी गुजरी जाय छे. त्यार पछी क तेनी ड वीधवा मुकी गुजरी जायछे. क ना मरण वखत बनी दत्त लेवानी सता बंध पडेछे. माटे क ना मरण पछी ते दत ले तो ते दत पुत्र क नी वीधवा ड पासेथी वारसो छीनाववाने लायक नथी. केशव रामचंद वा. गोविंद गणेश इ. ला. री. ९ मुंबाइ. ९४

द्रष्टांत ब. अ, ब विधवा तथा एक अविभकत भाई क मुकी मरी जाय छे. त्यार पछी क पोतानी विधवा मुकी गुजरी जायछे. क ना मरणथी ब नी दत्त लेवानी सता बंध पडेछे. पदमाकुंवारी वी कोर्ट आफ वार्डझ. इ. ला री. ८ कलकत्ता ३०२. पण आ

પ્રસંગે જો बએ कना હયાતીમાં દત્તવિધાન કર્યું હોત તો તે દત્ત છોકરો क નો વારસો છીનાવી શકત.

२

દત્તક બાપ શીવાય બીજાનો વારસો કોઈ પણ પ્રસંગે છીનાવી શકતો નથી बामनदास વી. मु. तरीणी ७ मु. इ. अ. १६९; भुवनमइ देव्या વી. रामकीशोर १० मु. इ. अ. २७९; कालीप्रसंन વી. गोकुलचंदर इ. ला. री. २ कल. २९५; नीलकोमल વી. जोतेंद्रमोहन इ. ला. री. ७ कल. १७८; અને भुवनेसरी વી. नीलकोमल इ. ला. री. १२ कल. १८

દત્તક બાપ શીવાય બીજાનો વારશો દત્તક છીનાવી શકતો નથી

આમાં અપવાદ માત્ર એટલોજછે કે વારસો લેવાના વખતે, દત્તક લેવાનો छोकरो हयात होय, અને તેને દત્તક લેવામાં कपटनाकार-णथी વિલંબ થઈ હોય, અને પાછળથી તેને दत्तक લેવામાં આવે તો તે દત્ત પુત્ર કપટ કરનાર પાસેથી વારસો છીનાવી શકેછે. भुवनेसरीदेवी વી. नलिकोमल. इ. ला. री.१२ कल. १८

અપવાદ

આ કલમમાં वारसो છીનાવવા સંબંધીજ નિયમછે, માટે દતવિધાન થયા પહેલાં દત્ત પુત્રના અભાવે જેણે વારસો લીધો હોય તેણે વારસ તરીકેના પોતાના અખીકારમાં રહીને કરેલાં કામોને, કોઈ રીતે આ કલમમાં બતાવેલો નિયમ, અસર કરેછે એમ સમજવું નહી.

દત પુત્રનો હક, દતક બાપના મરણ સુધી પશ્ચાત રીતે અસર કરેછે ખરો, પણ તેનો એટલોજ અર્થ છે કે તે વારસાના હકો બીજા પાશેથી છીનાવી શકેછે, અને તેના દતક બાપની હયાતીને સાંધેછે. પણ દત્તવિધાન થયા પહેલાંનાં વારસે કરેલાં કાર્યો કરવા, દત્ત વીધાન થવાથી, તેમનો હક ઉઠી જાયછે એવી પશ્ચાત અસર થતી નથી, लक्ष्मणराव વી. लक्ष्मीअमल इ. ला. री. ४ मद्रा. १५०; बामनदास વી. मु. तरीणी ७ मु. इ. अ. १६९; लक्ष्मीचंद વી. गट्टुबाइ इ.ला. री. ८ अल्हा. ३२१.

બીજી રીતે કહીએ તો દત્તક બાપના મરણ પછી, તેની વીધવાને તેની મીલકત હીંદુલા પ્રમાણે હકથી પ્રાપ્ત થાયછે. તે હકોને અનુસરીને તે મીલકત દત્ત વીધાન કરતાં સુધી સંપુર્ણ રીતે ભોગવી શકેછે. દત્તવીધાન પછી તે વિધવા દત્તપુત્રના વાલીનીસ્થીતીમાં આવી પડેછે धरमदास पंडे વી. शामसुंदरी ३ मु. इ. अ. २२९; બાકી બીજાં બધાં કારણસર દત્ત વીધાનની અસર દત્તક બાપના મરણ સુધી પહોચેછે.—३ वे.+बु.

११५२; वामनदास वी. मुं. तरोणी. ७ मुं. इ. अ. १६९; लक्ष्मणराव वी. लक्ष्मीअम्मल इ. ला. री. ४ म. १६० (१६४); उमासुंदरी देवी वी. सौरोबीनी देवी इ. ला. री. ७ कल. २८८

**१०७** દત્ત વીધાનને સંબંધે "ન થવાનું થયું તો પણ તે ખરૂં" ( factum valet quod fiery not debuit ) એ નીયમ લાગુ પડેછે. આ નીયમનો ખરેખર કયો ઊપયોગ છે તે જાણવાની આવશ્ય જરૂરછે.

જ્યારે કાંઈ ધર્મ ક્રિયા કે બીજી સમજુતી રૂપ વાતની ખામી હોય ત્યારે આ નિયમ તેની ગેર હાજરી પુરી પાડેછે. પણ જ્યાં અવશ્યની બાબતની ગેરહાજરી હોય ત્યાં તે ગેરહાજરી આ નીયમથી પુરી પડતી નથી. **लक्ष्मापा** वी० **बमावा पा. १२ मु. हा. २६३**

## दृष्टांतो.

**अ.** જ્યારે વીધવાને સંમતીની જરૂર હોય અને તેવી સંમતીવગર દત્ત લે ત્યારે તેને આ નીયમ લાગુ પડતો નથી. કેમકે તેમાં ન થવાનું થયું ગણાતું નથી, પણ થવાને અશક્ય છે તે થાયછે, लक्ष्मापा वी० बसावा १२ मु. हा. ३९२.

**ब** એકનો એક પુત્ર આપવાને વિધવાને મનાઈછે. માટે તે તેવું દત્તવિધાન કરે તો કાયમ રહી શકતું નથી. **सामशेखरराज** वी० **सुभद्रामाजी इ. ला. री. ६ मुंब. ५२४**

**क** ધણીને માટે છોકરો લેવાનો હોય તે પ્રસંગે પોતાને માટે લેવામાં આવે તો તે દત્ત વિધાન રદછે, અને તેથી તે ધણીની જે મીલકત એ ઓરતને વારસામાં મળીહોય તે પણ તે લઈ શકતો નથી. पदमसी वी० उेदसींग **१२ मु. इ. अ. २५५**

**ड** ધણી મુવા પછી વારસો દીકરાને ગયો, અને દીકરો વીધવા મુકી મરણ પામ્યો. ત્યારે પહેલી વિધવાની દત્ત લેવાની પરવાનગી બંધ પડેછે. માટે તેવું દત્ત વીધાન તદન નિરર્થકછે. **पद्माकुंवारी** वी० **कोर्ट ऑफ वार्डस इ. ला. री. ८ कल. ३०२; केशवरामचंद्र** वी० **गोवींद गणेस इ. ला. री. ९ मुंब. ९४;** તે ઠેકાણે પણ આ નીયમ લાગુ પડતોનથી.

द बे पुत्रनुं एकी वख्त दत्त विधान थयुं होयतो ते बंने रद गणायछे. अखेचंदर वी० काला पाहाड काला इ. ला. रि. १२ कल० ४०६, १२ जुलाई १८८५

**१०७(अ)** ज्यारे आ नीयम नही लागु पडतां दत्त विधान निरर्थक के रद थायछे त्यारे ए दत्त पुत्रना हक वीसे जुदा जुदा मतछे. एक काममां ठराववामां आव्युं के नवा कुटुंबमां तेना छोकराना मात्र गुजरानेनोज हकछे. **आयातु वी० नाल दच्छी १ म. हा. ४५**

बीजा काममां एम ठराववामां आव्युं के तेवा पुत्रनो कहेवायलो दत्तक दादो तेना भरण पोशणने माटे पात्र नथी **भवानी वी० अंबाबाइ १ म. हा. ३६६,** आ दत्तविधान विधवाने परवानगीनी खामीने लीधे रद गणवामां आव्युं हतुं, तेथी ठराव्युं के तेना असल कुटुंबमां तेना हको कायम रहेछे. पण आ बारे एवो करो भेद राखवामां आव्यो नथी, अने तेना तमाम हक एक अथवा बीजा कुटुंबमां कायम रहेछे एम ठराववामां आव्युं. **पदमसींग वी. उदसींग १२ म. इ. अ. ३५६**

**१०८** कृत्रीम एटले त्रीजा के कनीष्ट प्रकारे लीधेलो पुत्र पोताना जुना कुटुंबनो वारसो लेछे तेमज दत्त लेनारनो वारसो लेछे. आनु कारण एवुंछे के आ प्रकार दत्त लेनार अने दत्त थनार वचेनो एवो करारजछे के दत्तलेनारनी धर्म क्रीया करे अने तेना बदलामा तेनो वारसो ले.

**खुलासो १** आ करारमां पोताना असल कुटुंबना कांई हको छोडाववानी कबुलायत होती नथी माटे तेना स्वभावीक कुटुंबनो वारशो पण लेछे. **मु. दी. पु. वी. गौरीशंकर. ३ क. स. दी. २०७ श्रीनाथसर्मा वी. राधाकेत १ कस. दी. १८**

**खुलासो २** वळी आ करार दत्त लेनारनीज साथेछे माटे तेनोज वारशो दत्त थनार लई शकेछे. दत लेनारनी ओरत के बाप के तेना बीजा सगानो वारसो लई शकतो नथी एटला माटे के ते दत लेनारनी ओरतनो दत्त पुत्र थतो नथी. **श्रीनारायण वी. भाइझा २ क. सा. दी. २७ मु शीवा कुंअरी. वी. जगनसींग ८ वी. रि. १५५**

**खुलासो** ३ દત લેનાર ઓરત હોય તો તે ઓરતની મીલકતજ લેછે, તેના ધણીની મીલકત લઈ શકતો નથી. કેમકે તે ઓરતનોજ પુત્ર થાયછે. ધણીએ પરવાનગી આપી હોય તોપણ તે ધણીનો પુત્ર થતો નથી. **श्रीनारायण**. वी. **भाइआ**. २ क. स. दि. २७

**खुलासो** ४ જો ધણી અને ઓરત ભેગા મળીને દત પુત્ર ઠરાવે તો તે બંનેનો પુત્ર થાયછે અને તે બંનેનો વારશો લેછે **तीरहुटनो कलेकटर** वी. **हरीप्रसाद**. ७ वी. री. ५००

**खुलासो** ५ કૃત્રીમ પ્રકાર દત લેનાર અને થનાર વચ્ચેનોજ કરારછે.- માટે દત થનારના પુત્રો દત લેનારનો વારશો લઈ શકતા નથી. **जसवनसींग** वी० **दुलीचंद** २५ वी. री. २५५

**१०९** નાયકાઓ જેને દત લેછે તેવા દતકના હક શુદ્ધ દતક જેવા નથી. **मथुरा नायकी** वी० **इसु नायकी** इ० ला० री० ४ **मुंब**. ५४५

**११०** હિંદુ ધર્મ શાસ્ત્ર પાલક પુત્રનાં કશા હક મંજુર કરતું નથી. **अभाचारी** वी० **रामचंद्र** १ म, हा. २९३; **नीलमाधवदास** वी. **बीस्रमरदास** १३ मु.इ. अ. ८५; **कालीचंदर** वी० **शीबचंदर** २ वी. री. २८१; આવા પુત્રને પોતે કાંઈ બક્ષીશ કરી હોય તેજ માત્ર તે લઈ શકેછે.

---

## अंक ७

### દત્તવીધાનનો પુરાવો.

દત્તવીધાનદસ્તાવેજી પુરાવથીસાબીત થવાનીજરૂર નથી

**१११** દતવીધાન દસ્તાવેજથી થએલુ હોવું જોઈએ એવી કાંઈ જરૂર નથી. **रुपमंजरी** वी० **रामलाल सरिकार** १ वी. री. १४५; **सत्रुघ्न** वी० **सावित्रदे संघ प्री.ज.** १३; **हरदयालनाग** वी० **रायकिस्तो** १४ वी. री. १०७

**अपवाद**—પણ મજબુત દસ્તાવેજી પુરાવાના અભાવે **प्रीवीकौन्सीले** મુળ અપીલ કોર્ટનો ફેંસલો મંજુર કરી હાઈકોર્ટનો ફેંસલો ફેરવ્યો, એટલા માટે કે કામના સંભવ અસંભવ જોવાને તે કોર્ટને વધારે સારી જોગવાઈછે. **नीलमाधवदास** वी. **बीस्वंभरदास** १२ मु. इ. अ. ८५

**११२** તેમજ દત્તવીધાન થયાના પ્રત્યક્ષ પુરાવાની જરૂર નથી.

પ્રત્યક્ષ પુરાવની જરૂર નથી

**खुलासो**—માત્ર લાંબા વખત ઉપર થયું હોય અને કહેવાયલા દત્તપુત્રને કુંટુંબના માણસોએ અને જાહેર કાર્યમાં દત્તપુત્ર તરીકે ગણેલો હોય ત્યારે દત્તવિધાન થયુંછે અને તેના સંબંધે દરેક હકીકત બનીછે એવુ અનુમાન લેવાયછે. नित्यानंद વી० कृष्णा दयाल ७ बं० ला० री० १; हरदयाळ વી० रायक्रिस्ना २४ वी. री. १०७

આજુ બાજુની હકીગતનો પુરાવો.

## ટીકા.

દત્તવીધાન થયુછે એવુ ઠરાવવાનો દાવો હીંદુસ્તાનના સન ૧૮૭૭ ના આકટ ૧૫ ના પરીશીષ્ટ ૨ ની કલમ ૧૧૯ મુજબ ૬ વરસની અંદર કરવો જોઇએ અને તે મુદત, આવા દત્તક છોકરાના દત્તક તરીકેના હક ને પ્રથમ જ્યારે નડતર થાયછે ત્યારથી શરૂ થાયછે.

દત્તવીધાન થયું છે એમ ઠરાવવાનો દાવો ક્યારે લવાય.

દત્તવીધાન થયા વીશેનાં હુકમનામાં જેઓ પક્ષકાર નથી તેમને પણ પ્રથમ બંધન કારક ગણવામાં આવતાં હતાં, એટલા માટે કે તે દુનિયા વીરૂધનાં (જજમેંટ ઇન રેમ) હુકમનામાંછે. પણ આ નીયમ પાછળથી ઉડાવી દેવામાં આવ્યોછે અને ઠરાવેલું છે કે તેવાં હુકમનામાં ત્રાહીત સાથેના કામમાં દત્તવીધાન વિશેનો પ્રથમ દર્શનીય પુરાવો પણ નથી. कन्याळाल વી० राधाचर्न (७ वी. री. ३३८), આ કેશને नगेंद्रदेव વી० फनीद्रदेव १४ मु. ह. अ. ३६७ ના કામમાં અનુસરવામાં આવ્યો. जमनादासी વી० बामासुंदरी ला. री. ३ ह. अ. ७२, ८४

દત્તવિધાન વશેનાં હુકમનામાં ત્રાહીતને બંધનકારક નથી.

પણ જ્યારે દત્તવીધાન થયાનીજ વાત ઇનકાર કરવામાં આવતી હોય ત્યારે તેથી પ્રાપ્ત થતી મીલકતના માલેક તરીકે પોતાનો હક બતાવી, દત્ત પુત્રે પ્રથમ રેવન્યુ આગર બીજી કોર્ટોમાં દાવા ચલાવ્યા હોય અને તેનો બચાવ કરયો હોય એ બધી વાતો પુરાવા તરીકે અતી ઉપયોગની છે. કેમકે તેમ કરવાની કશુર એ બીજી રીતનો પુરાવો થાયછે (मे. पे. १४१)

એવાં હુકમનામાં ક્યારે પુરાવામાં લેવાય

**११३** અનુમાન દત્ત વિધાનની તરફેનમાં થાયછે.

**आ नियमनी उत्पाते.**

આ નિયમનું કારણ ધર્મ સંબંધી હિંદુઓના ખાસ વિચારોનું છે.

તેઓ એમ માનેછે કે પુત્રની હયાતીથી બાપ पुत नामना नर्कमां જતા બચેછે (मे. पेरा. १४०)

खुलासो આથી કોઇ રીતે એમ સમજવાનું નથી કે ૨ થી ૬ સુધીના અંકોમાં કહેલા અટકાયતો છતાં પણ એમ અનુમાન કરવું.

अपवाद અપવાદ એટલોજછે કે मुदत अने प्रतीबंधના કારણથી એ અનુમાન નિર્ણયકારક થાયછે ત્યારે એ અંકોમા કહેલી અટકાયતો પણ નડી શકતી નથી. भला नाना वी. परभु हर्रा. इ. ला. री. २ मुंबा. ६७. જુઓ કલમ ૧૧૫—૧૬

અસલ કાર્યના પુરાવાના તમામ અભાવે કેવી કેફીયત હોયતોદત્તવિધાન મંજુર થાય એ વાત દરેક કામના સંભવો ઉપર આધાર રાખેછે रुपमंजरी वी, रामलाल शीरकार १ वी. री. १४५

दृष्टांत अ દતક કુટંબના માણસોની ધર્મ ક્રીયાઓ કહેવાયેલા દત્ત પુત્રે કર્યાની વાત બીન તકરાર માલુમ પડ્યા ઉપરથી દત્ત વિધાન યોગ્ય રીતે થયાનું અનુમાન લેવાય છે. ३ वे×बु १०९५

दृष्टांत ब ઘણા વરસ સુધી ભાઇના દીકરાને કુટંબના માણસોએ મંજુર કરી મરનારની ઉતર ક્રિયા કરવા દીધી હતી તે પ્રસંગે દત્ત વિધાનની તકરારમાં અનુમાન લેવામાં આવ્યું હતું. बीहारीलाल वा. इंद्रोमणी १३ बं.ला.री. ४०१)२१ वी.री.२८५; नीत्यानंदघोस वी. कीसनदयाल घोश बं. ला. री १-१५; वी. री. ३००.

दृष्टांत क કહેવાયેલો દત્ત પુત્ર મીલકતનો કબજેદાર હતો અને ઘણાં વરસ સુધી દત્તવિધાન મંજુર રાખવામાં આવ્યું હતુ. તે પ્રસંગે એ દતક તેની સ્વભાવીક માબાપની સાથે રેહેતો તોપણ દાન અને સ્વીકારના પુરાવાની જરૂર છોડી દેવામાં આવી હતી. साबाबीबा वी. नाहगण मैती ११ वी.री. ३८०, राजेंद्रनाथ हलदार वी. जोगेंद्रनाथ १४ मु. इ. अ. ६७; वेंकागौडा वी. जकनगौडा. मु.हा. प्री. ज. १८७५—४९

दृष्टांत ड ૩૩ વરસ શુધી એક દત વીધાન સ્વાકારવામાં આવ્યું હતું તે પ્રસંગે એમ ઠરાવવામાં આવ્યુ કે યોગ્ય અધીકારવાલા માણસે દાન કર્યુંછે એમ અનુમાન લેવું જોઇએ. आणदराव वी. गणश यशवंतराव. १८६३ स. अ. નંબર ૩૭૩

द्रष्टांत ई એક છોકરાને તેના ધણી તરફથી મળેલી પરવાનગીની રૂએ વિધવાએ જાહેર રીતે અને નિયમસર દત પુત્ર લીધો. તેના દત વીધાનની વાત ૨૭ વરસ સુધી કુટુંબે મંજુર રાખી હતી. તે પુત્ર મીલકત મુકી મરી ગયો તે પ્રસંગે જણાવવામાં આવ્યું કે ઘણાજ મજબુત પુરાવાથી રદ ન થાય ત્યાં સુધી તે યોગ્ય રીતે થયુંછે એમ માનવું જોઈએ. सायमलाल दत वी- सौदामीनी दासी. ५ बं.ला.री. ३६२; हीरा मुतीला वा, प्रजो सुंदरराव १८ वी. री. ७७.

આ બધે પ્રસંગે દત પુત્રની સ્થીતી એક એવા વારસના જેવીછે કે જેની તરફેનમાં લાંબા વખતના કબજાને લીધે હરેક વાજબી રીતે નીકળતું અનુંમાન લેવાયછે. राजेंद्रनाथ वी. जोगेंद्रनाथ १४ मु. इ. अ. ६७

द्रष्टांत एक જયારે કોઈ દત્ત વિધાન લાંબા વખત પેહેલાં થયું હોય; તેનો અમલ થયો હોય, અને પ્રતીવાદીઓ તેની રૂએ કબજેદાર હોય ત્યારે જે વાદી તે દત્ત વિધાન નિરર્થક કરવા માગેછે તે વાદીએ તે નિરર્થકછે એમ સાબીત કરવું જોઈએ. गुरु प्रसंनसींग वी. नीलमाधवसींग २१ वी. री. ८४

## ટીકા

અનુમાનનો આ નિયમ એટલે સુધી આગળ લઈ જવામાં આવ્યો છેકે દત્ત વિધાન ગેરકાયદેસર હોય તોપણ તેમને મંજુર કરવામાં આવેલાંછે. गोपालीयन वी. रघुपतीयन ७ म. हा. री. २५०) પણ તેનો આધાર, એ અનુમાન मुदत અને प्रतीबंधના નીયમને લીધે નિર્ણય કારક થવા ઉપર, રહેલોછે માટે તે વીશે प्रतीबंधના નીયમ નીચે વિશેષ જણાવશું.

૧૧૪ જે જે સબબથી હરકોઈ માણસ પુત્ર પેહેલો થવાનું ઇછે તે તે સબબ એ અનુમાનને મજબુતી આપેછે. તે તે સબબની ગેરહાજરી એટલે કે તેથી ઉલટ વાતો તે અનુંમાનને નબળું પડાવેછે.

દત્ત વિધાનના અનુંમાનને મજબુતી આપનારી તથા નબળું પડાવનારી હકીકત

(૧) મજબુત કરાવનારી હકીકતો.

अ જયારે કોઈ અપુત્ર માણસ प्रथावस्थाए पोहोच्यो होय कांतो आजारी रहेता होय ત્યારે એ અનુંમાન મજબુતીને પાંમેછે.

ब पोतानी वांसे पुंछ मुकी जवानी होय त्यारे ते अनुंमान वधारे मजबुत थायछे.

क कुटंबमां कलेश होय अने तेथी पोतानी पाछळ थवानो वारस पोताने अप्रिय होय त्यारे पण वधारे मजबुती मळेछे.

ड मीताक्षरा शाळा तळेना देशमां पोतानी ओरत साथे संतोश होय त्यारे बीजो वारस थतो अटकावी दत्त पुत्रनी मा अने वालीनी स्थीतीमां तेणीने मुकी जवाने वधारे चाहे. हरधन वी. मथुरनाथ (४ मु. ह. अ. ४१४); श्रीरघुनाथ वी. श्रीब्रोजो कीशोरो, क्ला. री. ३ ह. अ. १७७.

(२) अनुंमान नबलु पडावनारी हकीकतो.

मरनार जुवान होय के तेनी ओरतने पुत्र थवानो संभव होय त्यारे दत्त पुत्र लेवानो ओछो संभवछे सत्रुघ्न वी. सावीत्राहे २ नेप २८७

दत्त विधान उपर वखतनी असर

११५ दत्तवीधान उपर वखत बे रीते असर करेछे

(१) दतवीधान थयानी वातने मजबुत कराववा तरफ अने

(२) नीरर्थक दतवीधानथी नीपजता परीणाम अटकाववा तरफ.

(१)

पहेली बाबतमां दत्तवीधाननु अनुमान मजबुत करावेछे तेनुं कारण एवुंछे के ज्यारे कोई कहेवायला दतवीधान थवाने घणो वखत गयो होय, अने ते दतवीधानने ए कुटंबना अने ए कुटंबनी आशपाशना लोकोए योग्य रीते थयानुं गण्युं होय त्यारे ते वातो कायदेसर दतवीधानने माटे जरूरना शघळां वांनां बन्यांछे एम बतावचा शारु घणी जरूरनीछे. अने ते प्रसंगे तेवी हकीकत ना, माहीतगार लोकोना अभीप्राय घणो मजबुत पुरावथई पडेछे. ते पुराव लग्न अने ओरसपणानी तकरारमां जे पुराव तरफ घणो भरूसो रखायछे तेना जेवोजछे. राजेन्द्रनाथ वी० जोगेन्द्रनाथ १४ मु. ह, अ. ६१७. जुओ पुरावाना कायदानी कलम ५०.

आवा पुरावानी कींमतनो आधार कांई पण वखत जवा उपर नथी पण लांबा वखत सुधी चालेली मानीनता उपरछे; माटे मी. मेन कहेछे के, जो दतवीधान गुप्त राखवामां आव्युं

હોય અથવા એક બીજુ વાલા તેવી વાત જણાવે અને બીજી બાજુ તે તરફ બેદરકારપણે જુએ અને દતવીધાન થયું માનીને કાંઈ વર્તણુંક ચલાવવામાં ન આવે અથવા દતવીધાન થયુંજ ન હોય તે પ્રસંગે જે વર્તણુંક ચાલે તેથી જુદી રીતની વર્તણુંક ચલાવવામાં ન આવે ત્યારે વખત જવાથી દતવીધાનનો કાંઇ પુરાવ થતો નથી. પણ ઉલટું દતવીધાન વીરૂધ પુરાવ થાય છે. (मे. पे. १४२)

(२)

જ્યારે જ્યારે દતવીધાનનું અનુમાન કોઈ પક્ષકારો વીરૂધ **निर्णयकारक*** થાયછે, ત્યારે ત્યારે નીરર્થક દત્તવીધાનથી નીપજતા પરીણામ અટકેછે.

દતવીધાનનું અનુમાન બે રીતે **निर्णयकारक** થાયછે (१) **अमुक मुदत गयाथी** અને (२) **अमुक वखते अमुक रीते स्वीकार कर्याथी.**

**११६** દતવીધાન મુદત જવા દેવાથી નીરણયકારક થાયછે ત્યારે એ મુદત કેટલી જોઈએ અને તે કયારે શરૂ થાયછે એમ બે વાતો જોવાનીછે.

દત્ત વિધાનની વાત અમુક મુદત જવાથી નિર્ણયકારક થાયછે

---

* **निर्णयकारक अनुमान** હીંદુસ્તાનના પુરાવાના કાયદામાં નીર્ણયકારક શાબીતીના નામથી ઓળખાવેલાછે. (જુઓ અમારી પુરાવાની ટીકાનાં પ્રસ્તાવીક હકીકતનું પ્ર, २७ અને કા. ३—४ ઉપરની ટીકા.)

કાંઈ વાતનું અનુમાન કરવું એટલે વસ્તુની અમુક સ્થીતીને લીધે તે વાત બન્યાનું પેહેલે દરજજે સાબીત ગણી લેવું, અને તે વાત નથી બની એમ સાબીત કરવાનો બોજો સામા ધણી ઉપર નાંખવો- પણ જયારે વસ્તુની અમુક સ્થીતી ઉપરથી કાંઈ વાતનું અનુમાન **निर्णय कारक** ગણાયછે, ત્યારે તે વાત આખરની રીતે સાબીત ગણાતાં, તે વાત નથી બની અથવા નીરર્થક (ગેરકાયદેસર) છે એમ બોલવાની પણ સામા ધણીને છુટ રહેતી કે અપાતી નથી, માટે તેવો પુરાવોતો શી રીતે આપીજ શકે? આવી સ્થીતી મુદતના નીયમથી કે પુરાવાના પ્રતીબંધના નીયમથી પેદા થાયછે.

દત્તવિધાન રદ કરાવવાનો દાવો કેટલી મુદતમાં લાવવો અને તે ક્યારથી શરૂ થાય

જે દત્તવીધાન થયાનું કહેવામાં આવેછે તે નીરર્થકછે અથવા ખરે ખરી રીતે થયું નથી એમ ઠરાવવાનો દાવો હીંદુસ્તાનના સને ૧૮૭૭ના આકટ ૧૫ ની કલમ ૧૧૮ પ્રમાણે ૬ વરસની અંદર કરવો જોઈએ, અને તેની મુદત કહેવાતા દત્ત વીધાનની વાત દાવો કરનારના પ્રથમ જાણવામાં આવી હોય ત્યારથી શરૂ થાયછે.

ખુલાસો

खुलासो—જ્યારે કોઈ શખશને કાંઈ મીલકતનો કબજો તરત લેવાનો હક થયો હોય, પણ દતક પુત્ર તરીકે દાવો રાખનાર શખશના વચ્ચે નડવાથી, તેને કબજો મળી શકતો નહોય તે પ્રસંગે શરૂનુ શખશાનો કબજો લેવાનો હક, દત્ત પુત્રના અભાવે જ્યારે ઉતપંન થાય, ત્યારથી મુદત શરૂ થાયછે; કેમકે ત્યારથી દતવીધાનનું જ્ઞાન થયાનું માનવું જોઇએ. માટે તેજ વખતથી દત્ત પુત્રનો કબજો વીરૂધ થાયછે.

द्रष्टांत. अ, ब નામનો દત્તક પુત્ર અને क નામનો વિભકત ભાઈ મુકીને ગુજરી ગયો. ब ના દત્ત વિધાનની વાત ખરી ન હોય તો अ ની મીલકતનો કબજો લેવાનો હક, વારસ તરીકે क ને अ ના મરણ વખત પ્રાપ્ત થાયછે, માટે ब નું દતવિધાન નિરર્થકછે કે નથી થયું એમ ઠરાવવાના દાવાની મુદત अ ના મરણથી ગણાયછે.

અપવાદ

अपवाद. પણ જ્યારે વારસ તરીકે કબજો લેવાનો હક તરતનો ન હોય અને માત્ર ઉત્તરાધિકાર હોય ત્યારે કબજો લેવાનો હક ઉતપન થતો હોય તે વખત મુદત શરૂ થાયછે. જેમકે વિધવાએ કરેલું દત્ત વિધાન રદ કરાવી કબજો લેવાનો હક વિધવાના મરણ વખત ઉત્પન થતો હોય ત્યારે તેના મરણથી મુદત શરૂ થાયછે. श्रीनाथ गंगोपाध्या, વી. महेश्चंदर. ૪ बं. ला. री. ૩; मु. राजकुंवर વી. मु. इंदरजीतकुंवर ૧૩ वी. री. ૫૨

દત્ત વિધાનને રદ કરાવવાનો દાવો કોણ કરી શકે.

**११७** દત્તવિધાન રદ કરાવવાનો દાવો દત્ત પુત્રના અભાવે જે વારસ થવાને લાયક હોય તેવો વારસ દાવો લાવી શકેછે.

अ દતકની વિધવા મા હયાત હોય ત્યારે તે દત્તવિધાન રદ કરાવવાનો દાવો પહેલા ઉતરાધિકારના હક વાળો વારસ કરી શકેછે. એટલે કે દાવો કરતી વખત એ વિધવા મરણ પામી હોય તો વારશો લેવાને હકદાર થાય તે વારસ દાવો કરી શકેછે. रानीआणंदकुंवर, વી, कोर्ट ऑफ वोर्डस इ० ला० री० ६ अल० प्री० का० ७६४; ३ वे ४ वु. १२२५

**अपवाद** (१) પણ જો એ વારશ વિધવા સાથે મળી જાય તો જરા છેટેનો વારશ પણ તેવો દાવો લાવી શકેછે.

**दृष्टांत**—આવો દાવો મરનાર ભાઈની દીકરીના દીકરાનો દતપુત્ર પણ બંધુતરીકે લાવી શકે. राणीआणंदकुवर वी. कोर्ट, ओफवोडर्झ, इ. ला. रि ६ कल० प्री० का० ७६४ सदासीव० वी० हरि० ११ मुं० हा० १६०

દત્તવિધાન રદ કરાવવાનો દાવો કરવાને ત્राહીતને કાંઈ હક નથી, તેમ ઉતરાધિકારના વારસની સંમતિથી પણ તે દાવો લાવી શકતો નથી ब्रांजाकीशोरी वी. श्रीनाथबोस. ૯ वी. री. ४६३

**११८** જ્યારે કોઈ માણુસ પોતાનીજ वरतणुकथी બીજા માણુશોને એમ માનવાને ललचावे કે જે હક તેને ખરી રીતેછે તે હક તેનો નથી, અથવા તેણે છોડી દીધોછે, અને તેવી માનીનતા ઉપરથી તે બીજો માણસ કાંઈ કરે ત્યારે,

કાંઈ માનીરતા १ करावबी, ते २ मानीनता थाय અને તે ઊપરથી ३ अमल थाय ત્યારે પ્રતીબંધ ઉત્પન થાય

અથવા તે માણુસ કાંઈ બોલીને કે કરીને બીજા માણુસને કાંઈ રસ્તો ગ્રહણ કરવાની આસ્તા ઉતપંન કરાવે અને તે આસ્તા ઉપરથીજ તે રસ્તો ગ્રહણ કરે ત્યારે.

અથવા તે બીજો માણુસ તે રસ્તો સલામતીથી ગ્રહણ કરી શકેછે એમજ તે માને એવું કરે અને તે ઉપરથી તેજ રસ્તો ગ્રહણ કરે ત્યારે,

જે સ્થીતી આવી રીતે પોતાનાજ કારણથી ઉત્પન થએલીછે તે स्थीती वीरुध हको માટે અથવા તે स्थीतीथी खंडन थएला हको માટે પાછળથી દાવો રાખવા તે માણુસને છુટ રહેતી નથી. रामराउ वी० राजाराउ २ म. हा, ११४; पीडा मथुलटी वी० टीमारेडी २ म. हा. ४२८; नरकचंदर वी० हरीशंकर २२ वी. री. २६७

**खुलासो** १–આ પ્રતીબંધ જેને થયો હોય તેના વારશો(તેના તરફથી હીત મેળવનારા)ને પણ તે પ્રતીબંધ નડેછે. रामलींग पीलाइ वी. सदाशीव पीलाइ ૯ मु. इ. अ. ५१५

**खुलासो** २ એહકો કાયદાના આધારે હોય કે इकवीटी ઊપરથી હોય તેની चींता નહી (मे. पे. १४३.

**खुलासो** ३–આ નીયમ નીરથક દત્તવિધાનના સબંધે લાગુ પાડવામાં આવ્યો છે.

(अ) એક કામમાં બ્રાહ્મણે બેનના દીકરાનું કરેલું દત્ત વીધાન નીરર્થક ઠરાવવામાં આવ્યું હતું ગોપાલયન વી. रघु पतीयन ७ म. हा. २५०

(ब) બીજા કામમાં બ્રાહ્મણે ઉપનયન અને લગ્ન થએલા છોકરાને દત્તક લીધો હતો. मदाशीव वी. हरिमोरेश्वर ११ मुं. हा. १९०

આ બંને કામમાં દત્ત વીધાન સામે વાંધો લેનારને પ્રતીબંધનો નીયમ લાગુ પાડી તેનો વાંધો નામંજુર કર્યો.

खुलासो ४—એક માણસના હક ઉપર બીજો માણસ માત્ર પગ પેસારો કરે અથવા વીરૂધ હકો જાહેર કરે, તે વાત પેહેલો માણસ સાદી રીતે બેઠા બેઠા જોયા કરે તેથીજ કાંઈ પ્રતીબંધનું કારણ થતું નથી; કાયદે મુકરર કરેલી મુદતમાં ગમે ત્યારે ફરીઆદ લાવેતો બસછે. કેમકે મરજીમાં આવેતો પોતાના હક ઉપર વગર રજાએ બીજા માણસને પગ પેસારો કરતો જોયા કરવા અથવા પગ પેસારો થવા દેવા દરેક માણસને કાયદો અમુક મુદત બાંધી આપેછે. અને એ મુદતનો તે માણસ લાભ લે એમાં કાંઇ પણ અયોગ્ય કે ઈકીટી રહીત નથી. (मे. पं. १४३.)

કૃત્યથી પ્રતીબંધ

दृष्टांत अ. गोपालयन वी. रघुपतयन (७ म. हा. २५०) ના કામમાં દત્ત વિધાનની વાત માત્ર જોઇ બેશી રહયો હતો એટલુંજ નહીં પણ તે થયું તે વખત તેને ઉત્તેજન આપ્યું હતું, અને તેમાં સંમતી આપી હતી માટે તે દત્ત વિધાન વીશે વાંધો ઉઠાવવા તેને પ્રતીબંધછે એમ ઠરાવવામાં આવ્યું.

કૃત્યથી પ્રતીબંધ

दृष्टांत ब. सदाशीव वी. हरी (११ मु. हा. १९०)ના કામમાં દત્ત પુત્રને દત્તક કુટંબના માણસ તરીકે ગણીને તેના સ્વભાવીક કુટંબનો હક છોડવા તેને જેણે લલચાવ્યો હતો તેને દત્ત વિધાન વિશે વાંધો લેવા પ્રતીબંધછે એમ ઠરાવવામા આવ્યું.

વર્તણુંકથી પ્રતીબંધ

दृष्टांत क. દત્તક બાપનો ભાઈ દત્ત વિધાન વખત પાસે હતો અને ત્યાર પછી અમુક દાવામાં દત્ત પુત્ર તરીકે કેહેવાએલા દત્ત પુત્રને સામેલ કર્યો હતો તે પ્રસંગે તે દત્ત પુત્રના કાકાના છોકરાને એ દત્ત વિધાનની વાત ઈનકાર કરવા પ્રતીબંધ થાયછે नीलमणी देब्या वी. सरोदाप्रसाद मुकरजी ला. री. ३ इ. अ. २५३, २५६; चीतु वी. डोंडु ११ मुं. हा. १९२; सदाशीव वी. हरी. ११ मु. हा. १९०

मजकुरथी प्रतीबंध

द्रष्टांत ड प्रतीवादीએ જામીન થવા માટે ત્રણ પ્રસંગે આપેલી જુબાનીમાં કબુલ કર્યું હતું કે અમુક મીલકતનો હું અને બીજો એક દત્ત પુત્ર સહભાગીદારો છીએ બીજો કોઈ નથી. આ અંગીકારથી પ્રતીવાદીને અને તેના વારસને દત્ત વિધાન થયાનું અથવા તે કાયદેસર હોવાનુ ઇનકાર કરવા પ્રતીબધ થાયછે. रामलाल पीलाइ વી. सदाशीव पीलाइ ૯ मुं. इ. अ. ૫૦૬ (૬૧૫)

આ કામમાં ડીસ્ટ્રીકટ જજે આ અંગીકારને નિર્ણય કારક અંગીકાર ગણ્યો. અને તે સદર કોર્ટ (હાઇકોર્ટ) અને પ્રીવીકૌન્સીલે ઉત્તરોતર બાહાલ રાખ્યો. તે પ્રસંગે પ્રીવીકૌન્સીલે ઠરાવ્યું કે "આમાં અપેલેન્ટનો બાપ રીસ્પોન્ડેન્ટને દત્ત પુત્ર :" "રીતે ત્રણ વાર લખેછે. જો દત્ત વીધાન ન થયું હોત અગર" "કોઈ કારણસર ગેર કાયદેસર હોત તો રીસ્પોન્ડેન્ટને તેમ" "કરી લખાય નહી માટે તે વાત રીસ્પોન્ડેન્ટના તમામ હકનો" "પુર્ણ અંગીકારછે." અને તેથી તે દત્ત વીધાન કયારે થયું. અને તે યોગ્ય રીતે થયું છે કે નહી વીગેરે કોઈ વાતો સાબીત કરવાની જરૂર રેહેતી નથી.

કૃત્યથી પ્રતીબંધ

द्रष्टांत इ अने ब અને क નામના બે છોકરા હતા. ब, ड નામની વીધવા મુકી अ ના પેહેલા અપુત્ર ગુજરી ગયો. क, अ ના પછી પરણ્યા વગર ગુજરી ગયો. अ ની વીધવા इ એ પોતાનો હક ड અને તેના દત્ત પુત્ર एफ ને છોડી આપ્યો. આ પ્રસંગે अ ની વાધવાને एफ ના દત્ત વીધાનનો ઇનકાર કરવા પ્રતીબંધ થાયછે. मु. लादु વી. मु. इंदकुवरा. नो. वे. प्रो. स. दी. अ. री. भाग ૨. ૧૮૬૪. ૩૬૫

કૃત્યથી પ્રતીબંધ

द्रष्टांत फ વાદીના બાપનું દત્તવીધાન કોરટે ગેર કાયદેસર ઠરાવ્યું તે વાત સંપુર્ણ રીતે જાણ્યા છતાં પ્રતીવાદીએ વાદીને કુટંબની મીલકતમા અમુક હીસ્સો આપવા વાદીને દસ્તાવેજ કરી આપ્યો. આ વાત પ્રતીવાદીને બીજી રીતે બોલવા પ્રતીબંધ ઉત્પન કરાવેછે. गोवींद बाळकीस्न વી. माहादेव अनना मु. हा. प्रो. ज. ૧૮૭૨ નંબર. ૩૧; સદર प्रो. ज. ૧૮૭૩ નંબર ૬૬

કાયદાની ચુક

**११९ कायदानी चुक मुक्त करती नथी.** ન્યાયની આ કેહેવત हिंदु दत्तविधान शास्त्र ને લાગુ પડેછે. राधाकीसन વી० श्रीकीसन. १ वी. री. ६२

**खुलासो.** આનો અર્થ એવોછે કે જે કૃાંઈ કાયદાથી કાંઇ જવાબદારી રહેલીછે તે કાયદાના અજાણપણાને લીધે તે જવાબદારીમાંથી મુકત થવાતું નથી, પણ તેથી વિશેષ તેનું લાગુપણું લેવાનું નથી. ૩ વે+બુ ૧૨૨૬ (फ) એટલે કે કાંઈ **हकिकत कबुल करवार्थी** કાયદા પ્રમાણે કાંઈ જવાબદારી ઉઠછે એ વાત વીશે અજાણપણું હોય ત્યારે તે હકીકતોનો સ્વીકાર બંધનકારક થતો નથી. **रंगमा** વી. **एकमा** ४ **मुं** **इ. अ. १**

**द्रष्टांत अ.** પ્રથમ લીધેલો દત્ત પુત્ર **पोताना हक वीशे अज्ञाण्यो होय** અથવા તેનો **दत्तक बाप** તેને, કાંઈ **गोठवण** કરી, વારસામાંથી સાવ બાતલ કરવા ધારતો હોય, તેવે પ્રસંગે પાછળથી લીધેલા દત્ત પુત્રને તે ગોઠવણથી કાંઇ મીલકત આપવી ઠરાવી હોય, અને પ્રથમના દત્ત પુત્રે સંમતી આપી હોય તે સંમતી તેને બંધનકારક થતી નથી. **सदानंद महापतर** વી. **बनोमाली. मार्शल** ૩૧૭.

**द्रष्टांत ब** મારા ધણીની દત્તક લેવા પરવાનગીછે એમ કહી કોઈ વિધવા સગાંઓની સંમતી મેળવે તો તે સંમતી તેમના વિરૂધ કાંઇ કામની નથી. **करुणाब्धि** વી. **गोपाल ला. री.** ७ **इ. अ.** १७३ (१७७)

**द्रष्टांत क** " **तयामौल** વી. **साशाचल्ल १० मुं.** "
" **इ. अ.** ४२९ ના કામમાં **प्रीवी. कौन्सीले** જણાવ્યું કે "
" જયારે દત્તવિધાન સાબીતછે કે નહીં એવો પુરાવાનોજ "
" સવાલ હોય ત્યારે વિધવાની સંમતી અને તેણીની ગર્ભીત "
" સંમતી બતાવનારાં જુદાં જુદાં કૃત્યો ઘણાં ઉપયોગી "
" થઇ પડશે. પણ જો હકીકત ચોકસ રીતે નકી થઈ તો "
" પછી જે હકને સાબીત થયેલી હકીકત રદ કરાવેછે તે હક "
" વર્તણુંકના અનુમાનોથી સ્થાપંન થતો નથી. અપેલેંટ હંદુ "
" વિધવા ઓરતછે માટે જ્યાં સુધી સ્વાર્થ રહીત સલાહકા- "
" રની સલાહ વગર કાંઇ કરેછે ત્યાં સુધી કેહેવાયલા દત્ત "
" વિધાન માટે તેણે એ આપેલી સંમતીથી તેણીને નુક- "
" શાન કારક અસર થવી નહીં જોઇએ. આવે પ્રસંગે "
" વિધવા **हकीकतना** દત્તવિધાન અને **कायदेसर** દત્તવિધાન "
" વચેનો ભેદ જાણે એમ ભાગ્યેજ આશા રાખી શકાય. "
" જે કૃત્યો તેણીએ કર્યાનું કેહેવામાં આવેછે તે કૃ યો રી- "

" કપાડંના કેસને મંજુરી આપતા નથી, કેમકે ते कहाते "
" कायदेसर दत्तविधान થયું હોય ત્યારે થાય તેવીજ રીતે "
" रद थवा योग्य दत्तविधान થયું હોય ત્યારે પણ થાય. "

दत्तविधान विरुध पुरावो

**१२०—** દત્ત વિધાનના સબંધે નીચેના પ્રસંગે વિરૂધ પુરાવ થાયછે.

(૧) દત્ત વિધાન વિશે જ્યારે પુરાવો વિરૂધ હોય ત્યારે સરકારી દસ્તાવેજમાં, કહેવાયલા દત્તક છોકરાને દત્તક બાપના પુત્ર તરીકે, નહી લખ્યો હતો તે ઉપરથીજ એ દત્તવિધાન વિરૂધ ચુકાદો કરવામાં આ૦યો.

(૨) તેમજ (૧) કહેવાયલાં દતવિધાન પછી દતક માનું નામ સરકારી દફતરોમાં રહ્યાની વાત, (૨) એ દત્તક દતક માના તાબાના માણસ તરીકે કામ કર્યાની વાત અને. (૩) દત્તવિધાન પછી દત્ત પુત્રે પોતાના સ્વભાવીક બાપનું નામ ધારણ કર્યાની વાત) गंगावा वी. रणगंगावडा. मु. हा. प्री. ग. १८८१ पृ. २४८) ના કામમાં દત્તવિધાનને રદ કરવાને બસછે એમ ઠરાવવામાં આ૦યું.

(૩) ધણીના મરણ પછી ૧૭ વરસ સુધી દત્ત લેવાની પરવાનગીનો અમલ નહીં કરેલો હોવાથી તેના ખરાપણા વીરૂધ અનુમાન લેવામાં આ૦યું चंदरमणीदेव्या वी. मनमोहनी देब्या (मु. इ. अ. ४७७)

(૪) સામાન્ય રીતે, હમેશાં જે ક્રિયાઓ થતી હોય તેની ગેરહાજરી, કહેવાયલા દત્તવીધાનના ખરા પણા વીશે ભારે શંકા ઉઠાવવાનું કારણ થઇ પડે છે. शत्रुघ्न वी० सावीत्रादे० २ नेप. १८७

# प्रकरण ६.

## सगीर अने वाली.

## अंक १.

### सगीर वय अने वालीपणुं.

वय अने दत विधानना कारणसर सगीर वय १६ मे वरस पुरी थाय

**१२१** हिंदुना प्रमाणे सगीर वय १६ मे वरसे पुरी थायछे.

खुलासो—१ मीताक्षराशाळामां एटले मुंबई, मद्रास, बनारस अने मीथीलामां आनो अर्थ, सोळमुं वरस पुरुं थयानो, करवामां आवेछे. लक्षमनदास वी. रुपचंद ५ स. दी. ११४ (१३९); शीवजी हसम वी. दतुभावजी. ११ मुं. हा. २८१ (२९०); अने दाय भाग एटले बंगाळा शाळामां सोळमुं वरस बेसतां सगीर वय पुरी थयानो करवामां आवेछे. कालीचर्ण वी. भगोबती १० बं. ला. री. २३१; मथुर मोहन वी सुरेंद्र नारायण इ. ला. री. १ कल. १०८

बीजा कारणसर

सरत.—उमरनी आ हद मात्र लग्न, दतविधान अने तलाकना कारणसर लागु पडे छे एम समजवुं. ते शीवाय बाकी बीजी बाबतमां, सने १८७५ ना आकट ९ मा प्रमाणे, कोर्ट तरफथी वाली नीमायो होय त्यारे अथवा सगीर, वालीनी कोर्टनाहवालामां, दाखल थयो होय त्यारे, २१ मुं वर्ष पुरुं थये अने तेम न होय त्यारे १८ मुं वर्ष पुरुं थये सगीर वयनो अंत आवेछे.

**१२२** सगीरना स्वभावीक वाली जुदा जुदा प्रसंगे जुदा जुदा छे.

(१) मीलकत अने जातना वाली जुदा जुदा छे.

(२) अविभकत (मीलकतना संबंधे) सगीरना वाली जुदाछे, अने विभक्तना जुदाछे.

पहेलो भेद बधी शाळामां चालु छे. कुलदीप नारायण वी. राजबंसी स. दी. १८४७, ५५७.

बीजो भेद मीताक्षरा शाळान माटेछे—अलीमल बख्श वी. अरुण छेलम ३ म. हा. ६९ बीसोनाथ दत्त वी. दुर्गापरसाद २ मो. डा; ४५ मोकरंददेव वी. राणी बीसेसरी स. दी. १८५३ पृ. १५९

**१२३ आविभक्त सगीरमा वालीनो क्रम.**

(१) બાપ.

(२) નજીકનો અવિભકત સહહીસ્સેદાર वीसानाथ दत्त वी. दुर्गापरसाद १ मो. हा. ४४.

**खुलासो**—१ આમાં પેહેલા દરજ્જાનો સહહીસ્સેદાર હોય ત્યાં સુધી બીજા દરજ્જાનો સગો વાલી થતો નથી.

**विभक्त कुटुंब**ના સગીરના વાલીનો ક્રમ આ પ્રમાણેછે.

(१) બાપ.

(२) મા.

(३) બાપ તરફનો નજીકમાં નજીકનો સંબંધી.

(४) મા તરફનો નજીકનો સંબંધી. આ અનુંક્રમે एकना अभावे बीजो સ્વભાવીક વાલી થાયછે. મનુ ૮:૨૭; मुदुकृष्ण नायकनो केस. मद्रा.डी. १८५२:१०५; મહલીબુ वी. गणेश स.दा. १८५४: ३२९. दायभाग शाळामां અવીભકત સગીરને માટે પણ આજ ક્રમછે.

**१२४** મીલકતના સંબંધે વાલીના હક અને સગીરની જવાબદારી નીચે પ્રમાણેછે.

**वालीना हक.**

(१) સગીરની વતી કુટુંબની મીલકતનો વહીવટ કરવાનું કામ તે કુટુંબના બાકીના મેંબરો ઉપર આવી પડેછે, માટે કોઇ વહીવટ ચલાવનારના અભાવે તે મીલકતનો વહીવટ કરવા તથા વ્યવસ્થા કરવા વાલીનો હક છે.

વહીવટ ચલાવવા હકદાર વાલીના હક

**खुलासो** १. કુટુંબની મીલકતમાં કુટુંબના કે બાપુકા (વડીલો પારજીત)ધંધારોજગારનો સમાવેશ થાયછે. रामलाल वी. लक्षमीचंद १ मुं. हा. अपे. ७१–२

**खुलासो** २. આવો વાલી ત્રાહીત સાથે પંત્યાલુ બાંધી શકેછે. रामलाल वी० लक्षमीचंद १ मु. हा. अपे. ७२

**खुलासो** ३. કુટુંબના વેપાર અર્થે કરેલી લેવ દેવ માટે સગીર પાત્રછે અને તે નામંજુર કરવાને તેને અધીકાર નથી. रामलाल वी० लक्षमीचंद १ मु. हा. अपे. ५२

ખુલાસો ૪. સગીરને ભવીષ્યમાં કાંઇ નુકશાન થવા સંભવ હોય એવી પતાવટ પણ કરવા આવા વાલીને અધીકાર નથી. जोहरा बीबी वी० आगोपालमीसर इ. ला. री.१ कल.४७०; रामलाल वी. जयमीचंद १ मु, हा. अपे. ५१

વહીવટ ચલાવનાર ન હોય ત્યારે વાલીના હક.

(૨) જયારે કુટુંબની મીલકતનો વહીવટ કરનાર બીજો હોય અને પોતે તેમાં સામેલ પણ ન હોય ત્યારે તે વાલી માત્ર સગીરના કે કુટુંબના રક્ષણ વાસ્તે જરૂરનાં હોય એવાંજ કામ કરી શકેછે. बाबु दुलीचंद वी० बीरजभुखणलाल १ ला. री. इ. अ. २७

अपवाद—સગીરની વતી વાલી વહેંચણીનો દાવો, માત્ર સગીરના હીતની ખાતર લાવી શકતો નથી. પણ મજીઆરી મીલકત ગેરવ્યવસ્થાથી ઊડી જતાં તેના હક હીસ્સાને પણ નુકશાન અટકાવવા માટે લાવી શકેછે. स्वाम्यर वा० चोकलींगम १ म. हा. री.१०५ कामाक्षी वी० चेदुम्बर ३ म. हा. री. ९४ .

## सगीरनी जवाबदारी.

સગીરની કઇ મીલકત જવાબદાર થાયછે

(૩) કોઇ કરજ હિંદુ કુટુંબનું મઝીઆરૂ કરજ ગણાય એવું હોય, અને તે તે કુટુંબના કોઇ માણસની ૨૧ વરસની વયમાં થયુ હોય ત્યારે તે કુટુંબની મઝીઆરી મીલકત, અને બીજા મરણ પામેલા જે કે એ કરજ વખત ૨૧ વરસ ઉપરાંતનાં હોય તેવા ભાગીદારની જે સ્વોપારજીત મીલકત એ સગીરને મલી હોય તે મીલકત આ કરજ માટે પાત્ર થાયછે. મુંબઇનાં સને ૧૮૮૬ના આકટ ૭ ની ક. ૫

अ સગીરની "જુદી" મીલકત કોઇ પણ કરજ માટે જવાબદાર નથી. પણ જ્યારે ઉપર કહેલી મીલકત લઇને તેણે મજીઆરા કામ માટે વાપરી ન હોય ત્યારે તેની જુદી મીલકત પણ જવાબદાર થાયછે. મુંબઇના સને ૧૮૬૬ના ૭ ક. ૫

ब બાપુકા વેપારમાં થએલા કરજ માટે તે વેપારમાં નહી જોડાએલી કુટુંબની મીલકતમાંનો સગીરનો હીસો જવાબદાર થતો નથી. जयकीस्तोदेव वी० नीत्यानंदनंदी इ. ला.री. ३ कल. ७४०

(४) સગીર વયમાં તેના હીસ્સાની કાંઈ મીલકતને બંધનકારક થતું હોય એવા કોઈ કાર્યની જવાબદારી તેની જાત ઊપર આવતી નથી. પણ રકમ (૩) માં કહયા પ્રમાણેજ મજીઆરી મીલકતમાંથી તથા બીજા ભાગીદારોની જે મીલકત વારસામાં મલી હોય તે મીલકતમાંથી જેટલી રકમ મજીઆરા કામમાટે વાપરી ન હોય તેટલી રકમને માટે તેની જાત જવાબદાર થાયછે. મુંબઈના સને ૧૮૬૬નો આંકટ ૭ નાં કલમ ૫ नयकोस्तोदेव वी० नीत्यानंद नंदी इ. ला. रि. ३ कल. ७४०

સગીર જાતે જવાબદાર નથી

પણ કરજમાટે પાત્ર હોય એ મીલકત લઈને ગેરરસ્તે વાપરે તો જાતે જવાબદાર થાયછે

दृष्टांत अ—(अ) નામનો હીંદુ વેપારી (न) તથા (म) નામના બે સગીર પુત્ર અને બે વીધવા મુકી મરણ પામ્યો. કુટુંબના વેપારનુ કામ એ વીધવાએ પોતાના જમાઈ (ह) ને રાખી તેના હાથથી લીધુ. જનો મોટો ભાઈ (न) પુખ્ત વયે પોહોચતાં એ વહીવટના કામમાં (ह) સાથે સામેલ થયો. આ વહીવટમાં કેટલુંએક કરજ થયું. આ કરજ માટે આ વહીવટ સાથે જોડાયલી તમામ મીલકતમાંનો (म)નો હીસો પાત્ર છે. એ વહીવટ સાથે નહીં જોડાએલી બીજી કાંઈ કુટુંબની મીલકત હોય તેમાંનો (म) નો હીસો અથવા (म) ની બીજી મીલકત અથવા તેની જાત આ કરજ માટે જવાબદાર નથીજ. नयकोस्तोदेव वी० नीत्यानंद नंदी इ० ला० रि० ३ कल० ७४०

दृष्टांत ब—કોઈ હીંદુ સગીરની વાલી તેની मा सुधबुधिवी અને બીજો ઈલાજ ન હોય તો વડીલોપારજીત કરજ વાસ્તે સ્થાવર મીલકત વેચી શકેછે. सुदरनारायण वी० बीनंदराम इ. ला. री. ४ कल. ७६

दृष्टांत क—તેમજ સગીરનાં મરણ પોષણ માટે પણ બીજો ઉપાય નહીં ચાલતાં તે વેચી શકેછે. सुंदरनारायण वी. बानंदराम इ. ला. रि. ४ कल. ७६

दृष्टांत ड—દીકરાના લગ્ન માટે વિધવા વાલી અને મા કરજ કરી શકે છે. रामकुअर वी० श्रीमती रुकामर १ ला. री. इ. अ. १८

**१२५** બાળકનો **हवालाहक** પહેલે. ફરજને,

(१) "माने।छे. कुमरीप वी. राजधसी स. री.१८४७-૫૫૭.

**अपवाद**—એ હક મા બે પ્રકારે ખુએછે.

अ. પુનર્લગ્ન કરવાથી; **बार शीव** वी. **रतनजी; मोरीस** भाग १; १०३

ब. તેમજ ધર્મ બદલનાથી. **स्कीनर** वी. **ओरदी**. १४ मु. इ. अ. ३०९

(२) **माना** અભાવે એ હક **बाप** ને પ્રાપ્ય થાયછે.
**अपवाद**—બાપ એ હક બે પ્રકારે ખુએછે.

अ. છોકરાને દત્ત આપવાથી; **लक्ष्मीबाइ** वी. **श्रीधरवा-सुदेव** इ. ला. री. मुंब. १.

ब. અનીતીના કારણુસર બાપે ધર્મ બદલ્યો કે જેથી તેની સાથે બાળકનું રેહેવું ઉચીત ગણાય નહીં ત્યારે. **राणी** वी. **बे मनजी**. पेरी. ओ. के. ९१

**खुलासो**१ બાપ સાધી રીતે ધર્મ ફેરવે તેથી કરીને તેના હવાલા હક બંધ પડતો નથી. આનું કારણ **मोरीकांडन्शील** આ પ્રમાણે જણાવેછે—

"જરૂરીઆત કારણથી હીંદુસ્થાનમાં સામાન્ય રીતે બાળક તેના"
"બાપના ધર્મમાં હોવાનું અનુંમાન કરવું જોઈએ........માટે વી-"
"શેષ હકીકતના અભાવે પોતાના ધર્મમાં સગીરને કેળવવા વાલીની"
"ફરજછે." **स्कीनर** वी. **ओरदी** १४ मु. इ. अ. ३०९

**खुलासो**२ તેજ પ્રમાણે સગીર બીજો ધર્મ ગ્રહણ કરવા વાસ્તે બાપને છોડી શકતો નથી. **राणी** वी. **नीसबीत** (पेरी. ओ. के. १०३) ના કામમાં મુંબઈ કોર્ટે એક બાર વરસના છોકરાને, પાદરીના કબજામાંથી પાછો તેના બાપને સોંપવા હુકમ કર્યો, અને તે છોકરો ખ્રીસ્તી ધર્મ વીચારો જાણવાને લાયક થયો છે કે નહીં અથવા તેની મરજી કેવીછે તે વીશે તપાસ કરવાની ના પાડી.

**मद्रास** હાઈ કોર્ટે **कुक नारायणस्वामी**ના કેસમાં ઉપરનું કેસને અનુંસરી હતી. તે કામમાં એક १४ વરસનો છોકરો જો કે તે વટલ્યો

हतो अने स्कोटीश पादरीओ साथे रेहेवाने घणोज आतुर हतोहतो. पण तेने तेना बापने हवाले करवा हुकम करयो. तेज प्रमाणे हीमत नाथ बोस. (१ हाइ १११) ना काममां कलकत्ता हाईकोर्टे ठराव्युं. पण १८६४ मां बीजुनी अरजीना काममां मुंबईमां सरजोसफ आर नोल्डे १५ वरश अने ७ मासनी उमरना एक छोकराने सोंपावता ना पाडी. आ प्रसंगे आगला ठराव कोर्टना ध्यान उपर लावतामां आ-व्या नहोता.

## टीका.

१४ वरसना छोकराने अने १६ वरसनी छोकरीने वालीना ह वालामांथी लई जवु ए पीनलकोड क. ३६१–३ प्रमाणे गुन्होछे.

### सगीरनी तरफनां कृत्योनी असर

**१२६** सगीरे पोते करेला करारो (तेनी मरजीथी) निरर्थक थवा योग्यछे, निरर्थक नथी.

सगीरे पोते करेला करार निरर्थक थवायोग्यछे

ज्यारे तेवां काम रद करवा धारेछे त्यारे ते कामथी पोतानी मी-लकतना संबंधे थयेलो लाभ पाछो आपवा ते बंधायेलोछे. बाइ केसर वी॰ बाइ गंगा ८ मु हा. ए. सी. जे. ३१; कुवरजी वी॰ मोती हरीदास.

पुख्त वये पहोंचा पछी तेवां कामनो ते खुली के अर्मीत री ते स्वीकार करी शके छे. बोद्दोनाथ वी॰ रामकीशोर १३ वी. री. १६६.

पण जो जरूरीआतनां कारण अर्थे तेणे कांई काम कर्यां होय त्यारे तो ते स्वतंत्र रीते तेने बंधनकारक थायछे. रेणी वी॰ गंगानारायण ३ वी. री. १०

बोद्दोनाथ वी॰ रामकीशोर १३ वी. री. १६६; दुर्गाचर्णवी. रामनारायणदास; १३ वी. री. १७२

**१२७** जेओ सगीर साथे व्यवहार करेछे. तेओ ते व्यवहारमांथी छटकी शकता नथी. कनका वी. कोटावापा मद्रा. डी. १८५५:१८४

**१२८** वालीनुं कृत्य एक तरफ.

सगीर माटे वालीए करेलुं कृत्य केवुं जोइए.

(१) सुध बुधी वालु अने (२) सगीरमां हीत अर्थे होय अने बीजी तरफ (३) पुख्त वयनो होत तो ते पोता माटे

વાસ્તવીક રીતે કરત એવું હોય તોજ તેને બંધનકારક થાય છે. तीमाकल वी० सुबामल २ म. हा, ४७ सुदरनारायणवी. बी नंदराम इ. ला. री. ४ कल. ७६

खुलासो—१ વાલીએ કરેલું કૃત્ય સગીરના ફાયદા માટે કર્યાનું ન જણાય તો તે મંજુર થઈ શકે નહીં लालावंशीधर वी. बींदसरी १० मु. इ. अ. ४५४

खुलासो २—એ સાબીત કરવાનો બોજો એ કૃત્યનો જે લાભ લેવા માગતો હોય તેના ઊપરછે. बाबु दुलीचंद वी.वरज भुखणलाल १ ला. री. इ. अ. २७

खुलासो ३—કાંઇ દેવું મુદત બાહાર ગએલું હોય પણ વાજબી રીતે દેવું હોય તો તે દેણું આપવાની વાલીને છુટછે. छतरलाल वी. सरकार ३वी.री.५७; तीलकचंद वी. जीतमाल १० मु. हा. २०६ (२१३); नाहाना वी. पर्भु हरी इ. ला. री.२ मुं. ६७(७१); गोपाल नारायण वी. मधुमती गुप्ती (१४ बं. ला. री. ४६) ना કામમાં कलकता હાઈ કોર્ટે તેથી જુદી રીતે જણાવ્યુંછે. પણ ઉપરનો અભીપ્રાય વાસ્તવીકછે.

खुलासो ४—પુખ્ત વયે પોહોંચ્યા પછી પોતાના ફાયદાવાળું ન હોય તેવું કાર્ય સ્વીકારે તો પછી તેને તે બંધનકારક થાયછે.

खुलासो ५—જયારે કાંઇ કૃત્ય વાલીએ નહીં પણ સગીરની મીલકતના મેનેજરે કર્યું હોય ત્યારે તે कृत्य जरुरनुं, व्याजबी के ड. हापण ભરેલું હોયતો બસછે અને તેને માટે સગીર જવાબદાર થાયછે. हनुंमानपरसाद पंडे वी मु. बापुइ ६ मु. इ. अ. ३८३

खुलासो ६—જયારે સગીરની મીલકતનો કબજેદાર તે મીલકત પોતાની માલેકીની માનીને તેના સબંધે કાંઈ કૃત્યકરે તે કૃત્ય સગીરને બંધન કારક થતું નથી. बाहारअली वी. सुखीया बीबी १३ बी. री. ६३

खुलासो ७—સગીર પુખ્ત વયે પોહોંચ્યા પછી કાંઇ વેચાણ રદ કરાવવા માગતો હોય ત્યારે ખરીદી રકમનો લાભ થયો હોય તો તે રકમ આપવાને, અથવા કાંઈ રકમના બોજામાંથી તે મીલકત છુટી ગઈ હોય તો તે બોજો સાથે લેવાને પાત્ર છે. कुंवरजी वी. मोती हरीदास इ. ला. री. ३ मुंब. २३४; गाडगेपा वी. आपाजी इ. ला. री. ३ मुंब. २३७.

**१२९.** કોર્ટમાં સગીરની વતી યોગ્ય રીતે ચાલેલા કામનાં પરીણામથી સગીર બંધાયછે. પછી ગમે તો કામ ચાલી હુકમનામું થયું હોય કે સમાધાન થયુ હોય તેની ચીંતા નહીં. **मधु सुदन** वी. **पृथ्वी वल्लभ** १६. वी. री. २३१. **जगोलाल** वी. **शामलाल** २०. वी. री. १२० **लेखराज** वी. **महताबचंद** १४ मु. इ. अ. २९३

कोर्टमां सगीरनी वती योग्य रीते चालेला कामथी सगीर बंधाय छे.

**खुलासो.** તેજ રીતે વાલી દાવા થયા પેહેલાં પણ દેણાની પતાવટ કરી શકેછે. **गोपीनाथ.** वी. **रामजीवन.** स. दी. १८५९:९१३

**अपवाद** १. સગીરના ફાયદા માટે છે કે નહીં એ તપાસ્યા શીવાય કોર્ટ વાલીની કબુલત ઉપરથી, હુકમનામું કરી શકે નહીં. **रामचरण** वी. **मंगल शीरकार** १६ वी. री. २३२.

**अपवाद** २ સગીર કપટનાં કારણથી ગમે ત્યારે હુકમનામું રદ કરાવી શકેછે. **लेखराज राय** वी. **मेहताबचंद** १४ मु. इ. अ. ३९३.

**१३०** વાલીનાં કપટયુકત કે ગેરકાયદેસર કામને માટે તેના ઉપર સગીરનો દાવો ચાલી શકેછે. **हसरचंदर** वी. **राघवचंदर नारायण** स. दी. १८६०:१: ३४९.

वालीनां कपटयुक्त के गेरकायदेसर काम माटे दावो लाववा सगीरने हक छे.

अ. વાલીને હાથ સગીરની જેટલી મીલકત આવી હોય તેટલેજ દરજ્જે સગીરનાં દેણાં માટે તે જવાબદાર થાયછે. **शेख अलीमुदीन** वी **मुनसीआथर अली** ३ वी. री. १३७

# ભાગ ૩.

## मीलकतनी व्यवस्था.

## વિભાગ ૬.

### વ્યવસ્થાનો વિષય.

अ મીલકત, ब મીલકત ઉપરની જવાબદારી.

## प्रकरण ७

### કુટુંબની મીલકત.

**૧૧૧** હિંદુ ધર્મ શાસ્ત્ર પ્રમાણે મીલકતનો* વીષય થોડો વીરૂધતા વાળો નથી. હિંદુલામાં મીલકતના મોટા બે ભાગછે.

(૧) कुटुंबनी मीलकत અને

(૨) स्त्रीधन.

સ્ત્રીધન વિષે જુદાંજ પ્રકરણ રાખ્યું છે.

### ટીકા.

ઈંગલાંડમાં માલીકી હક, સાધારણ નીયમ તરીકે, એકજ માણસ ના સ્વતંત્ર, અને વગર અટકાયતીછે. મજમુ માલીકી હક માત્ર અ-

---

* ૧ મીલકત અને મીલકતના વારસાના નીયમોની ઉત્પતી હીંદુ સમાજ બંધારણની શરૂવાત થયા પછીની છે. (एल. फ्र. दुनीयानी तवारीख पृ. १४)

૨ મીલકત મઝીઆરી રાખવાની રીત પ્રાચીન વખતમાં દુનીયાના દરેક ભાગમાં ચાલતી હતી, હીંદુસ્થાનમાં કે ઈંગલાંડમાં હતી એમ કાંઈ નથી. હીંદુસ્થાનમાં પ્રાચીન અને અર્વાચીન રીત જોડાયલીછે. પણ ઈંગલાંડમાં તો અર્વાચીન અને પ્રાચીન રીત વચે એક મોટું બાકું પડેલુંછે. मी. मेन કહેછે કે તે એક એવા પુલથી જોડાયેલીછે કે જેના થોડાએક ભાગ, જે કે પ્રાચીન શાસ્ત્ર શોધકનેજ માત્ર દેખાય, એજ ભાગો હયાત છે. (જુઓ પાછળ क. ૩ ब)

પવાદ તરીકેજ હોયછે. માટે અનુમાન તેથી ઉલટુંછે. અટકાયતી હક પણ હોય પરંતુ તે માત્ર અમુક પ્રસંગેજ હોયછે. બીજી તરફ હિંદુસ્તાનમાં મજીઆરી માલીકી એ નીયમછે. માટે દરેક કામમાં વિરૂધ સાબીત ન થાય, ત્યાં સુધી મજીઆરી માલીકીનું અનુમાન લેવાયછે. સ્વતંત્ર અને વગર અટકાયતી માલીકી હક તો માત્ર અપવાદ રૂપેજ હોયછે. કુલ માલીકી હક પણ એક માણસ તરફથી તેના વંશજોને વારસામાં ઉતરે કે તરતજ તે માલકી હક મજમુ થઈ પડેછે. બાપને દીકરાઓ રોકેછે, ભાઇને ભાઈઓ રોકેછે, ઓરતને તેના વારસો રોકેછે. બંગાળામાં દાયભાગથી જરા તફાવત છે. ત્યાં બાપ હરેક મીલકતનો સ્વતંત્ર માલીકછે. પણ તે અસલ કૃતી નથી.

**१३२** કુટંબની મીલકતના બે પ્રકાર છે.

(१) **मझीआरी** અને, (२) **नहीं मझीआरी.**

## ટીકા.

પ્રાચીન ગ્રંથોમાં **पात्रार्जीत** "એટલે બાપ દાદાએ મેળવેલી" અને **स्वार्जीत** એટલે "પોતે મેળવેલી" એવા બે ભેદછે. આનો અર્થ કરવામાં હાલના વિદ્વાનોના જુદા જુદા મતછે, એટલુંજ નહીં પણ સંસ્કૃત ગ્રંથકારોના પણ જુદા જુદા મત છે. **मी० वस्ट** અને **बुलर** કહેછે કે.—

"જે મીલકત **अप्रतिबंधदाय** તરીકે ( એટલે, બાપ દાદા અને "પર દાદાના) વારસામાં મળેછે, તે મીલકતનો વડીલોપાર્જીત મી" "લકતમાં સમાવેશ થાયછે. **नंदकुमारलाल** वी० **मौलवीराझीउदीन**" "(११ **वी. री.** ४७७) આ વીચાર, બીજા ન્યાય સાક્ષીઓના વિરૂદ્ધ" "મતોની ચર્ચા કરી **जगन्नाथ** જે વીચાર બાંધેછે તે વીચાર સાથે," "મળતો આવેછે. પણ એ ચર્ચાજ બતાવી આપેછે કે બંને બાજુ" "તરફ ઘણુંએ કહેવાનુંછે. અને એ સવાલ હજી તકરારી ગણવો" "જોઈએ. જેઓ, ગમે તે સગાં તરફથી વારસામાં મળેલી મીલકતને" "વડીલોપાર્જીત માનેછે તેઓ, **दादानी मीलकत पौत्रोना याज्ञ**" "**वल्कय** ના લખાણ (**मीता** १;५:३) ને એવા નીયમના દાખલા ત" "રીકે ગણેછે કે, સગપણના હકથી લીધેલી બધી મીલકતને વડીલો" "પાર્જીત ગણવી જોઈએ. બીજી બાજુ તરફ જેઓ એમ ગણેછે કે" "મરદ વડવાઓ તરફથી મળેલી મીલકત અને તેજ ફકત (એટલે"

"બીજી નહી. ) વડીલોપાર્જીત મીલકત છે, તેઓ, તે **लक्षण**ના શ"-
"બ્દો ઉપરથી નજીકમાં નજીકનો જે સબંધ નીકળેછે તે સબંધ"
"(સપીંડપણું) નેજ સમાસ કરેછે. એટલે કે વડવા અને તેના ત્રણ"
પેઢીના વંશજોનો સમાવેશ કરેછે. આ એક બીજાથી વિરૂદ્ધ મતો"
"માંના પહેલાનો વિચાર કરતાં એવી મુશ્કેલી ઊઠેછે કે જે મીલક-"
"ત બાપને પ્રાપ્ત થયા વગર દીકરાને પ્રાપ્ત થાયજ નહી, એવી મી-"
"લકતના સબંધે પણ ઘણી બાબતમાં બાપના જેટલીજ દીકરાને"
"સત્તા આપેછે. બીજી તરફ એ સબાણુમાં આપેલા દાખલામાં બા"
"પના વચ્ચે આવવાની અગત્ય નથી. દાદાની મીલકત પૌત્રને અ"
"ને પરદાદાની મીલકત પરપૌત્રને મલવી જોઇએ. ગમે તો પછી વ"
"ચેના વંશજો હયાત હોય કે ન હોય તેની ચીંતા નહીં. પણ **मा**"
"તરફના વડવાની મીલકત તો જો પ્રથમ દીકરીના દીકરાને મળી હોય"
"તોજ પછી તેના વંશજોને ઉતરે." (દીકરીનો દીકરો ન હોય પણ દીક
રીના દીકરાનો દીકરો હોય તો તેને તે મળે નહી. યાજ્ઞવલક્યના વાક્ય
(**मीता** ૨:૧:૨) માં માત્ર દીકરીજછે, તેનો, **विश्नु** ૪:૮૭ની મદદથી વી-
સ્તાર કરી તેમાં દીકરીના દીકરાનો સમાવેશ કરયોછે, પણ તેથી આગળ
ચાલી શકે નહી; એટલે કે દીકરીનો દીકરો ન હોય તો દીકરીના પૌ-
ત્રને વારશો મલતો નથી.) "ત્યારે વલી એમ પણ વાંધો લઇ શકાય"
"કે દાદાની મીલકતમાં બાપ અને દીકરાનો સરખો હીસ્સો છે તે ની-"
"યમ, અસલ નીયમનું ઉલંઘન કરવાથી થયેછે. પણ તેથી કરીને તે"
"ઉલંઘનનો, ખુલા આધારોના અભાવે વધારે વીસ્તાર કરવો એ ભ-"
"યંકર થઇ પડે."

આથી જણાશે કે મે. **वेस्ट** તથા **बुलर**નો અભીપ્રાય ખુલી રીતે **बाप दादा** અને **परदादा**ની મીલકતને **वडीलो पार्जीत** ગણવાનો છે. અને તે વાસ્તવીકછે. પણ ત્યારે આ વીચાર સામે એવો વાંધો સામાન્યરીતે લેવામાં આવેછે કે બીજા સગા તરફથી મળેલી મીલકતને **स्वार्जीत** ગ-ણવાથી **स्वार्जीत** શબ્દનો અયોગ્ય વીસ્તારવાલો અર્થ થાયછે; કેમકે (**स्वार्जीत**માં અર્જ ધાતુ રહેલોછે) તે અર્જ શબ્દમાં માણસની પોતાની મેહેનતથી મેળવવાનો ભાવ રહેલોછે. **जगन्नाथ**, આનો સંતોશ કારક રીતે ખુલાસો કરી આપેછે કે બીજી બાબતમાં પણ તેવો વીસ્તાર કરવો પડેછે; જેમકે **आचार्यने** તેના **शिष्य**નો વારસો મલેછે અને **पुरोहीतने** તેના **यजमानना** વારસો મળેછે. આવી મીલકતને **वडीलो-पार्जीत** મીલકતનું નામ આપવું તદન અશક્યછે. કેમકે જે દાદાની

મીલકતનો, **मीताक्षरा**માં, દાખલો આપ્યો છે, તે લોહીના સંબંધની વાત બતાવેછે, તેથી તેમાં ધર્મ સંબંધનો સમાવેસ થઈ શકે નહીં એમ જણાવી, **मि. वेस्ट** અને **बुलर** કહેછે કે "માટે તે વારસામાં મળીછે તોપણ **पत्रिार्जीत**થી જુદારો બતાવવાને તેને **स्वार्जीत** એટલે વડીલો શીવાય બીજી કાઇ રીતે મેળવેલી મીલકત તરીકે ગણવી જોઇએ." (૩ **वे. बु.** ૭૧૪)

પણ **मुत्तयन चेती** વી,**सांगीली वीरा** (**इ. ला. री.** ૬ **मद्रा.** ૧) ના કામમાં **प्रीवीकौन्सीले** ઠરાવ્યું કે માની મારફત મેળવેલી જમીનદારી **स्वोपारर्जीत** ( સ્વાર્જીત ) નથી તોપણ બાપ અથવા દાદાની મારફત મળેલી મીલકતનાં સંબંધે જે અટકાયતો છે તેવીજ અટકાયતો આ મીલકતના સંબંધીછે. કેમકે એ વીસે કાંઈ અભીપ્રાય આપવાની ના પાડવામાં આવી... ... ... ... ... ...

આ પ્રસંગે એમ પણ કહેવામાં આવ્યું છે કે **मीताक्षराशाला** પ્રમાણે બાપ, દાદા તરફથી મળેલી મીલકતની દીકરો વેંહેચણ કરાવી શકે છે. એવા અર્થમાં તે મીલકતને વડીલોપાર્જીત પણ નહીં કહી શકાય. અને તોપણ વેહેંચણ શીવાય બીજા કારણ અર્થે **स्वार्जीत** નથી એમ ઠરાવ્યું. **मी. वेस्ट** અને **बुलर** કહે છે કે એક કારણસર એ વર્ગની મીલકત કેહેવી. અને બીજાસર કારણ બીજા વર્ગની મીલકત કહેવી, એ એક એવી વાત છે કે જેને, પુરી રીતે પ્રમાણ શાસ્ત્રો, પુટી આપતા નથી, એટલુંજ નહીં પણ ,તેનાં પરીણામ બહુ ઉલટ સુલટ આવે. વારસામાં મળેલી મીલકતની વેહેંચણના નીયમો બાપ, દાદા તરફથી વારસામાં મળેલી મીલકતની બતાવણી કરે છે, અને બાકીની બીજી મીલકતની સ્વારજીત તરીકે; એટલે તેને માટે બીજી રીતના કાઇ નીયમ હોય તો તે પ્રમાણે વ્યવસ્થા કરવા છુટ રાખેછે. (૩ **वे. + बु.** ૭૧૫)

બાપ અને દીકરા વચ્ચે વડીલોપાર્જીત મીલકતની વેહેંચણ થવાથી વડીલોપાર્જીત મીલકતનું સ્વરૂપ બદલાતું નથી, તે વિશેનો નીયમ- **याज्ञवल्क्य** એવો જણાવે છે કે "દાદાએ મેળવેલી જમીનમાં અથવા" " તેની જંગમ મીલકતમાં બાપ અને દીકરાનો સરખો હીસ્સો છે" **मीता.** ૧: ૫: ૩)

આ નિયમનો અર્થ **मदन गोपाळ** વી.**रामबक्ष** (૬ **वी. री.** ૭૩)

ના કામમાં कलकत्ता हाइकोर्टे બરાબર કર્યોછે. વલી उदाराम વી. रां- णुं पांडुजी (११ मु. हा. ૮૨) ના કામમાં मुंबाइ हाइकोर्टे જણાવ્યું કે મઝીઆરી મીલકતનો વેહેંચાયેલો ભાગ जुदी मीलकत છે. તેમ- જ कतमा नचीअर વી.राजा ओफ शीवगंगा (૯मु. इ.अ. ૬૦૯) ના કામમાં प्रीवीकौंन्सले જણાવ્યું કે—

"જ્યારે મઝીઆરી મીલકત વેહેંચાય ત્યારે વેહેંચાયેલી મીલકત जुदी मीलकतनी રીતે વારસામાં ઉતરેછે." પણ આનો એમ અર્થ લે- વાનો નથી કે વડીલોપાર્જીત તરીકે તેનું સ્વરૂપ બદલાઈ જાયછે. આવો વિચાર मुंबाइ हाइकोर्टे लक्ष्मीबाइ વી. गणपत मोरोबा. (४ मु. हा. १५०) ના કામમાં લીધો હતો. પણ અપીલમાં (५ मु. हा. ओ.सी.जे. १३५)તેથી જુદી રીતે ઠરાવવામાં આવ્યું. તેજ પ્રમાણે कलकता हाइकोर्टे ઠરાવ્યું કે વેંહેચણમાં આવેલી મીલકત वडीलो पार्जीतછે. आदुरमणी વી. चोधरीशीव इ.ला. री. ३ कल. १

બેશક વેહેંચણમાં મળેલી મીલકત જેઓ જુદા પડેછે તેમના સંબંધે જુદી મીલકત છે, પણ જેઓ જુદા પડતા નથી તેમના સંબંધે वडीलो पार्जीतજ રહેછે. बाइ जनदुबे વી. श्रीजभुखणलाल ला. री. २ इ. अ. २७८ ના કામમાં પ્રીવીકૌન્શીલે વેહેંચણમાં મળેલા હીસ્સાને जुदी અને પાછી વળી वडीलोपार्जीत મીલકત કરી કહીછે, અને તે ખરૂં છે. જેઓ જુદા પડેછે તેમનાથી જુદીછે, જેઓ ભેગા છે તેમની સાથે વડીલોપાર્જીત મીલકત છે. તેજ પ્રમાણે બાપ, દાદા અને પરદાદા શીવાયના બીજા સગા તરફથી મળેલી મીલકત જુદી છે તોપણ જેઓને પ્રાપ્ત થાયછે તેમની વચેતો મઝીઆરીછે.

આ બધાનું એકંદર એ છે કે મઝીઆરી મીલકતના બે પ્રકાર થાય છે. पीत्रार्जीत मझीआरी અને बीजी रीतनी मझीआरी; અને તેજ રીતે સ્વાંગ મીલકતના બે પ્રકાર પડેછે स्वार्जीत (ટુંકા અર્થમાં) મી- લકત અને जुदी मीलकत માટે આ કલમમાં અમે મીલકતના मझीआ- री અને नही मझीआरी એવા ભેદ પાડયાછે.

મઝીયારી મી- લકતના ભેદ. (१) વડીલોપાર્જીત.

**१३३** मझीआरी मीलकतના બે ભેદછે:—

(૧) વડીલોપાર્જીત મઝીઆરી. અને

(૨) બીજી રીતની મઝીઆરી.

## टीका.

वडीलोपारजीत अने बीजी रीतनी मजीआरी मीलकत वचे त ફावत એવોછે કે પહેલા પ્રકારમાં* मीताक्षरा शाळा પ્રમાણે પુત્રનો જન્મથીજ સહ હીસ્સેદાર તરીકે હક ઉત્પન્ન થાયછે. બીજા પ્રકારમાં તેમ નથી. (मे. पे.२५०)

**१३४** वडीलोपार्जीत બે प्रकारनीछे. (१)अमुक सखसोना रणथी बीजाने प्राप्त थएली એ પેહેલો પ્રકારછે. તે નીચે પ્રમાણેછે.

वडीलोपार्जीत मझीआरी मीलकत.

(१) બાપ, દાદા અથવા પરદાદા તરફથી વારસામાં મળેલી. बीसेसरलालवी. माहाराज लछमेसरसींग ला. री. ६ इ. अ. २३३

(२) સહ હીસ્સેદારના મરણથી તેનો હક હીસ્સો બીજાને સહ હીસ્સેદારી *હકથી પ્રાપ્ત થાયછે તે. गंगुमल वी. बंसीधर १अ. हा. १७०

खुलासो १—આ રીતે વારસામાં અને સહ હીસેદારી હકથી પ્રાપ્ત થએલી મીલકત જેઓને એ રીતે પ્રાપ્ત થતી હોય તેમનીજ વચે મજીઆરીછે. જે દીકરાના સબંધે વડીલોપાર્જીત છે તે ભાઈના સબંધે તેવી થતી નથી; જેમકે, અવાભકત ભાઈનો હીસ્સો પ્રાપ્તથાય ત્યારે

---

* જયાં સુધી કોઈ કુટંબ અવીભક્ત હોયછે ત્યાં સુધી તે કુટંબના કોઈ માણુસના મરણથી તેનો હક હીસ્સો બીજાને પ્રાપ્ત થાય તે કોઈ રીતે વારસો કેહેવાતો નથી. જેમ નવા જન્મે તેમના હક ઉત્પન થાયછે તેમ મરણ પામે તેમના હક બંધ પડેછે. એ હક બીજાના હકમાં વધારો કરાવેછે અને તેને सहहीस्सेदारी हकथी પ્રાપ્ત થયાનું કેહેવાય છે. (मे.पे. २४३). માટે કોઈ સહ હીસ્સેદાર કાંઈ કરજ કરી મરણ પામે તે કરજ તેના હક હીસ્સાથી વસુલ થઈ શકતું નથી. તેમજ તેના ઉપર સાદું પૈસાનું હુકમનામું થયું હોય અને ત્યાર પછી તે ગુજરી જાય તોપણ તે હુકમનામું તેના હક હીસ્સા ઉપર બજી શકતું નથી. सुरजबंसी कुंवर વી. सवप्रसाद (इ. ला. री. ५ कल. १४८); रायबालकीसन વી. रायसीताराम (इ. ला. री. ७ अल्हा. ७३१ ); बळभद्र વી. बीसेसर (इ. ला. री. ८ अल्हा. ४९५ તા० २२ જુન સને १८८६; उदाराम વી. राणुपांडुजी (११ मु. हा. ७६, ८३-४-६.)

તેના જુદા થયેલા ભાઇના સબંધે તે મીલકત વડીલોપાર્જીત નથી. अमांप्पा वी. काशगिर ४ अ. हा. ३१

खुलासो १—वडीलो पार्जीत મીલકતની વહેંચણ થતાં જેઓનો હીસો એ વહેંચણમાં જુદો પડતો નથી તેમના સંબંધે તો તે वडीलोपार्जीत मीलकतની સ્થીતીમાંજ રહેછે; જેમકે, ભાઇઓ વચ્ચે વેહેંચણ થઇ તેમાં દીકરા જુદા પડતા નથી માટે તેમના સંબંધે તે वडीलोपार्जीत ગણાયછે. लक्ष्मीबाइ વી. गणपत मोरोबा ५ मुं. हा. ओ.सी. ११९; आदुरमणी વી. चोधरीशीव इ. ला. री. ३ क.१

खुलासो २—વડીલો પારજીત મીલકતમાંથી બચાવેલી કાંઇ રકમ અથવા તેથી ખરીદ કરેલી મીલકતને પણ વડીલોપાર્જીત મીલકત સમજવી. सदानंद माहापतर વી. बनोमालीदासी ६ वी. री. २५६ १२ वं. ला. री. ३०४; धनशामकुवारी વી. गोवींदसींग ५ स. डी. २०२ (२४०); अमरीथनाथ વી. गौरीनाथ १३ मु. इं. अ. ५४२

अपवाद—પણ મઝીઆરી અવીભાજ્ય જમીનદારીની ઉપજમાંથી બચાવેલી કે તે ઊપજથી ખરીદ કરેલી મીલકત मझीआरी नथी. माहाराजा लुंगारु વી. राजाराऊपंतालु ५ म.हा. ३१; लछमनराव વી. तेरीमलराव ४ म. ज्यु. २४१

खुलासो ४—કાંઇ મીલકત એકવાર વારસામાં ઉતર્યા પછી તે કઇ રીતે મેળવેલી છે તે જોવાનું નથી. रामनारायण વી. प्रीतमसींग २० वी. री. १८९; राजामोहन વી. गौर मोहन ८ मु. इं.अ. ८६

खुलासो ५—બાપુકો વેપાર એ વડીલોપારજીત મીલકતછે. रामलाल વી. लखमीचंद १३मु.हा.अपे.५२; अयकीस्तोकुमार વી. नीत्यानंद नंदी इ. ला. री. ३ कल. ७३८

खुलासो ६—વડીલોપારજીત મીલકત विभाज्य એટલે વેહેંચાય એવી હોવી જોઇએ એમ કાંઇ નહીં अविभाज्य પણ હોય. कतमा नचीयर વી. शविगंगा ५३९, ५८९, ६१० पनुमुला વી. पनुमुला १३ इं. अ. ३३३ परीभासामी વી. परीभासामी ला. री. ५ इं. अ. ६१

**१३५** વડીલોપારજીત મીલકતમાં વધારેલી કે મેળવેલી મીલકત પણ વડીલોપાર્જીત સમજવી. गुरु चणचर्णदास વી. गोळमणी दासी १ फुलटन १६५; हरपरसाद વી. शीवदयाल ला. री. ३ इं. अ. २५९; शामनारायण વી. कोर्ट आफ वार्ड २० वी. री. १९७

**खुलासो**—મઝીઆરી મીલકતની મદદ વગર જુદીજ મીલકત મેળવેલી હોય તે, અને પોતાની મેહેનતથી કુટંબની મીલકતમાં સુધારો કે વધારો કર્યો તે વચે વીશાળ ભેદછે **लक्ष्मण** વી. **जमनाबाइ** (इ. ला. रो.६ मुं. २२५); **गुरुचर्णदास** વી. **गोकलमणी दासी** १फुलटन१६५. આ પાછલા કેસમાં **जस्टीस ग्रांटे** જણાવ્યું કે "દુર્ગાપ્રસાદની મેહેનત" "બે રસ્તે કામે લાગી હતી (૧) કારકુન તરીકે અને (૨) મઝીઆરી" "મીલકતવડે વેપાર કરવામાં; એટલે કે વેપારથી તેમાં સુધારો તથા વ-" "ધારો કરવામાં મઝીઆરી મીલકતનો ઉપયોગ કર્યા વગર મેળવ્યાનુ" "કહેવાય એવો ભાગ તો, જે ભાગ પોતાના પગારમાંથી બચાવી શકે" "તેજછે. પણ જે તેનો પગાર બાપુકી મીલકત સાથે સેળભેળ કરી" "નાખ્યો હોય તો પછી તે ભાગ પણ મઝીઆરા માટેજ સેળભેળ કર્યાનુ" "માનવું જોઇએ; જેમકે એક બાજુ તરફથી વારસામાં મળેલી મીલક-" "તનો ભારે લાભ થવાથા જે મીલકત ખરી રીતે **जुदी मेहेनतथी मे**" **ळवेली एक नवी प्राप्ती**જછે તે મીલકત સારૂ મીલકતનો સુધારો" "ગણાય નહીં, તેમ બીજી બાજુ ઉપર જુદી મેહેનતથી મેળવી મઝી-" "આરી મીલકતમાં ભારે જથો ઊમેર્યાથી, જે ખરી રીતે **वारसामां सु-**" "**धारो तथा वधारो** છે, તે મીલકતને જુદી મેહેનતવડે મેળવેલી" "**जुदी प्राप्ती** ગણવી નહીં જોઇએ." આ નિર્ણય મુંબઈ હાઈકોર્ટે **लखमण** વી. **जमनाबाइ** (इ. ला. रि. ५ मुंब २३३) ના કામમાં પસંદ કરયોછે.

## ટીકા

આ રીતે વડીલોપાર્જીત ગણવાનું કારણ વધારનાર કે ભેળવનારની અંગીકારવાળી વર્તણુંકનું છે. માટે એક ભાઈ કાંઇ સ્વોપાર્જીત મીલકત મેળવી બીજા ભાઈને ત્યાં માત્ર જમા થવા મોકલે અને તે બીજો પેહેલાની ખુલ્લી કે ગર્ભીત સંમતી શીવાય મઝીઆરી મીલકતમાં ભેળવી આપે, તેથી માલીકને કાંઇ બંધન કારક થાય નહીં.

**૧૩૫ अ** કોઇ પણ ગયેલી વડીલોપાર્જીત સ્થાવર મીલકત પાછી મેળવવામાં આવે તો તે વડીલોપાર્જીત સમજવી.

**अपवाद**—પણ જો બીજા સહ હીસેદારની સંમતી લઈ મેળવવામાં આવે તો માત્ર ત્રણ ચતુર્થાંશ (¾) મઝીઆરી ગણવી. **नरगुंठी** वी. **वेंकट छलपती** इ. ला. री. मद्रा. २५८; **मल्हारा** वी. **सेवानी** मु. हा. તા૦ ૨૦ સપટેંબર સન ૧૮૬૪

**खुलासो** १—गએલી એટલે ખુંચી લેવાએલી કે ખાલસા કરેલી સમજવી. વેચાણથી કે બીજી રીતે ગએલી હોય તેનો સમાવેશ આમાં થતો નથી. ३ वे+बु ७१९; वीसलच्छ वी. अनसामी ५ म. हा. १५०; मुतावादुगनाथ वी. दोरासींग तेवाड. इ.ला री. ३००; नलगुंठा वी. वैंकट छलपती. इ. ला. री. मद्रा. २५९

**खुलासो** २—પોતાના સહ હીસ્સેદારને પડતો મુકી દાવો કરી મઝીઆરી મીલકત પાછી મેળવે તેથી કાંઈ વીશેષ હીસ્સો લેવા હકદાર થાય નહી. वीसेसर वी. सीतलचंदर ९ वी.री. ६९

વડીલોપાર્જીત મીલકતની સહાયથી મેળવેલી

**१३६** વડીલોપાર્જીત મીલકતની **सहायथी मेळवेली** મીલકત પણ તેવીજ ગણાયછે.

**खुलासो—१** વડીલોપાર્જીત મીલકતનો કાંઈ ભાગ નાખી વેપાર કરી તેમાં મેલવેલી મીલકત, અથવા વડીલોપાર્જીત મીલકત કામે લગાડી ખરીદ કરેલી મીલકત વડીલોપાર્જીત મીલકતની સાહાયતાથી મેલવ્યાનું સમજવું. रामपरसाद तेवाडी वी. शीवचरणदासी (१०मु. इ. अ. ४९०; बीसेसर लाल वी. माहाराजा लछमेसरसींग ला. री. ६ इ. अ. २३३.

**खुलासो—२** સાહ્યનો અર્થ એવો કરવામાં આવ્યોછે કે જે કાંઈ ધંધાથી, હુનરથી, કે શાસ્ત્રથી દ્રવ્ય મેળવવામાં આવે તે ધંધો, હુનર કે શાસ્ત્ર કુટંબના ખર્ચે શીખવવામાં આવ્યાં હોય ત્યારે તે દ્રવ્ય પણ વડીલોપાર્જીત મીલકતની **साहायथी** મેળવ્યાનું સમજવું. लखमण मयाराम વી. जमनाबाइ इ. ला. री. ६ मुंब. २२५ (२४३)

**खुलासो—३** સામાન્ય કેળવણી જે કે બધી જાતની શાસ્ત્ર કેળવણીને માટે પ્રથમ લેવી જોઈએ તેવી સામાન્ય કેળવણી, કુટંબના ખર્ચે આપી હોય તો તેનો કુટંબની મીલકતની સાહાયમાં સમાસ થતો નથી. लखमण मयाराम વી. जमनाबाइ इ. ला. री. ६ मुंब २२५ (२४३); बुलोगम वी. स्वोरनम इ. ला. री. ४ मद्रा. ३३०

**खुलासो—४** મઝીઆરા કુટંબના માણસે કરેલી ખરીદી મઝીઆરા માટે કર્યાનું મનાયછે. गोपी क्रीस्त વી. गंगा परसाद ६ मु. इ. अ. ५३; नथु वी. माधु मु. हा. प्री. ज. १८७९ पृ. ५६९; આવાં કાર્ય બીનામી ગણાયછે. જુઓ प्र. १३

खुलासो—५ વડીલોપાર્જીત જંગમ મીલકતની મદદથી સ્થાવર મીલકત લીધી હોય તે મીલકત વડીલોપાર્જીત સ્થાવર મીલકતના દરજ્જે ગણાયછે માટે જંગમ મીલકતની વ્યવસ્થા કરવા બાપનો જેવો હકછે તેવો હક પછી રહેતો નથી. मोविदास वी. दुरगाप्रसाद ४ अ. हा. ७१; बीसेसर वी. माहाराजा लछमेसरसींग ला. री. ६ इ, अ. २३३

## द्रष्टांतो.

[अ] अ કુટંબ તરફથી ભરણ પોષણ લઈ ન્યાયનું જ્ઞાન મેળવી સબજડજના દરજ્જે પોહોચતાં તે દરમ્યાન મેળવેલી મીલકત વડીલોપાર્જીત ગણાયછે, પણ કુટંબના ખર્ચે સામાન્ય કેળવણી લીધા પછી अ એ ન્યાયનું જ્ઞાન કુટંબના માણસ પાસેથી ખર્ચ લીધા વગર મેળવ્યું હોયતો તેણે મેળવેલી મીલકત સ્વોપાર્જીત છે लखमण मयराम वी. जमनाबाइ इ. ला. री. ६ मुंब. २२५; दाय ६:१:४४—५०; मे. प २५६

(ब) હીંદુ કુટંબના એક છોકરાને કુટંબના ખર્ચે શીવીલ સરવીસ કે બારીસ્ટરની પરીક્ષા માટે વિલાયત મોકલવામાં આવ્યો. તે ધંધો શીખી તેણે મેળવેલા મીલકત વડીલોપાર્જીતછે. (म.पे.२५६)

[क] નાયકાની દત્ત લેનારો મા તેનો ધંધો ચલાવવામાં કેટલાએક સાધન પુરાં પાડેછે તે ધંધાથી મેળવેલી મીલકતમાં હીસો લેવા તેની દત્તક માનો હકછે. चलकांडा अलसाणी वी. चलकांडा रत्न छलम २ म. हा. २५६

(ड) अ, ब અને क કાકાના દીકરા ભાઇઓછે. તેમાં ब અને क સગા ભાઈછે. કુટંબની મીલકતની ઉપજમાંથી ब સ્થાવર મીલકત ખરીદ કરેછે. તે મીલકતમાં अ નો क સામે અરધ હીસ્સાનો દાવો ચાલી શકેછે. केशवतीवारी वी. इशरीतीवारी अ. हा. १८६१. ५६५

(इ) બે નાયકાઓએ તેમની માના ખરચે સામાન્ય કેળવણી લીધી. અને કસબના ધંધાથી કેટલીએક માલકત મેળવી. કસબીના ધંધા માટે કેળવણીની જરૂર નથી માટે એ મીલકત તેમની સ્વાંગછે: बुलोगम वी. स्वोरनम इ. ला, री. ४ मद्रा. ३३०

આ વિષયના સંબંધે બે કેસો આવ્યાછે તેમાં પહેલો सदाशिव

वी. मल्हारराव (२ बेप ९०) ના છે. તેમાં એમ હતું કે સદાશીવ પંથ ભાઉ પેશવાના મુખ્ય દીવાન થયા હતા. તેમના દત્ત પુત્ર પાસેથી તેમની મીલકતનો હીસો લેવા તેમના ભત્રીજાએ દાવો કર્યો હતો. તેમને વડીલોપાર્જીત થોડીએક મીલકત હતી. આ મીલકતમાંથી ભરણ પોષણ લઇ દીવાન થયા હતા એમ બતાવવામાં આવ્યું નહોતું. સઘળી મીલકત પ્રીવીકૌન્સીલે મઝીઆરી ઠરાવી. પણ તે એવા કારણથી કે તે મીલકત મઝીઆરી મીલકતની મદદ શીવાય મેળવ્યાનું બતાવવાનો બોજો તે દત્ત પુત્ર ઉપર હતો અને તે બોજામાંથી તે મુકત થયો નથી.

આ કેસના જેવીજ હકીકત लखमण વી. जमनाबाइ इ. ला. री. ६ मुब-२२५) ના કામમાં હતી. તેમાં મુંબઈ હાઇકોરટે એ ઠરાવનો એમ ખુલાશો કરી નાખ્યો કે તે માત્ર પુરાવાનો બોજો કોના ઊપર નાખવો એટલુંજ મુકરર કરેછે. તે કામની હકીકત જોતાં તો પુરાવો આપેછે કે નહીં એ સ્વાલ અલગ રાખેલોછે એમ ગણી ઠરાવ્યું કે સામાન્ય કેલવણી કુટુંબના ખરચે લીધી હોય તો ચીંતા નહીં, પણ કોઈ ધંધા કે શાસ્ત્રનું જ્ઞાન કુટુંબ તરફથી ભરણ પોષણ નહીં લેતાં મેળવ્યું હોય તો તે ધંધાથી મેળવેલી મીલકત જુદીછે. આ નિર્ણય અને તેને માટે આપેલા કારણો વાસ્તવીકછે.

બીજો કેસ પ્રીવીકૌન્સીલની હજુર જે આવ્યો તે पोलीअम વી. पोलीअम (इ.ला. री. १ मद्रा २५२)નોછે તેમાં જણાવ્યું કે "कोइ पण जातनी केळवणी કુટુંબના ખર્ચે लीधी तो पछी ધંધો કરી जुदी" "મીલકત મેળવવાને તે માણસ હમેશાને માટે અશકત થાયછે એવો નીય-" "મ ચાલી શકે કે નહી એ અગત્યનો સ્વાલછે. તેને માટે મજબુત આ-" "ધારો જોઈએ." મતલબ એ સ્વાલ પ્રીવીકૌન્શીલે ચુકાવ્યા વગર રાખ્યોછે. ઉપરના દ્રષ્ટાંત क વાલો મદ્રાસનો કેસ વીશેશ ધંધાના સંબંધેછે. તેજ પ્રમાણે મી० मेन કલમ २५६માં जीमुत वाहनના આધારઆપી પોતાનો અભીપ્રાય મજબુત કારણો સાથે એમજ આપેછે. આ બધાની તુલના કરી મુંબાઈ હાઈકોર્ટે लक्षमण વી. जमनाबाइ (इ.ला.री.६मुं.२२५) નાકામમાં મુકરર કર્યું કે જે ધંધા કે હુનરથી તકરારી મીલકત મેળવી હોય તે ધંધો કે હુનર કુટુંબ તરફથી ભરણ પોશણ લઈને શીખવવામાં આવ્યો ત્યારેજ તે મીલકત વડીલોપાર્જીત થાયછે. અને કલકત્તા હાઇકોર્ટ धनकधारीलाल વી. गणपत १० वी. री. १२२ના કામમાં એમ ઠરાવ્યું કે કુટુંબના ખર્ચે જે કેલવણી મળી હોય તે કેસ-

વણીથી મેળવેલી સઘળી મીલકતમાં હીસો લેવા મારો હકછે એવું વા-
દીનું કહેવું આધારવાળું નથી આ ઠરાવ સંપુર્ણ રીતે બરાબર નથી એમ
કહી ઉપર જણાવ્યા પ્રમાણે કેલવણીના બે ભેદ लक्ष्मण वी० ज-
मनाबाइના કેસમાં મુકરર કરવામાં આવ્યાછે. અને આજ પ્રમાણે
૧૮૫૨ મદ્રાસ હાઈકોર્ટે वुलागम વી૦ स्वोरनम (इ, ला. रि. ४
मद्रा. ૨૩૦)ના કામમાં ઠરાવ્યું. તેમાં એમ હતું કે નાચ કરનારી ઓરતે
સામાન્ય કેલવણી તેની મા તરફથી લીધી હતી. અને જે મીલકત મેળવી
હતી તે કસબીના ધંધાથી મેળવી હતી. તેમાં ઠરાવ્યું કે "એ ધંધા"
"માટે કાંઈ કેળવણીની જરૂર નથી માટે તે ઓરતે મેળવેલી મીલકત"
"સ્વાર્જીતછે. વીસેષ એમ પણ જણાવ્યું કે બેશક આ કામમાં એવો"
"પુરાવોછે કે તે ઓરત પોતાની કમાઈ વારંવાર તેની માને આપતી"
હતી પણ તેથી કરીને તેમ કરવા તે બંધાણી નથી (टृ. ३२४)

બીજા પ્રકારની મઝીઆરી મી-લકતના ભેદ બે (१) એકત્ર કરેલી

**१३७** વડીલોપાર્જીત નહી પણ **बीजी रीते मझीआरीथती** મીલકતના બે પ્રકારછે:

(१) **एकत्र** (એકઠી) **करेली.**

(२) **बीजां सगां तरफथी** વારસામાં **एकत्र** મળેલી.

પહેલી જાતના બે પ્રકારછેઃ—

**अ** એકત્ર મેહેનતથી મેળવેલી,

**ब** જુદી જુદી મેલવી એકત્ર કરેલી.

(१] એકત્ર મેહે-નતથી મેળવેલી

**एकत्र मेहनतथी मळवेली**—બે અથવા વધારે સહહીસેદારોએ સાથે મહેનત કરી મેળવેલી મીલકત એકત્ર રીતે મેળવેલી **मझीआरी** મીલકત છે. **रामप्रसाद** વી૦ **सावचर्ण (१० मु, इ. अ. ४८०)**

**खुलासो १**—વડીલોપાર્જીત અને બીજી મઝીઆરી મીલકતના ગુણ દોશમાં તફાવત એવોછે કે પહેલી જાતની મીલકતમાં જન્મથી દીકરાનો સહહીસેદાર તરીકે હક ઉતપંન થાયછે, બીજી મીલકતમાં માત્ર જેઓની મઝીઆરી ગણાય છે તેઓજ સહહીસેદાર રહે છે. **(मे. पे. २५०)**

**खुलासो** २—બે જણને એકત્ર બક્ષીશ મલી હોય તે મીલકત પણ એ કત્ર મહેનતથી મેળવેલી સમજવી. **राधाबाइ** વી. **नानाराव इ. ला.री. ३ मुंब. १५३**

**ખુલાસો ૩**—સહહીસ્સેદારી હકથી પ્રાપ્ત થય પછી તે વડીલોપાર્જીત મીલકત થાય છે. **ગંગુમલ** વી० **બંસીધર** ૧ **અ. હા.** ૧૭૦)

બીજા પ્રકારની મઝીઆરી મીલકતના સબંધે આ ઠરાવ લાગુ પડશે કે કેમ અને લાગુ પડે તો મરનાર સહહીસ્સેદારનોજ હક હીસ્સો વડીલોપાર્જીત ગણાય કે મઝીઆરી બધી મીલકત વડીલોપાર્જીત થઈ પડે એ બંને શંકા વાળુંછે. પેહેલી બાબતમાં તો એમ પણ ધારી શકાય કે સહહીસ્સેદારના મરણથી તેનો હક હીસ્સો તેના ભાઈને તેમના બાપની મારફત મળેછે, પણ બીજી બાબતમાં તેવું કાંઈ કારણ કલ્પી શકાતું પણ નથી.

**ખુલાસો ૪** જે મીલકત સ્વોપાર્જીત કે બીજા પ્રકારની મઝીઆરી છે, તે એક પેઢી વારસામાં ઉતરે એટલે વડીલોપાર્જીત થાયછે. **રામનારાયણ** વી० **પીતાંબરસીંગ** (૨૦ **વી. રી.** ૧૮૯ )

**દ્રષ્ટાંતો.**

એકત્ર મેહેનતથી મેળવેલી મીલકત

**અ. રામપ્રસાદ** વી० **સાવચર્ણ** (૧૦ **મુ. ઈ. અ.** ૪૯૦) ના કામમાં અવીભક્ત કુટુંબના પાંચ ભાઈઓમાંના એક કેટલીએક જંગમ મીલકત મેળવી. તે મીલકત કામે લગાડી તેના ભાઇઓની મદદથી એક વેપારની પેઢી સ્થાપી. તેના ભાઈઓએ પંત્યાળા ભાગીદાર તરીકે કેટલાએક વરસ સુધી જુદી જુદી જગોએ તો પણ સાથે રોજગાર ચલાવ્યો હતો. તેમાં ઠરાયું કે વેપારની સઘળી મીલકત એકત્ર રીતે મેળવેલી (મઝીઆરી) કુટુંબની મીલકતછે.

એકત્ર બક્ષીસ એકત્ર મેહેનતથી મેળવેલી મીલકત છે

**(બ) રાધાબાઇ** વી० **નાનારાવ ઇ. લા. રી.** ૩ **મુંબ.** ૧૫૩ ના કામમાં એક ગામ બે ભાઈને એકત્ર આપવામાં આવ્યું હતું. તેમાં ઠરાવવામાં આવ્યું કે એ ગામ બે ભાઈની મઝીઆરી મીલકતછે માટે એકના મરણ પછી સહહીસેદારી હકથી આખુ ગામ બીજા ભાઈને પ્રાપ્ત થાયછે.

(૨) જુદી મીલકત મઝીયારી ક્યારે થાયછે

**૧૩૮** કોઈ પણ મીલકત નીચેના પ્રસંગે મઝીઆરી થાય.

(૧) જુદી જુદી મેળવી એકઠી કરવામા આવે તે, (**મે. પે.** ૨૫૦)

(૨) મઝીઆરી મીલકતમાં નાંખવામાં કે ભેળવવામાં

આવે તે. हरप्रसाद वी. शीवदयाळ. ला.री. ३ इं.अ. २५९. बाइमंछा. वी. नरोतमदास ६ मु. हा. ए. सी. जे. ६

(૩) गयेली મઝીઆરી સ્થાવર મીલકત પાછી મેળવવામાં આવે તે.

अपवाद—પણ જો સહહીસેદારો બીજા ભાગીદારની સંમતીથી પાછી મેળવે તો તણ ચતુર્થાંશ(¼)મઝીઆરી ગણાયછે. नरगुंडी वी. वेंकटछलपती इ.ला. रा. मद्रा. २५९; मल्हारी वी. शंखाजी मुं. हा. તા. ૨૦ સપટેંબર સન ૧૮૬૪.

खुलासो—ગયેલી એટલે ખુંચી લેવાયેલી કે ખાલસા થયેલી સમજવી. વેચાણથી કે બીજી રીતે ગયેલી હોય તેનો સમાવેશ આમાં થતો નથી. ૩ वे+ बु. ७१९ वीसलच्छी वी. अनसामी ५ म. हा. १५०; मुताब्वादुगनाथ वी. दोरा सींघ तेवाड(इ.ला. री .३ मद्रा. ३० ; नलगुंडी वी. वेंकट छलपती इ. ला.री. मद्रा. २५९.

खुलासो २—પોતાના સહહીશેદારને પડતો મુકી દાવો કરી મઝીઆરી મીલકત પાછી મેળવે તેથી કાંઇ વીશેષ હીસો લેવા હકદાર થાય નહીં. बीसेसर वी. सीतळचंदर ८ वी. री. ६९.

**१३९** કલમ ૧૩૫-૬ માં કહેલી કોઇ પણ જાતની મઝીઆરી મીલકતની સાહ્યથી મેળવેલી મીલકત પણ મઝીઆરી સમજવી. रामसोसाइ वी. भागवत पंडे ४ मद्रा. हा. ५.

(૩)મઝીઆરી મીલકતની સાહ્યથી મેળવેલા મીલકત ?

अपवाद—બાપ મઝીઆરી મીલકતની મદદથી ગયેલી (ખુંચાએલી અથવા ખાલસા થયેલી) સ્થાવર મીલકત પાછી મેળવે તે મયુખ ચાલેછે ત્યાંજ મઝીઆરી સમજવી (મયુખ ૪:૮:૫) મીતાક્ષરામાં એમ ચોખું નથી (૩ वे+ बु. ७२२) તોપણ આજ નીયમ બધી જગોએ લાગુ પડશે.

खुलासो—સાહ્યના અર્થ માટે કલમ ૧૩૬માં આપેલા ખુલાસા સંપુર્ણ રીતે આહીં લાગુ પડેછે.

दृष्टांत

अ કુટંબની મીલકતની ઉપજમાંથી ઉપાડ કરતો હોય તે વખત માં મેળવેલી તમામ મીલકત મઝીઆરી છે रामसोसाइ वी. भागवतपंडे ४ म.हा. ५.

**१४०** नहि मझीआरी મીલકતના બે પ્રકારછે.

(१) जुदी અને

(२) स्वार्जीत

(१) जुदी मीलकत जे मीलकत બાપ, દાદા, કે પરદાદા શીવાયના બીજા સગા તરફથી વારસામાં કોઇને મળી હોય તે તેની જુદી મીલકતછે. बापुनंदकुमार વી० मौलवीराझीउदीन १८ वी. री० ४७७; गुरुचर्णदास વી० गोकल मणीदासी १ फुलटन १६५.

खुलासा १—જ્યારે તેવાં સગાં તરફથી બે અથવા વધારે શખસને વારસામાં एकत्र મળેછે ત્યારે તેઓની जुदी मीलकत ગણાયછે. પણ તેમની વચ્ચે તો बीजा प्रकारनी मझीआरी ગણાય છે. જુઓ क० १३७.

खुलासा २—जुदी મીલકતમાં એવા અર્થનો સમાસ રહેલોછે કે જેઓનાથી તે મીલકત જુદી ગણાય છે તેમનાથી તે મીલકતનો માલીક જુદો થયોછે. (मे. पे. २३३)

## ટીકા.

मुतायस्चेती વી० सागलीवीरा इ. ला. री. ३ मद्रा. ३७५; इ. ला. री. ९ मद्रा. १) ના કામમાં પ્રીવી કૌન્સીલે ઠરાવ્યું કે માના બાપ તરફથી મળેલી મીલકત સ્વોપાર્જીત નથી. આ ઠરાવ ઉપર આપેલા કેસોથી વિરૂધછે. તેમજ मी. वेस्ट અને बुलर આ ઠરાવનાં કારણ વાસ્તવીક માનતા નથી તે ખરાબરછે. જુઓ કલમ ૧૩૨ની ટીકા આ કેસમાં મદ્રાસ હાઇકોર્ટે જણાવ્યું કે:—

"सीवगंगा કેસ (९ मु. इं. अ. ५४२) ના અમારા ફેંસલા "માં બતાવેલાં કારણસર અમને લાગેછે કે દીકરી, બાપના વારસ તરી "કે તેનો વારસો લેછે. અને વારંવાર કહેવામાં આવેછે કે તે જીંદ- "ગી સુધીનો હક લેતા નથી તો પણ તે અમુક સરત વાળો વારસો લે "છે, એવી રીતે કે कात्यायनના વાકય પ્રમાણે તેણીના મરણ પ" "છી તેણીના વારસોને ઉતરવાને બદલે તેણીના બાપના વારસોને તે" "વારસો પાછો જાયછે. તેણીનો વારસો આ રીતે પોતાને અને પોતા" "ના વારસોને માટે હોવાને બદલે એક અટકાવત વાલો હોવાથી અને" "તેણીએ લીધેલી મીલકત સ્ત્રીધન નહીં હોવાથી તેણીના વચ્ચે આવવાથી" "અમારા મત પ્રમાણે, એ મીલકતની અસલ વડીલોપાર્જીત સ્થીતી" "બદલાઇ स्वार्जीत થતી નથી. હીંદુલાનાં લખાણો આપણા જાણ-" "વામાં છે, તે બધાં પ્રમાણે સ્વાર્જીત મીલકત ગણવા માટે"

"બાપની કે માની મીલકતનો અથવા તેવી મીલકતની મદદનો, અ-"
"ભાવ અવશ્ય હોવો જોઈએ, અને મીતાક્ષરાનો કર્તા તેની વ્યાખ્યા"
"એવી આપેછે કે બાપ અથવા માની મીલકતને કાંઈ નુકશાન કર્યા"
"વગર (મીતા ૧:૪:૨)"

"માટે અમે ધારીએ છીએ કે માની મારફત વારસામાં મળે"
"લી મીલકત તેણીના પુત્ર અને પૌત્રના વચ્ચે સ્વાર્જીત છે, એમ કહે-"
"વું ખુલી રીતે ભુલ ભરેલું છે. દાદા તરફથી બાપે વારસામાં લીધે"
"લી મીલકત મીતાક્ષરા પ્રમાણે દીકરાની માગણીથી વહેંચાવાને પાત્ર"
"છે, એવા અર્થમાં તે કદાચ વડીલોપાર્જીત ન ગણાય પણ તે કાર-"
"ણથીજ વહેંચણ શીવાયની બીજી બાબત માટે તે મીલકત સ્વાર્જીત"
"નથી" प्रीवीकौन्सीले અપીલમાં આ ફકરો લઈ જણાવ્યું કે.

"દાદા તરફથી મળેલી મીલકતની વ્યવસ્થા કરવામાં જે અટકાય"
"તો છે તે અટકાયત માના બાપ તરફથી મળેલી મીલકતને લાગુ છે કે"
"કેમ? એ સવાલનો હાઇકોર્ટે વીચાર કરી જણાવ્યું છે કે વ્યવસ્થાના"
"કારણસર એ જમીનદારી (માના બાપ તરફથી મળેલી) ને સ્વા-"
"ર્જીત મીલકત ગણવી એવી વાદીની દલીલ આધાર વાળી નથી"

આ પ્રમાણે માની મારફત મળેલી મીલકતને વહેંચણના કારણસર સ્વાર્જીત ગણીછે, અને બીજી व्यवस्थाના કારણસર તેમ ગણવા નાપાડીછે એ બરાબર નથી (જુઓ કલમ ૧૩૨ ઉપરની ટીકા તેમજ ૩ वे×यु ७१०—७१६)

આવી મીલકતને કેટલીએક જગોએ जुदी मीलकत નામ આપ્યુંછે અને કેટલેક ઠેકાણે स्वार्जीत કરી લખેલું છે. स्वार्जीत શબ્દના ટુંકા અર્થમાં તેનો સમાવેશ થતો નથી. વીસ્તાર વાલો अर्थ લેતાં તેમાં તે આવેછે માટે તેને जुदी मीलकतનું નામ આપ્યું છે, અને તે બંને नहीं मझीआरी એવું નામ આપ્યું છે. (मे. पे.૨૫૩)

**१४१** नहीं मझीआरी મીલકતનો બીજો પ્રકાર स्वार्जीत છે. સ્વાર્જીત.

જે મીલકતનો કલમ ૧૩૪ થી ૧૪૦ સુધીમાં સમાવેશ થતો નથી તે બધી મીલકત स्वार्जीत (સ્વોપાર્જીત) છે.

खुलासो—બાપે તેની પોતાની સ્વાર્જીત મીલકત દાનમાં કે વશીઅત નામાથી પુત્રને આપી હોય તે મીલકત પુત્રની સ્વાર્જીત ગણાય છે. मुल्चंद वी० बाह मंछा इ. ला. रि.७ मुब. ४९१ बीरपरताप

वी० माहाराजा राजेन्दर १२ मु. इ. अ. ३९ जगमोहनदास वी० सरबंगळदास इ. ला. री. १० मुब. (૫૭૮) આ પાછલા કેસમાં આગલા વીરૂધ કેસોનો ખુલાશો આપવામાં આવ્યોછે. જુઓ પૃ. ૫૫૨ અને ૫૭૮.

## ટીકા.

કાંઈ મીલકત સ્વાર્જીત છે કે કેમ એ નકી કરવાની કસોટી યાજ્ઞવલ્કય નીચે મુજબ આપેછે. "बापनी मीलकत न नुकशान વગર" "જે કાંઈ મીલકત એકાદ સહહીસ્સેદાર મેળવે તેમાં બીજા સહહી-" "સ્સેદારનો હક ઈલાખો થતો નથી. જેમકે મીત્ર તરફની લગન વખતની" "બક્ષીસ (मनुं ९: २०६; मदनगोपाल વી. रामबक्ष ६ वी. री. ७१)" "તેમજ ગએલી વડીલોપાર્જીત મીલકત પાછી મેળવે તે છોડી દેશે" "નહી. તેમજ શાસ્ત્રની કમાણી બીજાને આપશે નહી.—याज्ञ. २:११८" "११९; मीता १:४:१

સ્મૃતિ ચંદ્રીકા बापनी मीलकतનો અર્થ मझीआरी मीलकतનો કરેછે. મીતાક્ષરા એટલો વધારો કરેછે કે बापनी मीलकतने नुकशान वगर એ શબ્દો એ વાકયના દરેક ભાગ સાથે લેવા જોઈએ માટે મઝીઆરી મીલકતના ખરચે, મીત્ર ઉપર કરેલા ઉપકારના બદલામાં તેના તરફથી મળે તે; આસુર અથવા તેવા પ્રકારના લગ્નમાં મળેતે, (शीवगोवींद વી. शामनारायण ७ अ. हा. ७५) બાપની મીલકતના ખરચે ગયેલી વડીલોપાર્જીત મીલકતના ખર્ચે શાસ્ત્ર કેળવણી મેળવી હોય તે, બધી ભાઈ અને બાપ વચ્ચે વેહેંચાવી જોઇએ. (मीता १:४:६.)

शास्त्रना नफा—કુટંબની મીલકતની સહાયથી મેળવેલા કયા ગણવા અને કયા ન ગણવા તે ક. ૧૩૬ માં કહયું છે, તે જુઓ. તેનો સારાંશ એટલોજ છે કે જે ધંધા, હુંનર કે શાસ્ત્રથી કેળવણી મેળવી હોય તે કુટંબનું ભરણ પોશણ લઈને મેળવી હોય તોજ તે મઝીઆરી થાયછે. સામાન્ય કેળવણી કુટંબના ખરચે લીધી હોય તેથી કરીને સ્વાંગ મીલકત મેળવવાને લાયક નજ થાય એમ બને નહીં. लक्ष्मण मयाराम વી. जमनाबाइ इ. ला. री. ६ मुबा २२५

મઝીઆરાનું અનુમાન.

**१४२ मीलकत विशे अनुमान**—કોઈપણ હીંદુ કુટંબના સબંધે અનુમાન એવું છે કે તે કુટંબના માણસો મીલકતના સંબંધે અવીભકત (ભેળા)છે. (१) लक्ष्मणराव વી० मलारराव २ नेप १०. (६३); (२) मोरो વી० गणेशवीठल १० मु. हा. ४४४ (३) नील-

कीस्तोदेव वी० बीरचंदरठाकुर १२ मु. इ. अ. ५४०; (४) तरक-चंदर वी० जोदेसचंदर ११ बं. ला. री. १९३, (५) गोवींदचंदर वी० दुरगाप्रशाद २२ वी. री. २४८; (६) शुवीमोहन वी० अखो-लचंदर २५ वी. री. २३२, (७) वेदावली वी० नारायण इ. ला. री, १ मद्रा १९; (८) नारायण वी० आनाजी इ. ला. री. ५ मु. बं. १३०; (९) बानु वी० काशीराम इ० ला० री० कल. ३१५.

खुलासो—એક પુરૂષથી થએલા માણસો એક કુટંબના માણસો છે. "એ અનુંમાન દરેક કામમાં અવસ્ય કરીને બદલાતું જાયછે. કાકાના દીકરા કરતાં સગાં ભાઈઓ વચ્ચે અનુંમાન વધારે મજબુત છે. અને જેમ જેમ કુટંબના મુળ પુરૂશથી છેટે જાઓ તેમ તેમ એ અનુંમાન બહું અને નબળું પડતું જાયછે." मोरो वी० गणेशवीठल १० मु. हा. ४४४ (४६८)

## ટીકા.

એક કુટંબના હીંદુ માણસોના સબંધે મીલકત મઝીઆરીછે એવું અનુંમાન આ કલમ પ્રમાણે લેવાયછે. પણ તેમાં એમ વાંધો ઉઠાવવામાં આવ્યોછે કે જયારે કોઈ પણ કુટંબને કાંઈ પણ મઝીઆરી મીલકત છે એમ બતાવવામાં આવે ત્યારેજ આ અનુમાન લેવાયછે. भोळानाथ वी० अज्योध्या १२ बं. ला. री. ३३६; दीनोनाथसा वी० हरीनारायणसा १२ बं. ला. री. ३४९; આ બે કામમાં तरक-चंदर वी० जोदेसचंदर ના કેસથી જુદા પડવામાં આવ્યું. તે પણ ત્યાર પછી આ કલમમાં બતાવેલા પાંચમા અને છઠા, એમ બે કેસમાં અનુસરવામાં આવ્યુંછે. ઉપરના બે કામમાં જુદા પડવામાં આવ્યું તે બેમાંના બીજા કામમાં જસ્ટીસ पानटीफक्स કહ્યું કેઃ—
"ત્યારે સવાલ એ ઉઠેછે કે એ મીલકત મઝીઆરી હતી કે કેમ?એ"
"મીલકત કયાંથી મેળવી એવા પુરાવાના અભાવે તે સવાલ ઉપર"
"નીર્ણય કરવામાં મને કેટલીએક મુશકેલી જોવામાં આવેછે, એવા"
"કેટલાએક આ કોર્ટના આધારો છે કે જે ઉપરથી એમ દેખાયછે કે"
"જયારે કાંઇ મીલકત મઝીઆરા કુટંબના એક માણસના નામથી"
"ખરીદ કરવામાં આવી, ત્યારે કાંઇ પણ મીલકત મઝીઆરી હતી"
"કે જેમાથી બીજી મીલકત ખરીદ થઈ શકે એમ સાબીત કરવાનો"
"બોજો આવી મીલકત મઝીઆરીછે, એમ કહેનાર ઊપર છે, પણ"
"તેથી વીરૂધ એક તાજેતર આધાર છે. અને તે तरकचंदर वी० जो"
"देसचंदर (११ बं, ला. री. १९३) નો કેસ છે. તે કામમાં ઓર્ટ"

"જશટીસ સાહેબે આ કોર્ટના તમામ અને नीलकीस्तोदेव વી०"
"गोरचंदरठाकुर (१२ मु. इ. अ. ५४०) ના કેસ સુધીના પ્રીવીકોન્સી"
"લમાં ચુકાએલા કેસની સંભાળથી તપાસ લીધીછે. અને તેઓ સા"
"હેબે ઠરાવ્યું કે જે કુટંબ મઝીઆરૂ છે, તે કુટંબના એકાદ મા-"
"ણુસના નામથી કાંઈ મીલકત ખરીદ કરવામાં આવે, ત્યારે તે મીલ-"
"કત જુદી મીલકતથી ખરીદ કરવામાં આવીછે, એમ સાબીત કર"
"વાનો બોજો તેમ કહેનાર ઊપર છે. પણ ચીફ જસ્ટીશ સાહેબે ચુ-"
"કાવેલા કેસમાં अम्रोतनाथ વી० गौरीनाथ (६ बं. ला, री."
"२३२) ના કેસ તરફ લક્ષ અપાયું નથી. એ કેસ जस्टासि केम्प અને"
"पंडीत સાહેબના નહી છપાએલા ફેંસલા ઊપર અપીલ હતી. તેઓ"
"એ એમ ઠરાવ્યું હતું કે માત્ર ભેલું ખાવું, પીવું એ વાત મી-"
"લકતના સંબંધે પણ ભેળાપણું છે, એમ બતાવવાને બસ પુરાવો ન-"
"થી, અને અસલ કાંઈ મીલકત મઝીઆરી હતી કે જુદી હતી"
"તે નક્કી કરવાની જરૂર છે. જો કે પ્રીવીકૌનસીલ એ સવાલમાં ઉંડી"
"ઉતરી નથી, તોપણ પૃ. ५५० માં તેઓ જણાવેછે કે આ મીલ-"
"કત વડીલોપાર્જીત હતી, એમ સાબીત કરવાનો બોજો વાદી"
"ઉપર હતો એમ હોવાથી, અને તેણે બીજી કાંઈ પણ મઝીઆરી"
"મીલકત નહોતી એમ અંગીકાર કરવાથી, નીચેની કોર્ટનું હુકમનામું"
"વાજબી જણાયછે. જો વાસ્તવીક નીયમ એ હોય કે કુટંબના એકાદ"
"માણસે ખરીદ કરેલી મીલકત, મઝીઆરી કાંઈ મીલકતના પુરાવા"
"વગર મઝીઆરી હોવાનું અનુમાન, વિરૂધ સાબીત થતાં સુધી, કરવું"
"જોઇએ, તો પછી એ સમજવું મુશકેલ છે કે પ્રીવીકૌનસીલે અંગીકાર"
"ઉપર શા માટે આધાર રાખવો જોઇએ. મારે તો કબુલ કરવું જોઇએ"
"કે પુરાવાનો બોજો કોના ઉપર છે, એ સવાલના સંબંધે અભીપ્રાય"
"આપવાની મારે જરૂર હોત તો મારૂં વલણ તો એમજ બંધાત કે"
"જયારે કુટંબના એક માણસે કાંઇ મીલકત ખરીદ કરી હોય, ત્યારે"
"તે મીલકત મઝીઆરી છે, એમ કહેવા જેઓ માગેછે તેમના ઉપર"
"એવું સાબીત કરવાનો બોજો છે કે મઝીઆરી કાંઈ પણ મીલકત"
હતી. એ પ્રમાણે धनकधारीलाल વી० गणपतलाल ના કામમા ज"
"स्टीश मीतरे, सीन गुलामसींग વી० बरनसींग ના કામમાં"
"जस्टीश फीयरे, અને राधकाप्रसाद વી० मु. धर्मदास ના કા"
"મમાં जस्टीश जेकशन અને मीतरे ઠરાવેલું છે. તેમ ન"
"થાય તો મને લાગેછે કે એવડું અનુંમાન લેવાની જરૂર પડસે-"

"એટલે કે (1) એકતો कुटंब मझीआरु છે. અને (૨) બીજું कुटंबनी
"मीलकत हती. પણ ખરી રીતે આ કામમાં આ વિરૂધ ફેંસલા"
"ઓના સંબંધે હું ચોકસ અભીપ્રાય આપવા જરૂર ધારતો નથી."

પણ વાસ્તવીક વિચાર આ પ્રમાણેછે:—

"દરેક હીંદુ કુટંબ વિરૂધ સાબીત થતાં સુધી મઝીઆરૂ છે. માટે
"જો તે કુટંબનો કોઈ માણસ જે કે કબુલ કરેલી રીતે અથવા અનું-"
"માન થાય એવી રીતે ભેળો છે તેના કબજામાં તકરારી મીલકત છે, એ"
"શીવાય બીજી કાંઈ પણ હકીકત કામમાં ન હોય ત્યારે જો તે એમ"
"કહે કે એ મીલકત તેના સ્વોપાર્જીત છે, તો એ વાત સાબીત કરવાનો"
"બોજો તેના ઉપર છે કેમકે તે એક એવી વાત લાવેછે કે જે સામ-"
"ન્ય નિયમનો અપવાદ છે. (लक्ष्मणराव વી. मल्लारराव २ बेंग.६०
"६३) પણ બીજી તરફ જે માણસ મઝીઆરી મીલકત ઉપર દાવો"
"રાખવા માગેછે તેનું કેહેવું, એ નીયમનો અપવાદ નથી, કે જેથી કરી"
"તેણે તે સાબીત કરવું જોઈએ. તે માણસ પોતાની તરફેનનું અનુમા"
"ન સાથે લઈને નીકળેછે. બેશક આ અનુમાન ઉપર કામની બીજી"
"સાબીત થયેલી કે કબુલ કરેલી હકીકતો અસર કરેછે." भोलानाथ
વી. अजयोध्या (१२ बं. ला. रं. ३३६; बुधसींग વી. गणेशचंदर
सेन १२ बं. ला. ३१७; मे पे. २६१)

આ વિચાર આ કલમમાં બતાવેલા પ્રીવીકૌન્સીલના ફેંસલામાં અને કલકતા હાઈ કોર્ટના तरकचंदर વી. जादेश्चंदर ના કામમાં મંજુર કર્યાછે, એટલુંજ નહીં પણ તે કેસ પછીના બે કેસમાં જુદા પડયા પછી બીજા બે કેસમાં તેને અનુસરવામાં આવ્યું, અને આ પોંઈટ વીશેનો ચુકાદો ફુલબેંચને પુછવાની માગણી નામંજુર કરવામાં આવી. એમ કહીને કે એ સવાલ નીર્ણયકારક રીતે મુકરર થઈ ગએલો છે. (मे. पे.२६२) અને તેમાંના એક કેસ (गोवींदचंदर વી० दुरगा-प्रसाद) માં ચીફ જસ્ટીસ સાહેબે આ કલમમાં આપેલા નીયમની પુષ્ટી મા सदर કોર્ટના બીજા ત્રણ કેસ ઉભરેછે, તેમાં એક આ કલમમાં બતાવેલો પેહેલો કેશછે અને બીજા બે આછે. स्त्रीमती जदुमणी વી. गंगाधर १ बोल. ६००; અને गौरचंदरराय વી० हरीश्चंदरराय ४ सी. री. १६२

मी. सेन કહેછે કે "અમે તેવી જુદી હકીકતો હોય, એવા દરેક કેસને લાગુ પડે એવો નીયમ મુકરર કરવાની કોસીસ કરવા જતાં એ મુ-

સ્કુલી ઉતપ'ન થાયછે. એમતો કહેવું વાસ્તવીક છે કે, કોઈ પણ હીંદુ કુટ'બ મઝીઆરૂ' છે, એમ અનુ'માન લેવાયછે, અને તે એમ કહેવાની બરાબર છે કે, જ્યાં સુધી તે કુટ'બ વિશે કાંઈ પણ જાણવામાં આવ્યું નથી ત્યાં સુધી સ'ભવ એમ છે કે તે કુટ'બે કદી વેહે'ચણ કરી નથી." (मे. पे. २६३) મી० पॉटीफक्स એવડુ અનુમાન લેવું પડશે એમ જણાવેછે તે બરાબર નથી કુટ'બને મઝીઆરૂ કહેવું એમાં મીલકત હોવાની વાત આવી જાયછે.

આ ઊપર દરેક કામની હકાકત જુદી જુદી રીતે અસર કરેછે: જેમકે.—

(अ'. વાદીનું કહેવું એમ હતું કે અમુક મીલકત વડીલોપાર્જીત છે, અને પ્રતીવાદીએ કબુલ કરયું કે તે મારા બાપના પૈસાથી ખરીદ કરવામાં આવીછે, પણ જણાવ્યું કે એ ખરીદી મારા પોતાના નામથી અને મારા પોતાના માટેજ કરીછે, તેમાં ઠરાવ્યું કે પુરાવાનો બોજો તેના ઉપર છે. गोपीक्रश्न વી. गंगा प्रसाद ६ मु. इ. अ. ५२; बीसेशरलाल વી, लछमेसरसींग ला. रीं.६ इ. अ. २३६.

(ब) જ્યાં એમ તકરાર હતી કે અમુક મીલકત કુટ'બના પૈસાવડે ખરીદ કરવામાં આવીછે કે નહી, અને એમ કબુલ કરવામાં આવ્યું કે કેટલીએક કુટ'બની મીલકત હતી, તેનો પ્રતીવાદી મેનેજર હતો તે પ્રસ'ગે ઠરાવવામાં આવ્યું કે તેણે મેળવેલી મીલકત સ્વોપાર્જીતછે એમ બતાવવાનો બોજો તેના ઉપર હતો. लक्ष्मणराव વી. मल्लारराव नेप ६० जानकी વી. कीस्तोकोमल (मार्स १)

दरेकना कबजानी मीलकत वीशे अनुमान.

**१४३** જયારે (१) કોઈ કુટ'બના માણસો ભેળા રહેતા હોય, અથવા (२) તેમની વચ્ચે કાંઈ મીલકત મઝીઆરી સાબીત થાય, અથવા (३) મઝીઆરાનુ અનુમાન થાતું હોય ત્યારે બીજું અનુમાન એમ પણ લેવાયછે, કે દરેકના કબજાની હરેક ચીજ મઝીઆરી છે, लक्ष्मणराव વી० मल्लारराव २ नेप ६०; बानु વી० काशीराम इ. ला. री. ३ कल ३१५; धर्मदासपंडे વી० मु. शामसुंदरीदेव्या ३ मु. इ. अ. २२९; लक्ष्मण मयाराम વી० जमनाबाइ इ. ला. री. ६ मुब. २२५ (२३३); मुलजीलीला વી० गोकलदास वला इ. ला. री. ८ मुब, १५४ (१५६)

**खुलासो**—१ કોઈ મીલકત સ્વોપાર્જીત (સ્વાર્જીત) કે પોતાની સુવાંગ (જુદી) હોવાનું કહેતો હોય તે સાબીત કરવાનો બોજો તેના ઉપર છે. धर्मदासपंडे वी० मु. सामसुदरीदेव्या ३ मुंब० इ. अ. २२९ बानु वी० काशीराम इ. ला. री. ३ कल ३१५; सदाशीव वी० मळारराव २ नेप ६०मुलजीलीला वी. गोकलदासवला इ. ला. री. ८ मुंब. १५४ (१५६)

**खुलासो**—२ હીંદુ કુટંબના કોઈ માણસના નામ ઉપર કાંઇ મીલકત હોય તેના પણ ચીંતા નહી તે મીલકત તેણે પોતાની स्वांग (સ્વોપાર્જીત કે જુદી) મીલકતથી મેળવ્યાનું ન બનાવે ત્યાં સુધી તે પણ ભત્રીઆરી છે, એમ સમજવું, અને એ बीनामी કાર્યથીજ તેના નામ ઉપર હોવાનું માનતાં ખુલાસો થાય છે. धर्मदासपंडे वी० मु. शामसुदरीदेव्या ३ मुंब. इ. अ. २२९ नगीनभाइ वी० अबदला इ. ला. री. ६ मुंब, ७१७;

**खुलासो**—३ જ્યારે કુટંબની મીલકતના કાંઇ પણ ભાગની વહેંચણ થયાનું બતાવામાં આવે, ત્યારે ઉપરની કે આ કલમમાં કહેલું અનુંમાન લેવાતું નથી. बानु वी० काशीराम इ. ला. री. ३ कल. ३१५;

## दृष्टांत.

(अ) કોઈ હીંદુ કે મુસલમાને તેના દીકરાના નામથી કરેલી ખરીદી બીનામીછે, એવું અનુમાન થાયછે. માટે ખરી રીતે એ કાર્ય દીકરા વાસ્તેજ હતું, એટલે કે, એ કાર્યની सुग बुधी સાબીત કરવાનો બોજો, બાપના કરજદારો સામે તે કાર્યનો લાભ લેવા જે માગેછે તેમના ઉપર છે. अहमद अलीखान वी० हरीधारीमल ५ बं. ला. री. ५७८; नगीनभाइ वी. अबदुला इ.ला.री. ६ मुंब. ७१७ (७१९)

**१४४** જ્યારે કુટંબની મીલકતા કાંઇ ભાગની વેહેંચણ થયાનું અથવા જુદા ખાવા પીવાનું બતાવવામાં આવે ત્યારે અનુમાન એવું છે કે કુટંબની બધી મીલકતની વેહેંચણ થઈછે (માટે પુરાવાનો બોજો કાંઇ ભાગ હોવાનું કહેતો હોય તેના ઉપર આવી પડેછે.) बानु वी. काशीराम इ. ला. री. ३ कल. ३१७; मुळजी लीला वी. गोकळदास वला इ. ला. री. ८ मुंब. १५४ (१५८)

જુદી મીલકતનું અનુમાન.

મઝીઆરી મીલકત અને સહ હીસ્સેદારો

**૧૪૫** જ્યારે કુટુંબની મીલકતના માલેક એકથી વધારે હોયછે ત્યારે તે મીલકત તેના માલેકોના સબંધે **મઝીઆરી** કહેવાયછે, અને માલેકો **સહ હીસ્સેદારના** નામથી ઓળખાયછે.

મીતાક્ષરા

દાદાની મીલકતના બાપ અને દીકરા સહ હીસ્સેદાર

બાપની મીલકતમાં ભાઈઓ સહહીસ્સેદાર

**અ** મીતાક્ષરા શાળા પ્રમાણે જેમ દીકરાઓ બાપની (વડીલોપાર્જીત) મીલકતના પરસ્પર સહ હિસેદારો છે તેવીજ રીતે દાદાની મીલકત (**स्थावर** યા **जंगम**)ના બાપ અને દીકરા **सहहीस्सेदार** છે. **याज्ञवल्क्य**. ૨:૧૨૧; **मयुख** ૪:૧:૩; **लक्ष्मण दादा नायक** વી. **रामचंद्र दादा नायक इ. ला. री. १ मुंब**૫૬૧; **सुरजवंसी कुअर** વી. **शीवप्रसाद** ला. री. ६ इ. अ. ८८ (१००); **जगमोहनदास** વી. **सर मंगळदास इ. ला.री. १० मुंब ५२८** (૫૪૮)

બાપ અને ભાઈ વચ્ચેનો તફાવત

(૧) કરજના સંબંધે

**अपवाद** **१**—તોપણ દીકરાઓનો દાદાની મીલકત માંહેનો હિસ્સો પણ બાપના (અનિતિ ભરેલાં કે ગેરકાયદેસર કામ માટે કરેલાં નહીં હોય એવાં) કરજ માટે પાત્રછે. **सुरजबंसी कुअर** વી. **शीवप्रसादसींग** ला. री. ६ इ. अ. ८८(१००)

(૨) વહીવટના સંબંધે

**अपवाद** ૨—મઝીઆરી મીલકતનો બાપ બધે પ્રસંગે સ્વભાવીક મેનેજરછે. અને સગીર પુત્રોના પ્રસંગે તો ખસુસે કરીને મેનેજરછે. પણ મોટેરા ભાઈ તેની સ્થીતીમાં બીજા ના પાડે તો તેનું ચાલતું નથી. ૩ बे×बु ६०९

પુત્રમાં ઔરસ અને દત્તકનો સમાવેશ

**अपवाद** ૩—દીકરામાં **औरस** તેમજ **दत्तक** પુત્રનો સમાવેશ થાય છે પણ ઔરસ પુત્રની સાથે દત્તકનો હીસો **बनारस**માં ઔરસના ¼ અને **मुंबइ** તથા **मद्रास**માં ⅕ બરાબરછે.

શુદ્રમાં અનૌરસ પુત્ર ઔરસ પુત્રની સાથેજ સહ હીસેદાર

**अपवाद** ૪—શુદ્રમાં અનૌરસ પુત્ર ઔરસ પુત્રની સાથે સહ હીસેદાર થાયછે; તેનો હીસો ઔરસના ½ બરાબરછે. **जोगद्रमुनसी** વી० **नीत्यानंद इ. ला. री. ११ कल. (७१५) सदु** વી० **बैज्जा इ.ला.री. ४ मुब ३०.**

તો પણ બાપની સાથે અનૌરસ પુત્ર સહહીસેદાર થતો નથી. **कृष्णायन** વી० **मुतुसामी इ. ला. री. ७ मद्रा. ४०७, राणोजी** વી० **कांदोजी इ. ला. री. ८ कल. मद्रा. ५५७** આનું પરીણામ એવુંછે કે અનૌરસ ભત્રીજા અનૌરસ ભાઈ કે તેના ઔરસ પુત્રની સાથે સહ હીસેદાર ગણાતા નથી જુઓ તેજ કેસો.

અપવાદ—કોઈપણ પ્રસંગે મીતાક્ષરા શાળામાં ઓરત સહહીસ્સેદાર નથી. નારાયણ વી૦ કૃષ્ણા ઇ. લા. રી. ૮ મદ્રા. ૨૧૮. પણ મરદની સાથે ઓરતે એકત્ર રીતે મેળવેલી બક્ષીસના સંબંધે તે ઓરત તે મરદની સહહીસ્સેદાર થાય છે. નરપતસીંગ વી. મહમદઅલી હુસેન ઇ. લા. રી. ૧૧ કલ. ૧

ઓરત સહહીસ્સેદાર ક્યારે થાય.

બ દાયભાગ (બંગાળા) શાળા પ્રમાણે દાદાની અને પોતાની તમામ મીલકતનો બાપ સ્વતંત્ર માલેક છે. બાપ મુઆ પછી દીકરાઓ સહહિસ્સેદાર થાયછે. મે. પે. ૨૨૧—૨૬૪.

દાયભાગશાળા બાપ સ્વતંત્ર માલેક છે

## ટીકા.

દાયભાગ શાળાના સહ હિસ્સેદારોના હક, તેજ દરજાના મિતાક્ષરા શાળાના સહહિસ્સેદારોના હકોથી ઘણા ચઢીઆતા છે અને મુખ્યત્વે કરીને બે બાબતમાં ઘણા ચઢેછે.

(૧) સહહીસ્સેદાર પોતાના મઝીઆરા હીસ્સાની, વેચાણ ગીરોથી કે બીજી રીતે વ્યવસ્થા કરી શકેછે. તે પ્રમાણે મીતાક્ષરા શાળામાં થઈ શકતું નથી. મે. પે. ૨૪૮—૩૨૭; મેકડોનાલ્ડ વી. લાલા શીવદયાલ ૧૧ વી. રી. ૧૭.

(૨) બીજો તફાવત એ છે કે બંગાળામાં સહહિસેદારનો વારસો વિભક્ત કુટંબની રીતેજ તેના પોતાના વારસોને જાયછે, ગમે તો પછી વારસો લેનાર ઓરત હોય કે મરદ હોય તેની ચીંતા નહી. મીતાક્ષરા શાળામાં તેમ નથી સહહીસ્સેદારનો મઝીઆરો હીસ્સો બીજા સહહીસેદારોનેજ જાયછે. મે. પે. ૨૩૮—૨૬૪.

૧૪૬ જ્યારે કુટંબની મીલકત મઝીઆરી હોયછે ત્યારે એકાદ કે વધારે સહહિસેદાર તે મીલકતનો વહીવટ ચલાવેછે અને બાકીના સહ હિસેદારોનો હક, ભરણ પોષણ લેવાનો, વહીવટનું કામ કેવું ચાલે છે તે જોવાનો અને ઠીક ન લાગે તો વેહેંચણ માગવાનો છે. મે. પે. ૨૬૫.

સહહિસ્સેદારોના સામાન્ય હક

ખુલાસો ૧ વહીવટના કામમાં બીજા સામેલ રહેવા ધારે તો રહી શકેછે. એક અથવા બીજો વહીવટ કરેછે તેનુ કારણ બીજાની અશક્તતાનું કે તેમની ખુલી કે ગર્ભીત સંમતીનુછે ૩ વૅ×બુ ૬૦૯

ખુલાસો ૨ કોઈ અમુક કાર્યના વખતે ગર્ભીત સંમતી હતી એમ સાબીત કરવાની જરૂર નથી. કુટંબની મીલકતનું મેનેજમેંટ મેનેજરને

બીજા મેંબરોએ સોંપેલું છે એટલીજ વાત ઉપરથી भारे जरूरीआत (Urgent Necessity) ના વખતે આની સામાન્ય સંમતિ હોવાનું માન લઈ શકાય. [मीलर વી. रंगनाथ मुलीक ह. ला. री. १२ कल. (३९९) અને તે વખત સુધીના તેમાં આપેલા સઘળા કેસો જુઓ.]

## ટીકા.

૧ વહીવટનું કામ કેવું ચાલેછે તે જોવાનો હક, હિસાબ લેવાના હકના જેવો છે. આડતીઆ કે પંત્યાળાના ભાગીદાર પાશેથી જેરીતે હિસાબ લેવાનો હક છે, તેથી આ હક જુદી રીતનો છે. વેહેંચણ વખત જ્યારે મઝીઆરાનું કામ બંધ કરવામાં આવેછે ત્યારે મઝીઆરામાં કેટલી મીલકત વપરાઈ ગઈ અને કેટલી બાકી છે એ ધોરણ ઉપર હીસાબ લેવાયછે. જો કરકસર અને ચતુરાઈથી કામ થયું હોત તો કેટલી મીલકત વપરાત એવી રીતે હિસાબ થતો નથી" (ताराचंद વી. रीव. राम म. हा. १७७) "આનું કારણ એ છે કે મેનેજર પોતાની મીલકતનો વહીવટ કરેછે. માટે વધારે ખરચ થાય એવી રીતે તે રેહેવા ધારે તો બીજા સહ હીસ્સેદારોનો ઇલાજ માત્ર વેહેંચણ કરાવવાનો છે. બીજી તરફ 'જે જે રકમો, તે ખાઈ ગયો હોય અથવા જે જે કામમાં મઝીઆરા કુટંબને કાંઈ સ્વાર્થ નથી, તેવા કામમાં વાપરેલી હોય તે સઘળી રકમોને માટે તો તે ખરેખર પાત્ર છે, બેશક તેનાં બાલબચ્ચાં વધારે હોવાને લીધે અથવા બીજા કરતાં તેનું વધારે ખર્ચ હોવાને લીધે ખરી રીતે જે કાંઈ ખરચ થયું હોય તેને માટે તે પાત્ર થતો નથી કારણ કે તે બધું ખરચ વાજબી રીતેજ આખા કુટંબનું કાયદેસર ખરચ ગણાયછે. જેમકે, એક સહહિસ્સેદારને બીજા કરતાં વધારે દીકરીઓ પરણાવવાની હોય. એ દીકરીઓને લાયક વરની સાથે લગ્ન કરવાનું કામ, કુટંબ મઝીઆરૂં હોય ત્યાં સુધી, આખા કુટંબ ઉપર બોજો ગણાયછે, માટે આવાં લગ્નનું ખર્ચ બધા સહહીસ્સેદારોએ ઊઠાવવું જોઈએ. કોનો કેટલો હીસો એ જોવાનું નથી'. (अभयचंद्र વી. प्यारी मोहन ५ बं. ला.री. ३४७-३४९, जस्टीस मीतर) मे.पे. २६५. આવીજ રીતની ટીકા બંગાલાની सुप्रीम कोर्टे श्रीमती सुरजुमणी વી. दीनोबंधु (६ मु. ई. अ. ५४०) ના કામમાં કરી હતી. તે કામમાં તે કોર્ટે કહ્યું કેઃ—

"અમારા સમજવામાં એમ છે કે હાલ મોજ શોખ વધ્યોછે અને"

"રીતભાતના ફેરફારથી મઝીઆરા કુટુંબનાં માણસોનાં સંબંધમાં ફેર-
"ફાર થઈ ગયેછે તેથી સામાન્ય રીતે એમ બનેછે કે દરેક સહહિસ્સે-"
"દારના પોતાના ખર્ચનું મજમુ ચોપડામાં જુદું ખાતુ રાખવામાં"
"આવેછે, અને કપટનું કારણ નહીં છતાં પણ આ ખાતાં મઝીઆરા"
"એકંદર હીસાબમાં દાખલ કરવામાં આવેછે, અને તે ઊપરથી વેહેંચ"
"ણુ કરવામાં આવેછે."

૨ હિસાબ લેવાના હકના સંબંધે ફેંસેલાઓ એક બીજાથી વી-
રૂધ છે. પણ, મી० मेन કહેછે કે કયા કારણસર હિસાબ માગી શકા-
ય એનો વીચાર કરતાં એ વીરૂધતાનો ખુલાસો થઈ શકેછે. તે કહેછેકે
"દરેક સહહિસ્સેદાર કે જેનો વહેંચણ માગવાનો હક છે તેનો, વહેંચણ
"ના એક પ્રથમ આધાર તરીકે હીસાબ માગવાનો પણ હક છે એ"
"વાત તદન ચોખી છે. ત્યારે એક બીજો શવાલ એમ ઉઠેછે જે સહ"
"હિસ્સેદાર નોખો થવા ધારતો નથી તે હિસાબ માગે તો તેનું ખા-"
"તું જોઈ તપાસી વધારો લેવાની તેની માગણી મંજુર રહેશે નહી."
"તેનો જવાબ એટલોજ છે કે તમારૂં જુદુ ખાતું નથી. તમારો હક"
"મઝીઆરી મીલકતનો ઉપભોગ લેવાનોજ છે............અને આવી"
"જાતની, હીસાબ લેવાની માગણી जस्टीस जेकसने નામંજુર કરી"
"હતી." सदानंद વી० बनोमलो ૬ वी० रि० ૨૫૬—૨૫૯.

આ કામમાં વડીલોપાર્જીત મીલકત બાપના કબજામાં જેટલી
મુદત રહી તેટલી મુદતની દરમ્યાન ઉપજનો પોતાનો હીસો લેવા દીકરે
માગણી કરી હતી. તે ના મંજુર કરવામાં આવી. પણ જો તેણે
એમ કહયું હોત કે "જે મઝીઆરી મીલકતનો હું સહહિસ્સેદાર છું
તે મીલકતનો વહીવટ કેવો ચાલેછે તે મારે જોવો છે" તો તે એક
જુદી વાત થાત. આવી માગણી मी. मेन કહેછે મંજુર રાખવી
જોઈએ, એ કુદરતી ન્યાય છે. મીલકતની ગેરવ્યવસ્થા ચાલતી હોય તેને
માટે ઇલાજ વેહેંચણનો છે. પણ જ્યાં સુધી વહીવટ કેમ ચાલેછે તે
જાણવામાં ન આવે ત્યાં સુધી વેહેંચણનો હક માગવો ડાહાપણ ભરે
લું ગણાય કે નહીં તે જાણી શકે નહીં.

૩ चकमलाल વી० पोरणचंदर (૯ वी. रि. ૪૮૩) ના કામ-
માં जस्टीस फीयरे સગીર અને પુખ્ત વયના સહહિસ્સેદારો વચ્ચે ભેદ
પાડયો એમ કહીને કે 'સગીરની બાબતમાં મેનેજર ट्रस्टी છે માટે
ट्रस्ट પૂરૂં થાય ત્યારે તેની કેવી રીતે બજાવણી કરી તેનો જવાબ ક-

રવો જોઈએ પણ પુખ્ત વયના સહહિસ્સેદારોના સબંધે તેમ નથી. તે-મની બાબતમાં મેનેજર એક મંડલીનો પ્રમુખજ છે માટે મેનેજરના કામ કાજ સહહિસ્સેદારોનાં પોતાનાંજ છે. એક બીજા કેસમાં આથી જુદી રીતે ઠરાવવામાં આવ્યું ત્યાર પછી अभयचंद्र વી० प्यारीमोहन (५ ब. ला. रा. ३४७) ના ઉપર બતાવેલા કામમાં એ શવાલ ફુલબેં-ચને પુછવામાં આવ્યો. સગીરનો તેમજ પુખ્ત વયના સહહિસ્સેદારોનો તેમાં હિસાબ માગવાનો હક મંજુર કરવામાં આવ્યો: આગલો ઠરાવ રદ કરવામાં આવ્યો અને चकमलाल વી० पोरणचंदर ના કેસનો એમ ખુલાસો કરવામાં આવ્યો કે સહહીસ્શેદારોએ એકઠા મળી વહીવટ ચલા-વ્યા બાદ હીસાબ માગી શકે નહી.

૪ આ હીસાબ ઉપર જણાંવેલી રીતેજ લેવાનોછે. એટલે કે સુખર્ચ થવું જોઈતું હતું એ જોવાનું નથી પણ કેવી રીતે વહીવટનુ કામ ચાલ્યુંછે તે જોવાનુંછે. અને તેમાં મઝીઆરો કાયમ રહેવા દે-વો ઠીકછે કે કેમ એ જોવાનો, હેતુ રહેલોછે.

આવા ધોરણ ઉપર મેનેજર પાસેથી હિસાબ લેવા સહહીસ્સેદારનો હક છે એમ सुरजमणीदासी વી. दीनोबंधमलीक (८ मु. इ. अ. १२) ના કામમાં પ્રોવીકૌન્સીલે ઠરાવ્યું છે અને પાછું सुखमईचंद्रदास વી. मनोहरी इ. ला. री. ११ कल. (९४) ના કામમાં પેહેલા ઠરાવને અનુસરી તેવી રીતે હિસાબ લેવા ફરમાવ્યું છે. (તા० ૬ માર્ચ ૧૮૮૫)

આથી કરી વહીવટ ચલાવનાર પોતાના સ્વાંગ કામ માટે કાંઈ રકમ લઈ ગયો હોય તેની જવાબદારીમાંથી તે છુટો થતો નથી. સ્વાંગ બાબત કઈ ગણવીને કઈ ન ગણવી તે વીશે સરૂઆતમાં अभयचंदर વી० प्यारीमोहन ના કામની મતલબ જણાવીછે તે ધ્યાનમાં લેવી.

મઝીઆરી મીલકત માટે કે મઝીઆરામાં વાપરેલી પોતાની સ્વાંગ રકમ માટે સહહીસેદાર ઉપર દાવો થઈ શકે નહી

**१४९ अ.** કોઇ સહહીસ્સેદાર કાંઈ મઝીઆરી મીલકત કે મઝી-આરામાં પોતે આપેલા પૈસા માટે બીજા સહહીસ્સેદાર ઊપર દાવો લાવી શકતો નથી. દરેક સહહીશેદારનો બીજા સહહીસ્સેદાર સામે વહેં-ચણનો દાવો લાવવાનોજ હક છે. म. पे. २७०

(१) मु. फुलबास વી. लाला जोगसर ला. री. ३ इ. अ. ७

(२) त्रींबक दीक्षीत વી. नारायण दीक्षीत ११ मु. हा. ६९;

(३) गोविंदचंदर વી. रामकुमार २४ वी. री. २९३

अपवाद—પણ પોતાનું સ્વાર્જીત પૈસા મઝીઆરી મીલકત ઉ-
પર કામે લગાડયા હોય તે પાછા આપવા ખુલો ઠરાવ હોય તો તેને
માટે દાવો લાવી શકેછે નહીંતો તે રકમ વેહેંચણ વખતજ, હીસાબમાં
લેવાય. मुतुस्वामी વી. सबीप्रामण्य १ म. हा. ३०९

१४६ ब. મીતાક્ષરાશાળામાં એક સહહીસ્સેદાર પોતાનો મઝી-
આરો હીસ્સો બીજા સહહીસ્સેદારને વેચાણ આપી શકેછે. તેમજ ભાડે
આપી શકેછે. मे. पे. २७१—३२७ अ; श्रीमती आल्हादीनो વ श्री
नाथचंदर २० वी. री. २५८; गोविंदचंदर વી. रामकुमार २४ वी. री.
३९३; लखमीचंद વી. तारीलाल ह. का. री. १ अल्हा, ५१८.

पोतानो मझी-
आरो हीसो बी-
जा सहहीस्सेदार
ने वेचाण -
भाडे आपी शके
काय

खुलासो—મઝીઆરી મીલકત એક સહહીસ્સેદારનાજ કબજામાં
હોય તેથી કરીને તેણે ભાડે રાખ્યાનું અનુમાન થતું નથી. ભાડે રાખ્યા-
નો ખુલો કે ગર્ભીત કરાર થયાનું સાબીત થવું જોઈએ. मे.पे. २७२;
गोविंदचंदर વી. रामकुमार २४ वी. री. ३५३.

१४७ मझीआरी મીલકતને અસર કરે એવું હરેક કાર્ય કરવામાં
બધા સહહીસ્સેદારોને સામેલ રાખવા જોઈએ; मे. पे २७०; ३वे×वु ५०७
તેમજ જે કાંઈ કરવામાં આવે તે, એકના ફાયદાને માટે નહીં.
પણ બધા સહહીસેદારોના ફાયદાને માટે કરવું જોઇએ. मे. पे. २७०
एपोत्रीभर વી. रामासुभा ११ मु. ह. अ. ८९

त्राहीत साथेना
मझीआरा काम
मां भाग लेवा
हरेक सहहीसेदार
नो हक

खुलासो—१ એક સહહીસ્સેદાર મઝીઆરી મીલકતનો પોતાનો
હીસ્સો ત્રાહીત માણુસ પાસેથી લેવાનો દાવો તે એકલો કરી શકે નહીં.
ગમે તો પછી એ મીલકત તે માણુસ પાસે કાંઈ પણ હક વગર ગઈ
હોય કે કોઈ બીજા સહહીસ્સેદારે પોતાના અધીકાર ઉપરવટ થઈને માં-
ડી હોય તેની ચીંતા નહી. આવે પ્રસંગે બધા સહહીસ્સેદારોને તે મી-
લકતના દાવામાં સામેલ કરવા જોઈએ. અને તે દાવો બધા સહહીસ્સે-
દારોના લાભ માટે સઘળી મીલકત લેવા કરવો જોઇએ. मे. पे. २७०

(१) धीवचर्च વી. चक्रधारी परसाद १५ वी. री. ४४६; (२)
चैतनारायण વી. बनवारीशींग १३ वी, री. ३९५. (३) मु. फुल-
बास વી. लालाजोगेसर ला. री. ३ इ. अ. २५; (४) अजोदापर-
साद વી. अर्सकीन २१ वी. री ५३; (५) दीवाकरजोशा વી. ना-
रकेशु मु. सी, री. १९०; (६) नंदन વી. लाहद २१ वी. री ७४; (७)
तीलकराह વી. रामजसराह ५ भ. हा. १८२; [८) नथुनी વી. म-

नराण. इ. ला. रीं२ कल. १४९; (९) सीआसतहुसेन वी. चोर वा डसींग इ. ला. री.७ कल. ४७०; (१०)कृष्णामावी गंगाराव इ.ला. री. ५ मद्रा. २१९ (११) कालीदास वी. छोटालाल मु. हा. प्री. अ. १८८३.

खुलासो—२ જ્યારે કોઈ સહહીસેદાર વાદીમાં દાખલ થવાના પાડે ત્યારે તેને પ્રતીવાદીમાં દાખલ કરવો જોઈએ કે જેથી તેને પણ એ કામનું પરીણામ બંધન કારક થાય. मे. पे. २७०

(१) जगदंबादासी वी० हरणचंदर १० वी. री. १०९
(२) गोकुलपरसाद वी० इत्वारीमाहतु २० वी. री. १३८
(३) मु. कुलबास वी० लालाजोगेसर ला. री. ३ इ.अ.२६

खुलासो—३ એજ નીયમ પ્રમાણે ભાડુત પાશેથી કબજો લેવાનો દાવો એક સહહીસ્સેદાર એકલો લાવી શકતો નથી. कृष्णाराव वी० गोवींदत्रींबक १२ मु. हा.८५; बालाजी वी० गोपाळ इ.ला. री. ३ मुंब. २३;

પણ કદાચ જો એક સહહીસેદારને સઘળી મઝીઆરી મીલકતનો સ્વતંત્ર કબજો મળયો હશે તો તે એકલો દાવો લાવી શકશે. अमीरसींग वी० मुआशीमअली ७ अ. हा. ५८

खुलासो-४ તેમજ પોતાના હીસાનાં ભાંડાનો દાવો એક સહહીસેદાર લાવી સકે નહીં. भैरवमंडल वी० गोगाराम १७ वी. री. ४०८ अनोदाचर्ण वी० कालीकुमार इ.ला. री. ४ कल. ८७;

(१) પણ જો પ્રતીવાદીએ તેને ભાડુ જુદુ આપ્યું હશે, અથવા જુદુ આપવાનું કબુલ કરયું હશે તો તે એકલો પોતાના હીસ્સા માટે દાવો લાવી શકશે. આ પ્રસંગે પણ બીજા સહ હીસ્સેદાર પોતાના હકને નુકશાન થયું સમજે તો એ દાવામાં વચ્ચે આવી શકેછે. [१] दीनोबंधु वी. दीनोनाथ १९ वी. री. १६८; [२] दुर्गाचर्ण नंदादासी फु. बं. १२ बं. ला.री. २८९; [३] रखल चंदर वी मेहताबखान २५ वी. री. २२१

(२) જો બધા સહહીસ્સેદારો મળી એમ ઠરાવ કરે કે ભાડુત ભાડું જુદું જુદું આપે તો પછી પોત પોતાના હીસ્સા માટે દાવો કરવા દરેક સહહીસ્સેદારને છુટ છે. गनीमहमद वी. मोरण इ. ला. री. ४ कल. ९६

खुलासो-५ तेमज बीजानी मरजी वीरुध थईने एक सहहीस्से दार भाडुं वधारी शके नही अथवा तो तेने काढी शके नहीं. ३वे×बु ६०७; (१) कृष्णाराव वी. गोवींद १२ मु. हा. ८५; (२) माधवराव वी. सत्यान मु. हा. प्री. ज. १८७६ पृ. ८.

(३) बालाजी भीखाजी वी. गोपाल इ. ला. री. ३मु. २३

[४] गनीमहमद वी. मोरण इ. ला. री. ४ कल. ८६

टीका

१ उपरना केसोथी कृष्णाराव वी. मानाजी ११ मु. हा. १०६ ना काममां बीजी रीते ठराव्युं हतुं ते केस आ नीयमथी रद थयेलो समजवो जोइए.

२ छेला बे केसोमां तो एटले बधे सुधी ठराव्युंछे के हक जुदा पड्या होय तोपण मीलकतना जुदा कटका थया न होय त्यां सुधी पण एक सहहीस्सेदार बीजा सहहीसेदारनी मरजी वगर भाडुं वधारी शके नहीं कींवा भाडुतने खसेडी शके नहीं.

१४७ अ ज्यारे एकाद सह हीसेदार भागी गयो होय त्यारे बाकीना सहहीसेदारो मळीआरी मीलकतनी शुधबुधीथी गमे तेवी रीते व्यवस्था करी शकेछे. रामचंद्र सदाशीव वी. यगाजी बचाजी मु. हा, प्री ज. १८७८; पृ. १३४; ३ बे+बु, ६०७

ज्यारे एकाद सहहीस्सेदार सगीर होय त्यारे पण आज नियम लागु पडशे. ने. पे. ४००

१४८ मेनेज करवानो हक नीचे प्रमाणे ऊतरेछे:—,

अ शहहीसेदारोमां

(१) बाप तेनी हयाती अने कामकाज करवानी लायकी होय त्यां सुधी बधे प्रसंगे स्वभावीक मेनेजर छे, अने सगीरना सबंधे तो खसुरो करीने ते स्थीती धरावेछे. सुरजबंसी कुअर वी. शीवप्रसादशींग ला० री० ६ इं. अ. ८८—९

(२) त्यार पछी काम करवाने लायक होय तो मोटेरो भाई वहीवटनुं काम हाथ लइ शकेछे, पण बीजा भाइओ ना पाडे नहीं. त्यां सुधी ३ बे×बु. ६०९

માટે ભાઈઓ સગીર હોય ત્યાં સુધી તે સ્વાભાવીક મેનેજર છે.

(૩) બીજો કોઈ સહહીસેદાર

(૩) લાયક મોટેરા ભાઈના અભાવે હરકોઈ લાયક સહહીસ્સેદાર એજ રીતે વહીવટનું કામ હાથ લેછે.

(૪) ઓરત

સહહીસેદારો સગીર હોય ત્યારે.

(૪) જ્યારે કોઇ પુખ્ત વયનો સહહીસ્સેદાર વહીવટનું કામ ચલાવવાને હોતો નથી ત્યારે એ કામ કુટુંબની લાયક ઓરતના માથે આવી પડેછે. ૩ બે.હા.બુ. ૬૧૧.

**दायभाग** શાખામાં બાપ મેનેજરના ક્રમમાં આવતો નથી; કેમકે દીકરાઓ કોઈ પણ પ્રસંગે તેના સહહીસ્સેદાર થતા નથી. मे. पे. २६४.

વીભકત કુટુંબનો માલેક સગીર હોય ત્યારે જેમ અવીભકત કુટુંબમાં ઓરત વહીવટનું કામ કરેછે તેજ દરજ્જે વીભક્ત કુટુંબમાં કરેછે. ૩ બે×બુ. ૬૧૧)

**व मी० कर्नींगहाम** મેનેજરને ખસેડવાના ચાર પ્રસંગ બતાવેછે. (પૃ. ૧૨)

(૧) તેની મનની અશકતતા.
(૨) મીલકતનો બીગાડ કરવો.
(૩) વીષયી ચાલ અને ઉડાઉપણું.
(૪) મેનેજર તરીકે નાલાયક કોઈ ગણે એવા ગુન્હાની સાબીતી.

પણ મી૦ વેસ્ટ અને બુલર એવી કાંઈ સરત જણાવતા નથી. તેઓ કહેછે કે કુટુંબની મરજીથી કોઈ પણ વખતે તેને ખસેડી શકાયછે. (૩ બે×બુ. ૭૬૬)

કુટુંબની મીલકત વ્યવસ્થા કરવા મેનેજરના કોઈ બહાર હક.

**૧૪૯** કુટુંબની બધી મીલકતનો વહીવટ કરવાનો હક મેનેજરનો છે, અને, કુટુંબની બધી મીલકતને તેના કૃત્ય, નીચેના કોઈ પણ પ્રસંગે અસર કરેછે.

(૧) કુટુંબની જરૂરીઆત માટે (૩ બે×બુ. ૬૩૫) અથવા કુટુંબની મીલકતના ફાયદા માટે (૩ બે×બુ. ૬૩૪) **बुलाखी-दास वी० धमु मु. हा. को. प्री. ज. १८८० पृ. २२४.**

(૨) અથવા સામો પક્ષકાર વાજબી કારણસર કુટુંબના ફાયદા માટે તે કૃત્ય હોવાનું ધારેતો; એટલે બીજી રીતે કહી

એ તો, કુટંબની મીલકત માંડી લેનાર ઘટતી સંભાળ લેવાને, અને સહહીસ્સેદારો સગીર હોય તો. અતીશય સા-વચેતી રાખવાને બંધાયલોછે. ૩ બં×બુ. ૬૩૪-૫

(૩) અથવા સહહીસ્સેદારોની ખુલી કે ગર્ભીત સંમતી હોય તો; ૩ બં×बु. ६३५ गोलमकुमार વી० रंगस्वामी ८ मु. इ. अ. ३२३; बुलाखीदास વી० धनु मु. हा. प्री. ज. १८८० पृ- २२४,

खुलासो—१ મેનેજરે ભાડે આપેલી મીલકતના ભાડાની પોહોચ, બીજા સહહીસ્સેદાર પાસેથી લેવાથી ભાડુત તે ભાડાની જવાબદારીમાંથી મુક્ત થતો નથી. अवाजी गोपाल વી० हीराचंद मु. हा. प्री. ज. १८८२ पृ ३२०. मदुशेट વી० कादंबीनीदासी इ.ला.री. ७ कल १५०

खुलासो—२ કુટંબની મઝીઆરી મીલકત વેપારની પેઢીની મુડી રૂપે હોય ત્યારે તે પેઢીના રોજગારના કારણસર તે મુડીની વ્યવસ્થા કરવા એ મઝીઆરી પેઢીના મેનેજરને અખત્યાર છે; (એટલે કે મઝીઆરા વેપારના કારણસર કરેલી વ્યવસ્થાનો, કુટંબની મીલકતના ફાયદા અર્થે કરેલી વ્યવસ્થામાં સમાવેશ થાયછે) रामलाल વી० लखमीचंद १ मु. हा. अपे. ५१, ७१. जोहरा बीबी વી० स्त्री गोपालमीश्वर इ. ला. री. १ कल. ४७५; शामळभाई વી० सोमेश्वर मंगळ इ. ला. री. ५ मुंब. ३८.

તેજ રીતે તે કુટંબને રોજગાર ચલાવી શકેછે. जयकीस्तो कुवर વી० नीत्यानंदनंदी इ. ला. री. ३ कल. ७३८.

તેજ રીતે કુટંબની વતી મેનેજર ત્રાહીત સાથે પંચાણું બાંધી શકેછે. (તે પણ કુટંબની મીલકતના ફાયદા માટે ગણાયછે) रामलाल વી० लखमीचंद जोहराबीबी વી० स्त्रीगोपालमीशर १ मु.हा.अप.५१ इ. ला. री. १ कल ४७०:

खुलासो—३ પણ એ પંચાળાના વાંધાઓનું, સગીર સહહીસ્સેદારોને નુકશાન થવા સંભવ હોય એવી રીતે તે મેનેજર સમાધાન કરી શકે નહીં. जोहराबीबी વી० स्त्री गोपाल इ. ला. री. १ कल. ४७०

खुलासो—४ તેમજ મુદત બાહાર ગયેલાં બાપના દેણાં પણ મેનેજર આપી શકે નહી. गोपाल नारायण વી० मदोमती १४ बं. ला. री. ४९ પણ મુંબઈ શાળાના સબંધે જુઓ ખુલાસો ૭

खुलासो-५ તેમજ મુદત બાહાર ગએલાં દેણાં કુટંબ તરફથી કબુલ કરી સજીવન કરવાને મેનેજરને અધીકાર નથી. મુદત ગયા પેહેલાં કબુલ કરવાને અધીકાર છે. चीनाया વી. गुरुनाथम इ. ला. री. ५ मद्रा. ૧૬૯ फु. बे,

## ટીકા

મુદત ગયા પેહેલાં પણ બીજા સહહીસ્સેદારની વતી દેણું કબુલ કરવા મેનેજરને સત્તા નથી એમ कुमारसामी વી. पलानगापा (इ. ला. री. १ मद्रा. ૩૮૫) ના કેસમાં ઠરાવ્યું હતું આ કેસ વીશે એક બીજા કામમાં શંકા ઉઠાવી હતી. અને ઉપરના चीनाया વી. गुरुनाथम ના ફુલબેંચ કેસથી ગર્ભીતરીતે રદ થાયછે. ખુલી રીતે તેમાં રદ કર્યો નથી એટલા માટે કે મુદતની અંદરની કબુલત વીશે ચુકાદો આપવાની જરૂર નહોતી. કેમકે મુદતની અંદરની કબુલત જે ખત માટે કરી હતી તે ખતજ કુટંબનું દેણું મુદત બાહાર ગયા પછી તે દેણા માટે થયું હતું, અને ત્યાર પછી તે ખતમાં ભરણું કરી કબુલ કરયું હતું. તેમાં હાઇકોર્ટે ઠરાવ્યું કે "મેનેજરને કુટંબના અર્થે કરજ કરવાની સતા છે તેજ પ્રમાણે કુટંબનું કરજ कबुल करवानी सत्ता છે. પણ મુદત બાહાર ગયા પછી કબુલ કરી તે કરજ સજીવન કરવાની સતા નથી. ૧૮૭૦ ના અપ્રીલ માસમાં કબુલ કરેલું દેવું (જેને માટે મેનેજરે ૧૮૭૪ ના મે માસમાં ખત કરી આપ્યું) તે રોજ મુદત બાહાર ગયું હતું". એ ખત કર્યા પછી ૧૮૭૭ ના અપ્રીલ માસમાં પાછું મેનેજરે ભરણું કરી કબુલ કરયું હતુ. ૧૮૭૦માં પંત્યાળાની ચોખ કરી દેણું બાકી કાઢી આપ્યું હતુ.તે વીશે કાંઇ શંકા લેવામાં આવી નથી પણ તેવા ઉલટું કુટંબના અર્થે કબુલ કરવા તેને સત્તા છે એમ ખુલી રીતે ઠરાવ્યુંછે. મતલબ ગ-ર્ભીત રીતે પેહેલો ઠરાવ રદ કર્યોછે અનેતે વાસ્તવીક છે. કેમકે કુટંબના વ્યવહાર તથા ઇજત માટે જેમ દેણા કરવાની જરૂર છે તેમ તેની બાકી થાકી કાઢી આપી કબુલ કરવાની પણ જરૂર છે. પણ મુંબઇ માટે તો તેથી પણ વધારે આગળ ચાલ્યાછે. જુઓ खुलासो ૭.

खुलासो—૬ મુદત બાહાર ગએલું કરજ કબુલ કરી સજીવન ક-રવા ખસુસે કરીને અધીકાર મલ્યો હોય તો તેમ કરી શકેછે. चीनाया વી. गुरुनाथम इ. ला. री. (मद्रा.) ૧૬૯

खुलासो—૭ પણ મુંબઇમાં તેથી જુદી રીતે ઠરાવ્યુંછે. હિંદુલા બાપનું દેણું દેવા માટે સખત રીતે આગ્રહ કરેછે. દીકરા ઉપર જે

બીજા વારસામાં ઉતરેછે, તેમાં બાપનું દેણું વધારે મજબુતમાં મજબુત છે, અને તે દેવું એ તેમનીધાર્મીક ફરજછે. उदाराम वी. राणु पांडुजी ११ मु.हा. ७६, ८४)

માટે मेशर्स वेस्ट તથા बुलर કહેછે કે જેનો દાવો ચાલી ન શકતો હોય તેવું બાપનું દેવું ચુકાવવું એ કદાચ વાજબી ગણાય. तीलकचंद वी. जीतामल (१० मु. हा. २१०, २१३.) ના કામમાં ઠરાવ્યું કે બાપ ઉપરનું મુદત બાહાર ગએલું હુકમનામું નવો કરાર કરી આપવાને માટે કીમતી અવેજ છે, માટે કોઈ પણ વારસ (મેનેજર)ની, મુદત વાધો લેઇ શકાય એમ હોય ત્યારે પણ તે વાંધો લેવા ફરજ નથી. આ ફેંસલો भला नाहाना वी. परभु हरी इ. ला. री. २ मुंब. ६७, ७१.) ના કામમાં મંજુર કરવામાં આવ્યો. તે કામમાં મરનાર ધણીએ દત્તવિધાન કરતી વખત કરેલો કરાર તેની ઓરતે મુદતનો વાંધો મુકી દઇ પુરો કર્યો. તે રદ કરાવવા મરનારના એક સગાએ દાવો કર્યો હતો. તે રદ કરવામાં આવ્યો. માટે मी. वेस्ट અને बुलर કહે છે કે મુંબઇમાં કુટંબની મીલકતવડે ધાર્મીક ફરજ પુરી પાડી શકેછે. તેનો બોજો તેના એકલા ઉપર આવી પડતો નથી. ३ वे×बु ६१३.

खुलासो—૮ મેનેજર પોતાને વિશેષ હિસ્સો ગેરવાજબી રીતે મળે એવો કાંઈ ત્राહીત સાથે (તે ત્राહીતના જાણતાં) કરાર કરે ત્યારે જે સહહીસ્સેદારને નુકશાન થતું હોય તે એ કરાર તોડી શકેછે. એટલુંજ નહીં પણ કરાર કરનાર પક્ષકારના વચે પણ કપટ સબબ અમલમાં આવતો નથી रावजी जनार्धन वी. गंगाधरभट इ. ला. री. ४ मुंब २९ આ વિષય करारशास्त्रमां દાખલ થતો નથી, જે કપટ કરાર કરનારા પક્ષકાર સામે વાપરી સંમતી લીધી હોય તેજ કપટનો વિષય કરારશાસ્ત્રમાં આવેછે જુઓ સને ૧૮૭૨ ના આકટ ૯ ની કલમ ૧૯. ત્राહીતને નુંકશાન કરવા માટે જે દગાયુકત કરારો કરવામાં આવે તે પાછળ बीनामी કાર્યોના प्रकरणમાં આવેછે. માટે તે પ્રકરણ જુઓ.

खुलासो—૯ મેનેજર ઉપર ભરણ પોશણ માટે સહહીસ્સેદારનો હક છે પણ તેઓ દાવો લાવી શકે નહીં. તેમનો ઈલાજ વેહેંચણ કરાવવી એટલોજ છે हिंमतसींग वी. गणपतसींग १० मु. हा, ८६

આનું કારણ એવુંછે કે વારસોને વેહેંચણુમાં જે હીસ્સો મળે તે થોડા ભાગે ભરણ પોષણ માટેછે. सीनामल वी. मद्रासना एडमीनस्ट्रेटर जनरल इ. ला, री. ८ मद्रा. १७४; બીજી તરફ તે હી-

સ્સો ભરણ પોષણ માટે પુરતો નહી હોય તોપણ હીસ્સા ઉપરાંત કાંઈ મળી શકતું નથી. હીસ્સો ગમે તેટલો હોય તેથી ભરણ પોષણ અને બીજી બધી જરૂરીઆત માટે પુરતોછે એમ માની લેવું જોઈએ. હીસ્સાના દાવામાં હીસો લેવાનો હક ના સાબીત થાય અને ભરણ પોષણનો હક સાબીત થાયતો તેજ દાવામાં વગર માગણીએ ભરણ પોષણ અપાવી શકાયછે. આનો આધાર मोटामां नानानो समावेस थायछे (५ बु. लॉ. मे. १७४) એ નીયમ ઉપરછે.

खुलासो १०—મેનેજરના અખત્યાર બીજી રીતે કહીએતો અપારીભાષીક ત્રીધન (સ્ત્રીધનને વારસામાં મળેલી મીલકત)ના સંબંધે ઓરતના અખત્યાર બરાબરજ છે. માટે જરૂરીઆતના પ્રસંગો કયા કયાછે તે વિશે જુઓ પ્રકરણ ૮.

દાવાનું કામ ચલાવવાનો અખત્યાર.

**१५०** કોર્ટમાં કુટંબની વતી દાવો લાવવાના સંબંધે, અથવા દાવાનો બચાવ કરવાના સબંધે મેનેજર ના હક વિશે વિરૂધ વિરૂધ ઠરાવો છે.

अ. જયારે પ્રમાણીકપણે કામ કરે એવો મેનેજર હોય ત્યારે મઝીઆરા કુટંબના દરેક સહહીસ્સેદારને પક્ષકાર કર્યા વગર બધા સહહીસ્સેદાર એ કામના પરિણામથી બંધાય છે; जागेन्द्रदवेराय वी. फर्नीद्रदेवराय १४ मु. इ, अ. ३७६; मयाराम शीवराम वी. जयवंतराव पांडुरंग मु.हा.प्री. ज. १८७४ पृ. ४१; नारायण गोप वी. पांडुरंग गनु इ. ला. री. ५ मुंब. ६८५; वीसेसरलाल साहु वी. माहाराज लछमेसरसींग ला. री. ६ इ. अ. २३६; राधाकीसन वी. बछामन इ. ला. री. ३ अल्हा. ११८.

अपवाद—પણ कालीदास વી. केवलदास ના કામમાં ઠરાવ્યું કે વેપારના કરજના કુટંબ તરફના દાવામાં બધા સહહીસ્સેદારોએ વાદીમાં સામેલ થવું જોઈએ. (मु. हा प्री. ज. १८८३ पृ. ३१) મેનેજરે કુટંબ તરફથી કરેલા દાવામાં બીજા સહહીસ્સેદારો ખુલી રીતે સંમતી આપે તોપણ તે બસ નથી. આ કામમાં रामसेवक વી. रामलाल कुंदु (इ. ला. री. ६ कल. ८०५) અને दुलरचंद વી. बलरामदास (इ. ला. री. ३ अल्हा. ४५४) ના કેસ તરફ ધ્યાન આપવામાં આવ્યું.

## ટીકા.

મેનેજર તમામ વહીવટ કરી શકે પણ તે વહીવટના દાવા લાવી

ન શકે ત્યારે એથી વધારે ભારે અસમજણનું કારણ બીજું એક થઈ શકે નહીં, કરારનો નીયમ ઊપર મુજબજ છે. જુઓ સને ૧૮૭૨ ના આકટ ૯ ની કલમ ૨૩૦. દાવો લાવવાના સંબંધે કરારનો નિયમથી આ નિયમ જુદો હોવાને માટે કાંઇ કારણ નથી. મેનેજર હીંદુ કુટુંબની વતી કામ કરેછે તે પ્રસંગે બાકીના માલીકોના નામ સ્વભાવીક રીતે અપાય નહી. ત્યારે કરારનો એ નીયમ શા માટે લાગુ ન પાડવો તેને માટે કાંઈ કારણ નથી. એક કેસમાં દાવાનો બચાવ કરવામાં મેનેજરને તો હક પણ નહી હતો તે.પણ બીજા સહહીસ્સેદાર સાથ સગીર ઊપર થએલું હુકમનામું સગીરને બંધનકારક ગણવામાં આવ્યું. दुर्गाप्रसाद વી. कशोप्रसाद इ. ला. री. ८ कळ. ६६१.



# प्रकरण ८ मुं

## સ્ત્રીધન.

સ્ત્રીધનનો સામાન્ય અર્થ.

**૧૫૧ સ્ત્રીધનનો** સામાન્ય અર્થ 'સ્ત્રીની મીલકત' એવો થાય છે (**स्त्री** અને **धन** ઉપરથી) હિંદુન્યાય શાસ્ત્રીઓ તેને બે અર્થમાં વાપરેછે.

૧ સ્ત્રીની ખાસ મીલકત.

(૧) એક અર્થ એવો કરેછે કે જે મીલકત ઊપર ઓરતને તેણીના ધણીની હયાતીમાં પણ સ્વતંત્ર અખત્યાર છે તે ખાસ મીલકત (दाय. ૪:૧:૧૮—૧૯) કે જેને **मयुख पारिभाषिक** કરી કહેછે.

૨ સ્ત્રીની સામાન્ય મીલકત.

(૨) બીજા અર્થમાં પારિભાષિક શીવાય બીજી જે કાંઈ મીલકત ઓરતને માલેક તરીકે પ્રાપ્ત થાયછે તે સઘળી મીલકતનો **स्त्रीधनमां** સમાવેશ કરેછે. (मीता ૨:૧૧:૩) આ જાતની મીલકત **अपारिभाषिक**ના નામથી ઓળખાય છે. मयु. ૪:૧૦:૧-૨ ૭—૮; मे. पे. ૫૧૮.

**खुलासो—१ पारिभाषिक** સ્ત્રી ધનમાંથી **बचावेली रकम** પારિભાષિક સ્ત્રીધન સમજવું અને અપારિભાષિક સ્ત્રીધનમાંથી બચાવી જમા કરેલું, અપારિભાષિક સમજવું. लछमनचंदर વી. कालीचर्ण ૧૯ वी. री. ૨૯૨ (प्री. का.); वेंकटराम વી. सुगीया इ.ला.री ૧ मद्रा. ૨૮૧; हसरीदत्त વી. हंसबनी इ. ला. री. ૧૦ कल. ૩૨૪; राइवेट कारनाक વી. जीवीबाइ इ. ला. री. ૧૦ मुंब. ૪૭૮.

**खुलासो**—૨ જમા કરેલી કે બચાવેલી રકમ કઈ સમજવી એ બીજો સવાલ છે. વિધવા ઓરત તેના ધણીની મીલકતનો જે કાંઇ ભાગ વાપર્યા વગર મુકી મરણ પામે તે બધી રકમ બચાવેલી કે જમા કરેલી રકમ નહીં સમજવી. જે રકમ ધણીની જાગીરમાં વધારો કરવાના ઈરાદાથી જમા કરી હોય ત્યારેજ તે તેવા પ્રકારની ગણાય. ધણીની જાગીરની થોડી ઉપજ આવી હોય તે વપરાતાં પેહેલાં ગુજરી જાય તેથી કરીને બચાવેલી રકમ થતી નથી. राइवेट कारनाक વી. जीवीबाइ इ. ला. री. ૧૦ मुंब. ૪૭૮.

## ટીકા.

પારિભાષિક અને અપારિભાષિકનો ભેદ માત્ર **मयूख** પાડેછે. **मयूख**ના ગ્રંથકર્તા પારિભાષિકમાં ખરેખરા સ્ત્રીધનનો સમાવેશ કરેછે,

અને અપારિભાષિકમાં વેંહેંચણથી, વારસાથી અને તેવી બીજી કોઈ રીતે મેળવેલી મીલકતનો સમાવેશ કરેછે અને બંને જાતને માટે વારસોના જુદા જુદા ક્રમ આપેછે. (मयूख ૪:૧૦:૨૬—૨૭) મીતાક્ષરા એ તેવો કાંઇ ભેદ રાખ્યો નથી. બધી મીલકતને સ્ત્રીની મીલકત કરી કહેછે. मीता. ૨:૧૧:૫:૨

**૧૫૨** પારિભાષિક એટલે ખરી રીતે ગણાતા સ્ત્રીધનના બધા પ્રકારના સામાન્ય ગુણો આ પ્રમાણે છે; मे. पे. ५६६. )

પારિભાષિક સ્ત્રીધનના સામાન્ય ગુણો.

(૧) તેનું માલેકીપણું કુવારી કે પરણેલી સ્ત્રીનું હોયછે.

(૨) તે પરણેલી કે કુંવારી ઓરતના દરજ્જે તેણીને આપેલું હોયછે.

(૩) લગ્ન શીવાય બાકી બીજે બધે પ્રસંગે તે, તેણીના ધણીએ કે ધણીના કે તેણીના સગાંએ આપેલું હોયછે.

दायभाग તેની વ્યખ્યા આ પ્રમાણે આપેછે·

દાયભાગે આપેલી વ્યાખ્યા.

"જે કાંઈ મીલકત ઓરત તેના ધણી તરફથી કાંઇ પણ અટકાયત" "થયા વગર સ્વતંત્ર પણે વશીઅતનામાથી કે બીજી રીતે બક્ષીસ" "આપી શકેછે કે તેવી રીતે વાપરી શકેછે તે તેનું ખાસ (એટલે पारीभाषीक) સ્ત્રીધન છે. दाय. ૪:૧:૫:૧૮."

**૧૫૩** પારિભાષીકનો પહેલો પ્રકાર शुल्क છે. તે પોતાને સાસરે ખુશીથી જવાને લલચાય, એટલા માટે ખાસ રીતે બક્ષીસ આપવામાં આવેછે તેને વારમવાર શુલ્ક કરી કહેછે; તેમજ જે રકમના બદલામાં કન્યાને પરણાવવામાં આવેછે, તેને પણ શુલ્ક કરી કહેછે (मीता ૨:૧૧:૬) वराडराजा તેની એમ વ્યાખ્યા આપેછે કે કુમારીકાના વેચાણ માટે કીમતની રીતે કન્યાના કબજેદારોને જે કાંઇ આપવામાં આવેછે તે शुल्क છે. वीरमित्रोदयમાં એમ જણાવેલુંછે કે ઘરના સરસામાન અને બીજી જરૂરીઆતની ચીજો માટે જે કીમત વર પાસેથી કન્યાના માબાપ લેછે તે, તેમજ કન્યાને માટે ઘરેણાના રૂપૈયા જે કાંઈ લેછે તે शुल्क છે.

શુલ્ક.

આ બધી જુદી જુદી વ્યાખ્યા હાલ લેવાતા शुल्क ના જુદા કાળ બતાવેછે; એવી રીતે કે જે રકમ आसुर લગ્નમાં કન્યાના વેચાણના માટે માબાપ લેતા, તે રકમ પાછલા વખતમાં તેણીના દાયજારૂપ થઇ પડી. (જુઓ પાછળ आसुर અને आर्ष લગ્ન વીશેની સમજ) વળી

પાછલા વખતમાં ઓરતને ધણી તરફથી ઘરની વીશેષ ફરજો માટે જે ખાસ બક્ષીસ આપવામાં આવે તેનો. તેમજ ત્રાહીત તરફથી, તેના ધણી ઉપર તથા કુટુંબ ઊપર પોતાનો કાબુ વાપરવા માટે મળેલી બક્ષીસનો પણ शुल्कમાં સમાવેશ કરેલોછે. मे प. ५६६.

સૌદાયક.

**१५४** पारिभाषिक ના બીજો પ્રકાર ઓરતને અમુક રીતે મળેલી બક્ષીસ છે. અને તેને सौदायक કરીને કહેછે. તેનો ચાલુ અર્થ આ પ્રમાણે છે,

તેની વ્યાખ્યા.

૧ ધણી તરફથી અથવા તેણીનાં પોતાનાં સગાં કે ધણીના સગા તરફથી જે કાંઈ સ્નેહના કારણથી બક્ષીશ મળે તે તેણીનું सौदायक ગણાયછે. ગમેતો પછી તે લગ્ન પહેલાં, લગ્ન વખત કે લગ્ન પછી મળી હોય તેની ચીંતા નહીં मे. पे. ५६७; गोसेनचंद वी० मु. कीसनमणि ६ स. डी. ७७ (८०) मु. दुर्गा वी० मु. तजु ५ वी. री. मीसे, ५३; जीवन वी० मु सोना १ अ. हा. ६६; काशी वी० गौरकीशोर १० वी. री १३८, मु. राधा वी० वीसेसर ६ अ. हा. २७९, हरीमोहन वी० सोनातन इ. ला. री. १ कल. २७५; रामस्वामी वी० वीरस्वामी ३ म. हा. २७२; माधवराव वी० तीर्थस्वामी इ. ला. री. १ मद्रा. (३०८)

૨ જે ઘરેણા વગર સરતે ધણીએ આપ્યાં, તે તેનું सौदायक સ્ત્રીધન થાયછે. હમેશ પહેરવા માટે આપેલાં હોય તોજ सौदायक થાય એમ કાંઈ જરૂર નથી

જે ઘરેણાં ઓરતથી દુનીઆમાં પોતાની સ્થીતી પ્રમાણે સામાન્ય રીતે પેહેરાય એવાં હોય અને માત્ર અસાધારણ પ્રસંગ જેવા કે લગ્ન, અને તેવા બીજા પ્રસંગના વખતે મત્ર વાપરવા માટેજ ખરીદ કરવામાં આવે તેવાં નહી હોય તો અનુમાન એવું છે કે તે ઘરેણાં તે સ્ત્રીના સામાન્ય (હમેશના) ઉપયોગ માટે અને વગર સરતે આપ્યાંછે. અને તે सौदायक સ્ત્રીધન એટલે સ્નેહની બક્ષીશ ગણાશે मु. राधा वी० वीसेसर ६ अ. हा. २७९,

**द्रष्टांत**—એક હીદુએ અમુક સ્થાવર મીલકત પોતાની દીકરી અને જમાઇને એકત્ર રીતે, બક્ષીસમાં આપી. તે મીલકતનો અર્ધ હિસ્સો

तेनी दीकरीनुं सौदायक समजवु. माधवराय वी० तीर्थसामी १ ला. री. १ मद्रा. ३०९;

**१५५** लग्न वख्तनी बक्षीसो यौतकना नामथी ओळखायछे. लग्न वख्त त्राहीते आपेली बक्षीसो शीवाय बाकीना यौतकनो सौदायकमां समावेश थई जायछे,

यौतक.

जेनो यौतकमां समावेश थतो नथी, ते अयौतक कहेवायछे. मे. पे. ५६७.

## टीका

सौदायक तमाम बक्षीसोने लागु पाडीए तो यौतकनो तेमां समावेश थई जाय. माधवराय वी० तीर्थसामीना मद्रास केसमां स बोर्डीनेट जडज तेनी एवी व्याख्या आपेछे के 'धणीना घरमां परणेली ओरतने जे कांई मळे ते अथवा कुंवारीकाने तेना बापना घरमां तेना भाई अथवा मा बाप तरफथी जे कांई मळे ते तेनुं सौदायक छे." आ व्याख्यामां धणीना घरमां मळे त्यारे कोना तरफथी मळेलुं जोईए, ए कांई बताव्युं नथी (जुओ इ० ला० री० १ मद्रा० पृष्ट. ३०८)

**१५६** शुल्क अने यौतक शीवाय बीजु पारिभाषिक अयौतकना नामथी ओळखायछे तेमां अन्वाधेयम एटले लग्न पछीनी बक्षीसो अने ओरतनी पोतानी कमाईनो समावेश थायछे,

अयौतक.

खुलासो—जंगम मीलकत स्त्रीधननी मददथी मेळवेली स्थावर मीलकत जंगम मीलकत स्त्रीधन तुल्य समजवु, वेंकटराम वी० वेंकटा म्री इ. ला. री. १ मद्रा. २८१

द्रष्टांत—अ परण्या पछी धणीए वख्तो वख्त बक्षीस आपेली जंगम मीलकत तेनु अयौतक स्त्रीधन छे. वेंकटराम वी० वेंकट सुरैया इ. ला. री. १ मद्रा. २८१

द्रष्टांत—ब धणीए तेनी मीलकत वसीयत नामाथी आपी होय ते पण तेज प्रकारनुं तेनुं स्त्रीधन छे. दामोदर माधवजी वी० परमानंद दास इ. ला. री. ७ मुंब. १५५

द्रष्टांत—क तेमज धणीए बक्षीसथी के वसीयतनामाथी आपेली स्थावर मीलकत तेनुंज स्त्रीधन छे. मुलंग वी० रामयमा इ.

ला. री. ७ मद्रा.३८७; शेठ मुलचंद वी० बाइ मंछा इ. ला. री. ७ मुब. ४९१.

મુંબઈ અલ્હાબાદમાં બેન દીકરીને મળેલો વારસો સ્ત્રીધન.

**१५१** મુંબઇ અને અલ્હાબાદમાં ઓરતને તેણીના બાપ અને બાપ તરફના સગાના વારસ તરીકે મળેલી મીલકત તેનું સ્ત્રીધન પારિભાષીક) છે. નવલરામ વી. નંદકીશોર १ मुं. हा. २०९; जमीयतराम वी. बाइ जमना २ मु. हा. १४; मुनीआ वी. पुरण इ. ला री. ५ अलहा.३१०; भास्कर त्रींबक वी. माधवराव ६ मु. हा. ओ सी. जे. १; नरमापा वी. सखाराम ६ मु. हा, ए. सी.जे. २१५; हरिभट वी. दामोदर भट इ. ला. री. ३ मुब १७१; बाबाजी वी. बालाजी इ. ला. री. ५ मुंब. ६६०

મી० મેન કહેછે કે મીતાક્ષરા પ્રમાણે આ વિચાર બરાબર નથી તેનો આધાર હરિભટ પેહેલાના विज्यारंगम वी लक्ष्मण ८ मु. हा. ओ. सी. जे. २६० ના કામમાં ઠરાવ્યું હતું કે દીકરીને વારસામાં મળેલી મીલકત તેના મરહુમ બાપના વારસોને જાય. અર્થાત વિધવાને ધણી તરફથી વારસામાં મળેલી મીલકત બરાબરજ ગણી હતી એ કામમાં । जस्टीस वेस्टे લીધેલા ફકરાનો અર્થ કરી मी. मेन તેને મજબુત કરેછે આ મુદા ઉપર ત્યાર પછીનો मुतावादुगनाग तेवाड वी दोरासींग तेवाड ला. री. ८ इ. अ. ९२ નો કેસ,—विज्यारंगम-ના કેસને પાછો સજીવન કરેછે અને मी. मेनને મજબુત કરેછે અને ઠરાવેછે કે મીતાક્ષરા શાખામાં દીકરી બાપ તરફથી લીધેલા વારસા ઉપર સ્વતંત્ર હક ધરાવતી નથી. આ વિચાર તા૦ ७ જાનેવારી १८८५ના રોજ મુંબઇ હાઇકોર્ટના વડા જડજ सर चार्लस सार्जंट સાહેબે दलपत नरोतम वी. भगवान खुशाल (इ ला. री, ९ मुंब ३०१)ના કામમાં મીતાક્ષરા માટે બંધન કારક ગણ્યોછે. અને કહ્યુંછે કે માત્ર मयुख प्रमाण દીકરી બાપના વારસા ઉપર स्वतंत्र हक મેળવે છે. માટે મયુખ ચાલેછે તેજ જગોએ पीअर तरफनां सगानो वारसो પારિભાષીક સ્ત્રી ધન ગણાશે.

अपवाद—કલકતા હાઈકોર્ટે તેથી બીજી રીતે ઠરાવ્યુંછે. छोटालाल वी. चुनीलाल इ, ला. री. ४ कल. ७१४; તે એટલે બધે સુધી કે મા તરફથી દીકરીને વારસામાં મળેલી મીલકત પણ સ્ત્રી ધન નથી प्राणकोसन वी. श्रीमतीनयनभणी इ.ला. री. ५ कल. २२२.

તેજ પ્રમાણે મદ્રાસ હાઇકોર્ટે ઠરાવ્યું છે मुतावादुगनाथ तेवाड

वी. दोरासींग तेवाड इ. ली. री. ३ मद्रा. २९०

धणी तरफथी अने तेना सगा तरफथी वारसामां मळेली जंगम मीलकत उपर तेणीनी स्वतंत्र मालेकी छे. दामोदर माधवजी वी. पर माणंददास इ. ला. री. ७ मुंब. (१५४)

अपवाद—मद्रासकोरटे ठराव्युं छे के जंगम मीलकत अने स्थावर मीलकत उपर तेणीनो सरखो हक छे. नरसींह वी. वेंकटाद्री इ. ला. री. ८ मद्रा. २९०

## अपारिभाषिक स्त्रीधन.

**१५८** धणी अने सासरानां सगां तरफथी वारसामां मळेली मीलकत अपारिभाषिक (स्त्रीधन) छे ठाकुरदेही वी० बालकराम ११ मु. इ. अ. १३९; भगवानदीन दुबे वी० मणाबाइ ११ मु. इ. अ. ४८७; फकरसींग वी. रणजीतसींग इ. ला. री. १ अल्हा. ६६१ (६६३); ४ स्ट्रेंज १४४; ३ मेक २५०.

धणी अने तेना सगां तरफनो वारसो स्त्रीधन नथी.

तेमज तेनां सगां तरफना वारसना दरजजे जे हिस्सो वेहेंचणुमां मळे तेपण अपारीभाषीक स्त्रीधन छे. जगमोहन हलदर वी. सरोदामइ दासी इ. ला. री ३ कल. १४९.

अपवाद—मुंबाईशाळामां धणीनी जंगम मीलकत उपर वीधवानो स्वतंत्र मालेकी हकछे. माटे त्यां अपारीभाषीक नथी. दामोदर माधवजी वी. परमाणंददास इ० ला० री० ७ मुंब० १५४.

मुंबाईमां धणीनी जंगम मीलकत उपर वीधवानो कुल हक.

कलकता हाई कोरटे ठराव्युं छे, ते प्रमाणे, बाप तरफना सगाना वारस तरीके मळेली मीलकत पण अपारीभाषीक (स्त्रीधन) छे. खास स्त्रीधन नथी. छोटालाल वी० चुनीलाल इ. ला. री. ४ कल. ७१४ तेज प्रमाणे मद्रासमां ठराववामां आव्युं छे मुतावादुगनाथ तेवाड वी० दोरासींग तेवाड इ. ला० री० ३ मद्रा० २९०; माटे दीकरीने के बेनने वारसामां मळेली मीलकत वीधवाना जेवीज त्यां गणाय छे. छोटालाल वी० चुनीलाल इ० ला० री० ४ कल० ७१४ मा तरफथी वारसो मळ्यो होय तोपण चींता नही प्राणकीशन वी० सीमतीनयनमणी इ० ला० री० ५ कल० २२२.

बंगाला अने मद्रासमां बेनदीकरीने वारसामां मळेली मीलकत स्त्रीधन नथी.

**१५९** पारिभाषीक स्त्रीधन उपर ओरतनो मालेकी हक छे, अने तेथी ते तेणीना पोताना वारसोने जायछे.

पारिभाषीक उपर ओरतनो हक.

તોપણ વ્યવસ્થા ના કારણુસર જુદી જુદી મીલકત ઉપર જુદા જુદા હકછે. मे. पे. ૫૬૮ તેના ત્રણ વર્ગ પડછે; તે એક:—

(૧) અમુક સ્ત્રીધન ઉપર તેણીનો કુલ વ્યવસ્થા હક છે, તે કલમ ૧૬૧;

(૨) બીજી મીલકત ઉપર માત્ર તેણીનો ધણીજ અટકાયત કરી શકેછે તે ક. ૧૬૨; અને,

(૩) ત્રીજા પ્રકારની મીલકત ઉપર તેણીના વારસો પણ અટકાવી શકેછે તે ક. ૧૬૦.

**૧૬૦** ધણી તરફથી બક્ષીસથી કે વશીઅતનામાથી મળેલી સ્થાવર મીલકત સ્ત્રીધન છે. તોપણ મરદ તરફથી વારસામાં મળેલી મીલકતના સંબંધેજે અટકાયતો રહેલીછે તેજ અટકાયતો, તેણીના વારસો તરફથી આવી સ્થાવર મીલકતના સંબંધે થાયછે. **गंगादराय** वी० **परमस्वरमा** ५ म. हा. १११; **कोट बसावा** वी० **छनवेरावा** १० मु० हा० ४०३ **भुजंग** वी० **रमायमा** इ० ला० री० ७ मद्रा० ३८७

**अपवाद**—પણ ખુલી રીતે વ્યવસ્થા હક બક્ષીસ વખત આપ્યો હોય તો ગમે તેવી રીતે તેની વ્યવસ્થા કરી શકે **माधिन** वी० **मु.सोना** १ अल्हा० ६६.

**द्रष्टांत**—એક હિંદુએ અમુક જમીન તેની સ્ત્રીને હમેશને માટે પુત્ર પુત્રાદીક ભોગવવાની બક્ષીસ આપી. તે સ્ત્રી આ જમીન પોતાના પુત્રને વશીયતનામું કરી આપી તેમાં ઠરાવ્યું કે તે જમીન તે સ્ત્રીનું સ્ત્રીધન છે માટે એ વશીઅતનામું હિંદુશાસ્ત્ર પ્રમાણે નિરર્થક છે માટે તે જમીન તે સ્ત્રીની દીકરીને વારસામાં જવી જોઈએ, **भुजंग** वी. **रमायमा** इ.ला. री० ७ मद्रा० ३८७.

બીજા સોદાયક ઉપર ધણીનો સરતી હક છે.

**૧૬૧** ધણીએ આપેલી સ્થાવર મીલકત શીવાય બીજું **सौदायक** પારીભાષીક (સ્ત્રીધન) ધણી **घणीज भारे मुशीबतना वखते** ઓરત પાસેથી લઈ શકેછે; જેમકે દુકાળના વખતે, નહી ચાલે તેવી એટલે ધર્મની ફરજ બજાવવા માટે, માંદગીના વખતે, કેદમાં પડે ત્યારે અને તેવા બીજા પ્રસંગે मे. पे. १६९, मीता० २:११:३१, ३२.

પણ તે હક બજાવણીમાં ધણીના કરજદારને કામ લાગે નહીં

આ હક ધણીનો પોતાનોજ છે. તે પોતે એ હકનો લાભ લેવા ન ધારે તો કરજદાર કે બીજો કોઇ ફરજ પાડી શકે નહીં मे. पे. ५६९; **तुकाराम** वी० **गणाजी** ८ मु. हा. ए० सी. जे० १२९; दु० **राधा**

बी० बीलेसर ६ अ० हा० २७८

આવે પ્રસંગે લીધેલું સ્ત્રી ધન પાછું આપવાની ધણીની નીતી બંધેલી ફરજ છે. વગર જરૂરીઆતના પ્રસંગે લીધેલું વ્યાજ શીખે પાછું આપવાની ફરજ છે. તેવે પ્રસંગે ઓરત દાવો કરીને પણ લઈ શકેછે. मे० पे० ५६८.

ધણી તરફથી બક્ષીસ મળેલી જંગમ મીલકત સૌદાયકમાં નહી આવતી હોય તો તે ઉપર તેણીનો કુલ અખ્તીયાર છે मे.पै. ५७०; वेंकटराम वी. वेंकट सुरीया इ० ला० री०१ मद्रा २८१; २ मद्रा०३३३

**१६१अ** પીયર તરફનાં સગાં તરફથી વારસામાં મળેલા પારીભાષિક ઓરતનો સંપુરણ વ્યવસ્થા હક છે, ગમેતો પછી તે સ્થાવર મીલકત હોય, તેની ચીંતા નહીં मुनीआ वी० पुरण इ० ला० री० ५ अल्हा० ३१०

મુંબઈ અને અલ્હાબાદમાં પીયર તરફના વારસા ઉપર કુલ હક.

તેમજ ધણી તરફથી વીધવાને વારસામાં મહેલી જંગમ મીલકતની, મુંબઈશાળામાં તે સ્વતંત્ર રીતે વ્યવસ્થા કરી શકેછે. दामोदर माधवजी वी. परमाणंददास इ० ला० री० ७ मुब. १६४

ધણીની જંગમ મીલકત ઉપર તેવો હક.

खुलासो—કલકતા કોર્ટે પીર તરફનો વારસો મળે તેને પણ સ્ત્રીધન ગણવા ના પાડીછે. માટે તેને આ નિયમ લાગુ પડતો નથી કેમકે તેને અપારીભાષીક સ્ત્રીધનમાં દાખલ કર્યુંછે.

તેમજ મદ્રાસમાં ધણી તરફથી વારસામાં મળેલી જંગમ મીલકતને સ્થાવર મીલકતના દરજ્જે ગણીછે તેને પણ આ નિયમ લાગુ પડતો નથી. કેમકે તે અપારીભાષીક સ્ત્રીધનમાં આવેછે. नरसींह वी० वेंकटाद्री इ. ला. री. ८ मद्रा. १९०

**१६२ सौदायक** અને વારસામાં મળેલા સ્ત્રીધન શીવાય બાકીના पारिभाषीक સ્ત્રીધન ઉપર તેના ધણીનો અખ્તીયાર છે.

સૌદાયક અને વારસાશીવાયની જા સ્ત્રીધન ઉપર ધણીનો હક.

कात्यायन કહેછે કે

"ઓરતે ધંધાથી કે બીજી રીતે કમાઇ કરી મેળવેલું દ્રવ્ય"
"તથા સગાં શીવાય બીજાએ સ્નેહથી આપેલું દ્રવ્ય ( એટલે સૌદા-"
"યક શીવાર બીજુ) હમેશાં ધણીની સતા નીચે છે."

जीमूतवाहन કહેછે કે

"મુશીબતનું કારણ ન હોય તોપણ તે સ્ત્રીધન લેવા ધણીને હક

છે" [दाय. ४:१:१९:२०; रामदलाल वी. श्रीमती नयमणी १ मो. डा. ६५]

તેજ પ્રમાણે स्मृतिचंद्रीका કહેછે કે:—

"ઓરતોની સ્વતંત્ર સતા તેમના सौदायक અને ધણીએ બક્ષી-"સ આપેલી જંગમ મીલકત ઉપર છે, બીજી જાતની મીલકત તેમનુ" "સ્ત્રીધન હોય તોપણુ તે ઉપર તેમનો સ્વતંત્ર અખ્તીઆર નથી." (स्मृतीचं. ९:२:१२) मी. मेन કહેછે છે કે આ બધાં લખાણો માત્ર સમજુતીરૂપ છે. બીજી તરફ કુલ અખ્તીયાર બતાવનારાં લખાણો ખુલા અને વગર સરતી છે. मे. पे. ५७०

અપારીભાષીક ઉપર ઓરતનો હક અટકાયતી છે.

૧૬૩ अपारिभाषिक જંગમ તેમજ સ્થાવર સ્ત્રીધન ઉપર ઓરતનો સરખી રીતે અટકાયતી હક છે. नरसींह वी० वेंकटाद्री इ. ला. रीं. ८ मद्रा, २९०; बची वी० जगपर्थी इ. ला. री. ८ मद्रा २०४. માત્ર અમુક કારણસરજ વ્યવસ્થા કરવા અધીકાર છે.

खुलासो—૧ ધણીની જંગમ મીલકત વારસ તરીકે વીધવાને મળી હોય તે ઉપર મુંબઈ શાળાના ચુકાદા પ્રમાણે તેનો સ્વતંત્ર માલીકી હક હોવાથી પારીભાષીકના છેલા પ્રકારમાં લીધી છે. (જુઓ કલમ ૧૫૭) મદ્રાસ કોરટે તેવો હક નહી ગણવાથી ત્યાંને માટે અપારીભાષીકમાં ગણીછે. માટે અપારીભાશીકના મથાળા તળે જે જગોએ જે મીલકત ગણી હોય તે જગો માટે તે મીલકતના સંબંધે આ કલમ લાગુ પાડવી.

खुलासो ૨—આ નિયમ મુંબઈ શાળા શીવાય મરદ તરફથી વારસો લેનારી સઘળી ઓરતોને લાગુ પડછે. मुतयनचेती वी, सांगली वीरा इ. ला. रीं. ६ मद्रा. ૧ મુંબઈમાં પીયર તરફના સગાનો વારસો લેનારી ઓરતોને લાગુ પડતો નથી. તેથી તેમણે લીધેલી મીલકતનો પારીભાષીકમાં સમાવેશ થાયછે हरीभट वी. दामोदर इ. ला. री. ३ मुंब. १७१; बाचाजी वी० बालाजी इ. ला. री. ५ मुंब. ६६० પણ भुतावा दुगनाथ तेवाड वी० दोरासींग तेवाड ला. री. ८ इ. अ. ९२ ને લીધે માત્ર એ નાયમ વ્યવહાર મયુખ ચાલેછે ત્યાંજ લાગુ રહેછે જુઓ ઉપર ક. ૧૫૭.

અપારીભાષીક ની વેહેંચણ કરવાનેવિધવાઓ અશક્ત છે.

**૧૬૪** બે અથવા વધારે વીધવાને જ્યારે તેમના ધણીનો વારસો મળ્યો હોય ત્યારે તેઓ તે મીલકતની પરસ્પર વેહેંચણ કરાવી શકતી નથી. માત્ર સરખી રીતે ઉપભોગ લઈ શકેછે. **गंगादराय** वी. **परमेस्वरमा** ५ म. हा.११; **नीलमणी** वी. **राधामणी** ला. री. ४ इ० अ. २१२; **भगवानदीन** वी **मीनाबाइ** ११ मु. इ अ. ४८७; **अम्रीतनाथ बोस** वी० **रजनीकत मीतर** ला. री. २ इ. अ. ११३

अपवाद—व्यव. मयूख પ્રમાણે વેહેંચણ કરાવી શકેછે. **बुलाखी** वी. **केशवलाल** इ. ला. री मुंब. ८८

**खुलासो**—આ નીયમ મરદનો વારસો લેનારી બધી ઓરતોને લાગુ પડેછે. મુંબઇશાળામાં પીયર તરફનો વારસો લેનારી ઓરતોને આ નીયમ લાગુ પડતો નથી કેમકે તે વારસાને પારીભાષીક સ્ત્રીધનના મથાળા તળે દાખલ કર્યોછે. ત્યાં તો તેઓ વેહેંચણ કરાવી શકેછે. **बुलाखीदास** वी, **केशवलाल** इ. ला. री. ६ मुंब. ८५

વિધવામાં સહહિસ્સેદારી હક

**૧૬૫** બે અથવા વધારે વીધવાને તેમના ધણી તરફથી મળેલો વારસો એકના મરણ પછી બીજીઓને સહહીસ્સેદારી હકથી પ્રાપ્ત થાયછે. **गंगादराय** वी. **परमेश्वरमा** ५ म. हा. १११ અને તેમના મરણ પછી તેમના પોતાના વારસોને નહી જતાં તેમના ધણીના વારસોને પ્રાપ્ત થાયછે. मे.प ५१९ **मोतीराम** वी० **कराकालीतानी** १३ बं. ला. री. ५ **ठाकुरदेही** वी, **वालकराम** ११ मु० इ० अ० १३९; **भाउफर** वी० **माहादेव** ६ मु. हा. ओ. सी, जे. १

આ નીયમ મા અને દાદી જ્યારે પુત્ર અને પૈત્રનો વારસો લેછે ત્યારે લાગુ પડેછે અને તેમના હક સંપુર્ણ રીતે બધી શાળામાં વિધવાના બરાબરજ છે એમ બધા ઇલાકામાં ઠરાવવામાં આવ્યું છે. **बंगाळा** **हेमलता** वी० **गोलखचंदर** ७ स. दी १०८ **मोर्थाला पंचानंद** वी. **लालशन** ८ वी.री. १४०; **मद्रास**; **वेलानकी** वी० **वेकटराम** ला. री. ४ इ. अ. १; **मुंबइ**. **नरसापा** वी, **सखाराम** ६ मु. हा. ए. सी २१५; **सखाराम** वी. **सीताबाइ** इ. ला. री. ३ मुंब ३५३; **अलहाबाद** **फकरसींग** वी. **रणजीतसींग** इ. ला. री १ अलहा. ६६१.

ઓરતના કયા પ્રસંગે અપારીભાષીક ઉપર કુલ હકછે.

**૧૬૬** ઓરતને વારસામાં મળેલી મીલકત જ્યાં જ્યાં તેણીનું અપારીભાષીક સ્ત્રીધન ગણાયછે તે તે જગોએ તે મીલકતની નાચેના પ્રસંગે તે સ્વતંત્ર રીતે વ્યવસ્થા કરી શકેછે.

(૧) ધર્મકાર્ય અર્થે કલમ ૧૬૭ માં સમજાવ્યા પ્રમાણે
(૨) ધણીના કરજ અર્થે કલમ ૧૬૮ "
(૩) ભરણ પોષણ વાસ્તે કલમ ૧૬૯ "
(૪) એ મીલકતના અર્થે કલમ ૧૭૦ "
(૫) બીજી જરૂરીઆત અર્થે કલમ ૧૭૧ "

ધર્મ કાર્ય માટે.[1]

૧૬૭ ઓરતને ધર્મ કાર્ય માટે વ્યવસ્થા કરવાની વધારે વીસ્તારવાળી સત્તા છે. **कलेक्टर ओफ मछलीपटम** વી. **सी. वी. नरणापा** ૮ **मु. ई. अ.** ૫૨૯ (૫૫૦) તેમાં નીચેની બાબતોનો સમાવેશ થાય છે.

(૧) ધણીની ઉત્તર ક્રીયા અને તેને લગતી ક્રીયાઓ જેવી કે માસીઓ, છ માસી, સંવત્સર, શ્રાધ, ઈત્યાદી. આ કાર્યો ગમે તેટલા ખર્ચે પણ કરવા ઓરતની અવશ્યની ફરજ છે. **मं. पे.** ૫૪૨

(૨) બીજા ધર્મ સંબંધી કાયદાઓ માત્ર ધાર્મીક મોજમજાજ ગણાય છે. જેમકે તીર્થની જગોએ યાત્રા કરવી. આ ખરચ મીલકતના પ્રમાણમાં હોવું જોઈએ; એટલે કે મીલકતનો જુજ ભાગ ખરચી શકાય અને કુટુંબની સ્થીતી જોતાં પોસાય તેમ ન હોય ત્યારે તો કાંઇ પણ ભાગની વ્યવસ્થા મંજુર થઇ શકે નહીં. **हरीमोहन** વી. **स्रोमती अलकमणी** १ **बी.री.** २५२; **महमद असरफ** વી. **ब्रीजेसरी** ११ **बं.ला.री.** ११५; **मतीराम** વી. **गोपालसाहु** **बं. ला.री.** ४१६.

(૩) ત્રીજા ધર્મ સંબંધી કામોમાં દીકરીઓને દાન કરવું ધર્મ પુજા માટે મંદીર બંધાવવાં, બ્રાહ્મણને દાન કરવું, નવણુ કરાવવાં ઈત્યાદી.

**अ.** પણ નવાણ ગળાવવા અરથે વ્યવસ્થા કરવાની ઓરતને સત્તા નથી એમ ઠરાવવામાં આવ્યું છે. **रणजीतराम** વી. **महमदवारीस** २१ **बा. री.** ४९

**ब.** તેમજ બ્રાહ્મણો અને બીજાને પુન્ય માટે દાન કરવામાં પણ મીલકતનો થોડોએક ભાગજ વાપરી શકાય. જો આવા કારણથી મીલકત પુરતી રીતે કમતી થઈ જતી હશે તો તેની વ્યવસ્થા મંજુર થશે નહીં. **चुनीलाल** વી. **जसुमल** १ **बारो** ૫૫. આ કામમાં ઠરાવવામાં આવ્યુ કે વીધવા ધણીની મીલકત કુળને ગોર વસીયતથી આપી શકે નહીં. **जगजी** વી. **देवशं-**

कर १ बारो. ४२६ ના કામમાં વીધવાએ રહેવાના મકાન તથા તેની ઉતર ક્રીયા માટે જોઈએ તેટલી રકમ રાખી બાકીની, તેના ધણીની મીલકત, કૃષ્ણાર્પણ કરવાની છુટ આપવામાં આવી હતી.

२ કરજ માટે વ્યવસ્થા.

**१९८** સ્વતંત્ર રીતે વ્યવસ્થા કરવાનો બીજો પ્રકાર ધણીના કરજ માટેનો છે.

ધણીનાં કરજ પતાવવાં એ તેની અવસ્યની ફરજ છે. **गोपीमोहन** વી. **सीबन कुअर हस्तु मोट केस नं०** ६४

જેવી, બાપનું કરજ ચુકાવવા દીકરાની ફરજ છે, તેવીજ ફરજ ધણીનું કરજ ચુકાવવા ઓરતની છે.

**अपवाद—१** અનીતીના કારણસર એ કરજ કર્યા ન હોય તો **चेती कोलम** વી. **रंगस्वामी** ८ **मु. ह. अ.** ३१८; **गाकेलचंदर** વી. **मखम- दरहीम** ९ **वी. री.** ३१६; **लक्ष्मण** વી. **सत्यभामाबाइ ह. हा. री.** २ **मुंब.** (४९९)

**अपवाद—२** તેમજ મુદત બાહાર ગએલાં કરજ માટે તે વ્યવસ્થા કરી શકે નહી. **मेलगीरापा** વી० **शीवापा** ६ **मुं. हा. ए. सी जे.** २७०

**खुलासो**—ધણીના બાપના તથા દાદાનાં જે કરજ માટે તેમના તરફથી મળેલી મીલકત જવાબદાર થાયછે તે કરજનો ધણીના કરજમાં સમાવેશ થાયછે. **लक्ष्मण** વી, **सत्यभामा बाइ ह. हा. री.** २ **मु.** ४९९

३ ભરણ પોષણ માટે વ્યવસ્થા કરી શકે.

**१८९** ત્રીજો પ્રસંગ ભરણપોષણનો છે. તેમાં પોતાના ભરણ પોશણનો સમાવેશ થાયછે એટલુંજ નહીં પણ કુટંબના જે જે માણસો ભરણપોશણ લેવાને હકદાર છે તથા જેઓનાં લગ્ન કરવાની કુટંબ ઉપર ફરજ છે તે બધા કારણસર કરેલી વ્યવસ્થા તેણીના અખ્તીયારની અંદર કરેલી ગણાયછે. **मे. पे.** ५४३ **लालागणपत** વી. **मु. तरण कुअर** १६ **वी. री.** ५२; **कुअर उदेसींग** वी. **फुलचंद** ५ **अ. हा.** १९७

પણ જયાં સુધી જરૂરીઆતનો વખત આવે ત્યાં સુધી રાહ જોવી જોઈએ. આવી જરૂરીઆતો આવી નથી તે પેહેલાં અગાઉથી જરૂર પડયાનું માની કરજ કરવાનાં નથી. **मलायपाल** વી. **मदाचेती** ६ **मद्रा ज्यु.** २६१

४ કુટંબની મીલકત અર્થે.

**१९०** ચોથો પ્રસંગ કુટંબની મીલકતનું સારૂ કરવા માટેનો છે. તેમાં બે ભાગ પડેછે

हयाती माटे कायम.

(१) એ મીલકતને નુકશાન થતું અટકાવવા એટલે કે તેના ર-
ક્ષણ સારૂ; અને,

(૨) તે મીલકતમાં વધારો કરવા સારૂ; જેમકે જમીન ખેડવા
માટે તે જમીન માંડી કરજ કરી શકે. कुअर हवेसींग वी.
फुलचंद ५ अ. हा. १९७; તેમજ કુટુંબનો રોજગાર
જાળવી રાખવા માટે કાંઈ મીલકતની વ્યવસ્થા કરી શકેછે.
कुवर भवानी વી. शेवकराम शीवशंकर १ बारो ४४८

५
તેવી બીજી
જરૂરીઆત.

**१७१** શીવાય ઉપર કહેલા પ્રકાર જેવી બીજી હરકોઈ જરૂરીયા-
ત કે મુશીબત માટે વ્યવસ્થા કરી શકેછે. મી૦ મેન કહેછે કે જરૂરીઆત
ની વ્યાખ્યા આપવાનું અસંભવીત છે. દરેક કેસનો વીચાર તે કામની
હકીકત જોઈ કરવાનો છે. ટુંકામાં તેની સતા હિંદુકુટુંબના મેનેજર ક-
રતાં ઓછી વતી નથી. (મે.પે. ૫૪૪) अंबीकाचर्ण चकरवती वी. बी
सेसर मुकरजी २ ला. री. १०१. [જૈન વિધવાની સત્તા બીજી
વિધવા કરતાં ઘણે દરજ્જે વધારે છે शीवसींग वी. मु. दखो ला.
री. ५ ई. अ. ८७ ]

**दृष्टांत**—સરકારી મેહેસુલની ચઢત માટે કરેલું વેચાણ આવી
જરૂરીઆત માટે કરેલું ગણાયછે हनुमान परसाद वी. मु. बाबुई ६
मु. इ. अ. ३९३

ગેરવર્તણુંકથી
જરૂરીઆત પડી
હોય તેની ચીંતા
નહીં પણ ધીરના
ર સામેલ ન હો
વો જોઈએ.

**१७२** એ જરૂરીઆત ઓરતની આગલી ગેરવરતણુંકથી અ-
થવા બરાબર સંભાળીને નહી ચાલવાથી ઊઠી હોય તોપણ ચીંતા નહી.
પણ જો તેને ધીરનાર એ ગેરવર્તણુંક કરાવવામાં સામેલ થયો હોય
ત્યારે તે જરૂરીઆત છતાં કરેલી વ્યવસ્થા રદ થાયછે, हनुमान परसाद
पंडे वी. मु. बाबुई मनराज ६ मु. इ, अ. ३९२.

## ટીકા

આ કેસ ચુકયા પેહેલાંતો બંગાળાની કોર્ટો આવો કાંઈ ભેદ રા-
ખ્યા શીવાય ગેરવ્યવસ્થા સબબ ઉઠેલી જરૂઆતના પ્રસંગે કરેલા વે-
ચાણ ગીરો રદ કરતી હતી, પણ આ ભેદ ન્યાયીક છે.

વગર જરૂરી
આતે કરેલું વે-
ચાણ તેનીહયાતી
સુધી કાયમ છે

**१७३** જયારે ઓરતનું કૃત્ય ક. १६७થી १७१ સુધીમાં બ-
તાવેલા કોઈ પ્રસંગમાં આવતું ન હોય ત્યારે પણ તે કૃત્ય સાવ રદ
નથી. તેણીની હયાતી સુધીને માટે તે કાયમ રહેછે. परीया गौन्डन वी.
तरणमाला गौन्डन १ म.हा.२०६; कमावा धमी वी. मोहसा नरसीं.

गापा ३ म. हा. ११६; रामचंद्र वी. भीमराव इ. ला.री. १ मुंबं. ५७७; प्रागदास वी. हरीकीशु इ. ला. रि. १ अल्हा. ५०७.

**૧૯૪** સ્ત્રીના નામ ઉપરની મીલકત વીશે અનુમાન એવું છે કે તે કુટંબની મીલકત છે સ્ત્રીધન નથી. चोधराणी वी. तारिणी कान्त लाहीरि इ. ला. री. ८ कल. ५४५ ના કેસમાં તે સવાલ ઉભો રાખ્યો છે.

સ્ત્રી નામ ઉપરની મીલકત વીશે અનુમાન.

अपवाद—પણ મદ્રાસમાં એમ ઠરાવ્યું છે કે તેવી મીલકત કુટંબની મીલકત છે એવું અનુમાન થતું નથી. માટે વીરૂધ થતાં સુધી તે સ્ત્રીધન ગણાયછે नारायण वी. कृष्ण इ. ला री. ८मद्रा२१४

## ટીકા.

ઉપરના પેહેલા કેસમાં એમ ઠરાવવામાં આવ્યું કે ખરીદીના પઇશા ધણી પાસેથી નીકળ્યા હતા તેનો પુરાવો રજુ થાય તો એવું અનુમાન લેવાયછે કે સ્ત્રીના નામે ખરીદેલી મીલકત તેના ધણીની ગણાયછે અને તે તેના પૈસાથીજ ખરીદ કરવામાં આવીછે.

**૧૯૫** ધણીની ખુલી કે ગર્ભીત મુખત્યારીના અભાવે ઓરતે કરેલો કરાર તેના સ્ત્રી ધનના સંબંધે કર્યાનું સમજવું. भाइलाल वी. झवेर राइजी इ. ला. री. १ मुंब१२१; गावोर्दजी खीमजी वी. लखमीदास इ. ला. री. ४ मुब. ३१८.

ઓરતે કરેલા કરારના સંબંધે સામાન્ય અનુમાન.

द्रष्टांत अ. હીંદુ ઓરતે તેના ધણીની સાથે રહીને, એકત્ર રીતે તથા જુદી રીતે બંધાઇને કરાર કર્યાં તેમાં ઠરાવ્યું કે વિશેષ કેફીઅતના અભાવે તે કરાર સ્ત્રી ધનના સબંધે કર્યાનું માનવું જોઇએ. गोविंदजी वी. लखमीदास इ. ला. री. ४ मुंब. ३१८

द्रष्टांत ब: એક ઓરત તેના ધણીથી વગર કારણે જુદી રહીને જરૂરીઆતની ચીજો માટે કરાર કર્યા તેમાં ઠરાવ્યું કે તેને માટે માત્ર સ્ત્રીધનજ જવાબદાર છે. भाइलाल वी. झवेर इ. ला.री. १ मुंब.१२१

**૧૯૬** જ્યારે વારસામાં મળેલી મીલકતની કોઇ ઓરત વ્યવસ્થા કરેછે ત્યારે અનુંમાન એવું છે કે એ વ્યવસ્થા જરૂરીઆતના કારણ વગર કરેલીછે માટે જરૂઆતનું કારણ હતું એમ સાબીત કરવાનો બોજો તેણીના ઉપર અથવા તે વ્યવસ્થાનો લાભ લેવા જે માગેછે તેના ઉપર છે. अंबीकाचर्ण चक्करवती वी. बीसेसर मुकरजी २ ला. री. १०१; कामेसर प्रसाद वी. रणबाहादुरसींग इ.

ઓરતે કરેલી વ્યવસ્થા વીશે અનુમાન.

ला. री. ६ कल. प्री. का. ८४३; भाडवेंकोबा वी. गोवींद प-श्वंत मु. हा. प्री. ज. १८७८, पृ. ९०

પરંતુ જે ઉતરાધીકારના વારસો તે કાર્ય રદ કરાવવા માગેછે તેમાંના જેઓ એ કાર્ય વખત હયાત હોય તેમની એ કામમાં સંમતી હોય તો અનુમાન એવું થાયછે કે એ કાર્ય જરૂરીઆત માટે હતું અને જરૂરીઆત નહોતી એમ સાબીત કરવાનો બોજો તે કાર્ય રદ કરાવવા માગેછે તેમના ઉપર આવી પડેછે. मे. पे. ५३६, ५४७; कलेकटर आफ मछलीपटण वी. सी. वी, नरसींगापा ८ मु. इ.. अ. ५२९; ३ बे. X बु. १०२.

સંમતિનો પુરાવો કેવો જોઈએ

**૧૭૭** સંમતીનો પુરાવો, વારમવાર એમ કહેવામાં આવેછે કે, સહી અથવા સાખના રૂપમાં જોઈએ પણ વાસ્તવીક રીતે તે અવશ્યની વાત નથી. એ કાર્ય વખતની હાજરી અથવા તે કારયનું જ્ઞાન અને પાછળનો ગર્ભીત રીતે સ્વીકાર બસ છે. मे. पे. ५४८; मो हेश्चंदर वी. उग्रकंत १४ वी. री. १२७.

જરૂરીઆત સાબીત થાય તો ન હોતી એમ સાબીત કરવાનો બોજો.

**૧૭૮** કાંઈ વ્યવસ્થા થયા પેહેલાં જરૂરીઆતનું કારણ હતું એમ સાબીત થયું તો પછી તે જરૂરીઆત એ વ્યવસ્થા વખત કાયમ હતી એમ અનુમાન થાયછે અને તે જરૂરીઆત દુર થઈ હતી એમ સાબીત કરવાનો બોજો ફરી જાયછે. मे. पे. ५४९.

द्रष्टांत—એક વખત એમ સાબીત કરવામાં આવ્યું કે કાંઈ વ્યવસ્થા વાજબી ગણાય એવું કરજ હતું તોપછી એ કાર્ય થતી વખત તે કરજ ભરાઈ ગયું હતું એમ સાબીત ન થાય ત્યાં સુધી તે કરજ ઉભું હતું એમ માનવું જોઈએ. हनमान परसाद वी. मु. बाबुइ. ६ मु. इ. अ. ३९३; राव करणसींग वी. नवाब महमद १४ मु. इ. अ. १८७.

અધિકાર ઉપરાતની વ્યવસ્થા માટે ઈલાજ.

**૧૭૯** કોઇ ઓરત જયારે આવી (અપારીભાષીક) મીલકતની વ્યવસ્થા કરવામાં અખત્યાર બાહાર જાય ત્યારે તેને માટે ઉતરાધીકારના વારસના શું ઈલાજ છે એ બીજો સવાલ છે.

કોણ દાવો લાવી શકે.

(૧) તેમાં કોણ દાવો કરી શકે એ પેહેલી વાત જોવાની છે. વીધવાના અભાવે જેઓ વારસો લેવાને લાયક લાયકછે તેઓજ દાવો લાવી શકેછે. ब्रोजो कीशोरो वी. श्रीनाथ बोस ९ वी. री. ४६३; बामासुंदरी वी. बामासुंदरी १० वी. री. २०१

પણ જો તેઓજ પોતે વિધવા સાથે સંપ કરી દગલબાજી ભરેલી રીતે વરતે તો પછી તેમની પછીના ઊતરાધીકારીઓ દાવો લાવી શકે છે. राणी आणंदकुअर वी. कोर्ट ओफवोर्ड ला. रीं. ८ इ.अ.१४

૧ પહેલા ઉતરાધીકારી.
૨ તેના કપટથી બીજા.

(२) આ દાવો શેના માટે લાવી શકે એ બીજી વાતછે. તેમના હક બે પ્રકારે દાવો લાવવાનાછે.

अ. એક તો જે કૃત્યથી એ મીલકતની કીમતમાં હાની થાય તેવા कृत्य माटे; અને. બીજું,

ब જે કૃત્યથી દાવો લાવનારના વારસા હકને નોખમ આવે तेवा कृत्य माटे.

૨
(૧) મીલકતને ઈજા માટે.
(૨) વારસા ને ઈજા માટે.

अ.

જ્યારે તે એ મીલકતમાં નુંકશાન કરવાનાજ કારણસર કાંઈ કરે ત્યારે તેણીને અટકાવવાનો દાવો લાવી શકાયછે. हरीदास वी. रंगनमणी सवी. ૬૫૭. આવે પ્રસંગે ખાસ બીગાડના કર્યો બતાવીનેજ દાવો થઈ શકે અને તેવાં કૃત્યો કર્યાનું સાબીત થવું જોઈએ. તેમ કર્યા શીવાય એ મીલકતનો કબજો તેને હાથ જવામાં અટકાયત થાય નહીં કે તેની પાસેથી પડાવી લઇ શકાય નહીં અથવા તેની ખાત્રી માગી શકાય નહીં અથવા તો કેવી રીતે એ મીલકત તેણીએ વાપરવી તે વીસે તાકીદ આપી શકાય નહીં. हरीदास दत वी० श्रीमती अपुर्णा ६ मु. इ. अ, ४३३; ग्रोस वी० अम्रीतमइ ४ बं. ला. री. ओ. सी. १

આવો પ્રસંગ સાબીત થાય ત્યારે તેને અટકાવી શકાય અને ભારે બીગાડના કામમાં વહીવટનું કામ તેની પાસેથી છીનાવી લઈ શકાય, અને રીસીવર નીમી શકાય; એટલા માટે નહી કે તે મીલકત ખાલસા થાય, અને બીજા વારસને સોંપાય. (मु.कोसनो वी.ख्याली राम २ अ. हा. ४१४) પણ એટલા માટે કે અટકાયતી હકો ભોગવવા જોઈએ તેવી રીતે ભોગવવા માટે તેના ઉપર ભરોસો રાખી શકાય નહીં. नंदलाल वी० बुलाखी रीवी. स. दी. १८५४ पृ० ३५१; गौरीकंथ वी० भगोवती स. दी. १८५८ पृ. ११०३

આવે પ્રસંગે ઊતરાધીકાર હકદારને રીસીવર નીમવા જોઈએ, એમ કાંઈ નથી. જો તેઓ કોરટના વીચાર પરમાણે વધારેમાં વધારે લાયક હોય તો પછી તેમને રીસીવર નીમવા જોઈએ. गोलख मणी वी० कासनप्रसाद स. दी. १८५८ पृ. २१०

અને તે મીલકતની ઉપજ તમામ ઓરતનેજ મળશે માત્ર ગુ
જરાનજ મળે એમ કાંઈ નથી. પણ જો ગુનોહ થાય એવું કપટ
નું કામ કર્યું હશે તો તો કદાચ તેનો હક ઉઠી જશે सामसुंदरी वी०
जमुनादासी २४ वी. री. ८३; राधामोहन वी० रामदास २४
वी. री. ८६ नोट.

આવીજ રીતે જેઓ ઓરત તરફથી એ મીલકત ભોગવતા હોય
તેઓને અટકાવવાનો પણ તેજરીતે દાવો થઈ શકે. गोविंदमणी वी०
[illegible] ज बं. ला. री. सप. वा० पृष्ठ. ४८.

ब.

ઉતરાધીકારના વારસાના હકને નુકશાન થતું અટકાવવા માટે બે
પ્રકારના દાવા થઈ શકેછે. તેનો હેતુ માત્ર એજ છે કે લાંબે કાળે
પુરાવાનો નાશ થતો અટકે.

(अ.) ઓરત દતવીધાન કરે તો તે થયું નથી, અથવા ગેર-
કાયદેસર એમ ઠરાવવાનો દાવો લાવી શકેછે, જુઓ સને १८७७ના
આકટ १५ ની क. ११८; कालोवा वी० पदापा इ. ला. री. १
मुंब. २४८; जमुनादासी वी० बामासुंदरी ला० री० ३ इ.अ.२४.

(ब) બીજુ જ્યારે ઓરત પોતાના અધીકાર ઉપરવટ થઈને
કાંઈ મીલકત માંડે ત્યારે પોતાના હક વીરૂધ જાય તેટલે દરજ્જે રદ છે.
એમ ઠરાવવાનો દાવો લાવી શકેછે. સાવ રદ કરાવવા હક નથી કેમકે
ઓરતની જીંદગી સુધીને માટે તો હરેક રીતે એવા કાર્ય કાયમ રહે
છે. महमद वी० सेवकराम ला. री. २ इ. अ. ७ આવો દાવો
કોઈ પણ ઉતરાધીકારનો વારસ લાવી શકેછે गौरीदत्त वी. गुर सहाइ
इ. ला. री. २ अलहा. ४१

આવો દાવો અમુક કાર્ય અધીકાર બાહાર કર્યું છે એમ બતાવીનેજ
લાવવો જોઈએ. प्राणपती वी० मु.पुरणकुवर स.दी. १८५६ पृ. ४६४

આવાં કૃત્ય સામે મુગુ બેસી રહેવાય તો તેના હકને નુકશાન થાય
એમ હોય તોજ દાવો ચાલી શકેછે; नीलमणी वी० कालाचरण ला.री.
२ इ. अ. ८३

વધારે વખત જવાથી નુકશાન થવા સંભવ નથી. એમ કોરટને
લાગે તો હક ઠરાવવાનું હુકમ નામું કરવા નાપાડવા મુખ્તીઆર છે
बीहारीलाल वी० माधोलाल.

वीधवाए कया वेचाणु कयारे रद छे.

**१८०** જ્યારે ઓરતે કરેલી વ્યવસ્થા જરૂરીઆત અને કાયદેસર કામ માટે હોય ત્યારે એ સબંધી કાંઈ ભાંજગડ ઉઠતી નથી. આવે પ્રસંગે તે કાર્ય ઉતરાધીકારવાળાને બંધનકારક છે પણ કેટલેક પ્રસંગે વિધવાએ કરેલાં વેચાણ રદ કરવા છુટ મળે છે. પણ તે અમુક **सरतेज** જેમકે,

**अ** જરૂરીઆત કારણ માટે **जेटली मीलकतथी** જોઇતી રકમ મળી શકે તેના કરતાં **वधारे मीलकत** વેચે તો તે વેચાણ તદન રદ નથી. જેટલી રકમ લેવા ઓરતને અધીકાર હતો તેટલી રકમ તેના મરણની તારીખથી વ્યાજ સાથે આપી તે મીલકત છોડાવવા તેને છુટ છે, અને ખરીદદાર પાસેથી વિધવાના મરણ પછીની એ મીલકતની ઉપજ તથા ભાડુ સદરહુ રકમમાં મજરે લેવા હક છે. फूलचंद वी. रघुबंश ९ वी. री. १०८] मतारामं वी. गोपाल ११ बं ला री. ४१६

अपवाद—પણ નીચેના પ્રસંગે તેવી છુટ તેને છે.

(१) ઓરત જોઇએ તે કરતાં વધારે માંડછે, એવી ખરીદદારને ખબર હોય **कामीखी** વી. **श्रीमती जगदंबा** ५ बं ला. री. ५०९; અને,

(२) એ વીશે તેણે પુરતી તજવીજ કરી ન હોય **ललीतपांडे शाधरदेव** १३ वी. री. ४५६

તજવીજ કર્યા છતાં ખબર ન હોય તો એ વેચાણ રદ થશે નહીં.

**ब** જ્યારે ઓરત મીલકત વેચી આગલું ગીરો છોડાવે અને જો તે ગીરો છોડાવવા માટે એ વેચાણ વગર પણ પુરતી શીલીક હતી એમ જણાય ત્યારે ઉતરાધીકારવાળા સખશો પ્રથમના ગીરોની રકમ ખરીદદારને આપી વેચાણ આપેલી મીલકત છોડાવી શકે છે. **महमद शमशूल वी. शेवकराम ला. री २ इ. अ. ७** આવે પ્રસંગે વેચાણ ગીરો માફક ગણાય છે.

# प्रकरण ९ मुं

व मीलकत ઉપરની જવાબદારી.

## કરજ.

કરજ માટે.

**१८१** કુટુંબના એક માણસે કરેલા કરજની જવાબદારી તે કુટુંબના બીજા માણસ ઊપર નાખવાનાં મુખ્ય ત્રણ કારણો છે; તે એ કે.—

(१) धार्मीक फरज; (२) नितिनी फरज, अने (३) कायदासर फरज.

ધાર્મીક કરજ.

(१) ધાર્મીક કરજ, કોઇએક માણસ તરફ તેના પુત્ર અને પૌત્રની રહેલીછે.

"હીંદુ ન્યાય શાસ્ત્રીઓના વીચાર પ્રમાણે દેહણુ એ માત્ર જવાબદારી છે એટલુંજ નહી પણ તેને પાપ ગણેલું છે અને તેનાં ફળ બીજી દુનીઆમાં ભોગવવાં પડેછે. આ વિશે હીંદુ ધર્મ શાસ્ત્રનો નિયમ એવો હતો કે પુત્રે બાપનું દેવું વ્યાજ સાથે આપવું અને પૌત્રે વ્યાજ વગર આપવું. व्यव. म. ५:४:१६ १७ ગમે તો પછી બાપ દાદા તરફથી મીલકત મળી હોય કે નહી તેની ચીંતા નહી અને તે પ્રમાણે મુંબાઇનો સને १८६६ નો એક્ટ ७ પસાર થયો ત્યાં સુધી મુંબાઇ હાઇ કોરટે અમલ કરયોછે. नरसींहराय वी० अंबाजी २ मु. हा. ६४.

(२) આ કરજ મુંબાઇ શીવાય બીજે તો શરૂથીજ નાં મંજુર કરવામા આવીછે અને વારસને માત્ર વારસામાં લીધેલી મીલકતના જેટલેજ કરજને જવાબદાર ગણવામાં આવેછે (रयापा वी० अलसाहेब २ म. हा. ३३६; करुपण वी० वीर्यख ४ म. हा. १; कन्हयालाल वी. वखतादर १ अ. हा. ३) પાછળથી એ મીલકતનો નાશ થયો હોય કે તેની વ્યવસ્થા કરી દીધી હોય તોપણ જેટલી મીલકત એ પ્રમાણે મળી હોય તેટલે કરજને એ જવાબદારી કાયમ રહેછે काशी लक्ष्मीपती वी० नचीरेडी मद्रा. फेस. १८६० पृ. ७८; अनपुरणी वी० गंगानारायण २ वी. री. २९.

તેમજ મુબઈમાં સને. ૧૮૬૬ના આકટ ૭ના ઠરાવોથી એજ નીયમ દાખલ કરવામાં આવ્યોછે. सखाराम वी० गोविंद १० मु. हा. ३६१; उदाराम वी० राणु पांडुजी ११ मु. हा. ७६; सुरजवंसी कुअर वी० सीवप्रसादसींग (ला० री० ६ इ० अ. १०४)

**૧૮૨** કોઇપણ સખસે બીજાનો વારસો લીધેલો હોય તેટલેજ દરજે તેના કરજ માટે પેહેલાની જવાબદારી છે, તોપણ એક પ્રસંગે તો ધાર્મીક ફરજ કેટલેક દરજ્જે કાયમ રહે છે. પોતાની કાંઇ મીલકતથી બાપનું દેવું પુત્રોએ આપવું પડે એ તેમની ધાર્મીક ફરજ છે. જે વડીલો પાર્જીત મીલકતમાં પુત્રનો જન્મથી હક થાય છે, અને જેની વેહેચણ કરાવી પોતાનો હીસ્સો જુદો કઢાવી શકે છે, તે મીલકતના સંબંધે એ ધાર્મીક ફરજ લાગુ પડે છે. માટે तेमना हीसा सुधांत તમામ બાપુકી મીલકત એ દેણામાં વસુલ થવાને પાત્ર છે. गीरधारीलाल वी. कंतुलाल ला. री. १ इ. अ. ३२१; બીજા સંખ્યાબંધ કેસોમાં આ. કેસ અનુસરવામાં આવ્યોછે. તેમાંના છેલામાં છેલા કેસો કે જેનો કાંઇ ભાગ રદ થયો નથી, તે આ છેઃ मु. ननोमी बबुवासीन वी. मदन मोहन इ. ला. री. १३ कल. २१ (३२); नरसाना वी. गुरापा इ. ला. री. ९ मद्रा. ४२४; बसामल वी. महाराजसींग इ. ला. री. ८ अल्हा. २०५

**૧૮૩** પણ બાપની મીલકત લીધા છતાં એ ધાર્મીક અને નિતીની બંને ફરજ, બાપનું દેણું, જ્યારે અનિતીના કે ગેર કાયદેસર કામ માટે થએલું હોય છે ત્યારે બંધ પડે છે. गीरधारीलाल वी. कंतुलाल ला. री. १ इ. अ. ३२१; ननोमी बबुवासीन वी० मदन मोहन इ. ला. री. १३ कल. २१ (३२); नरसाना वी. गुरापा इ. ला. री. ९ मद्रा. ४२४; बसामल वी० माहाराजसींग इ० ला० री० ८ अल्हा २०५.

અનીતીનાં અને ગેરકાયદેસરકામ માટે કરેલાં કરજ, કોને કહેવાં.

**૧૮૪** અનિતિના અને ગેરકાયદેસર કામ માટે કરેલા કરજમાં નીચેના પ્રસંગે કરેલાં કરજનો સમાવેશ થાયછે.

(૧) દારૂ માટે કરેલાં કરજ.

(૨) જુગટુ રમવામાં થએલું દેણું.

(૩) અવેજ વગરની કબુલાયત કરી હોય તે.

(૪) વીષય કે ક્રોધના આવેશમાં કરેલી કબુલાયતો.

(૫) જામીનગીરીની કબુલાયત;
(૬) શુલ્ક.
(૭) દંડ;
(૮) બીજાં કોઇ નીતી વીરૂધ કરેલાં કરજ.

(पान. १:४८) बसामल વી० माहाराज सींह इ. ला. री. ८ अल्हा. (२१३.)

પણ એવું ઠરાવ્યુંછે કે જામીનગીરીની કબુલાયત નિરર્થક નથી. તેને માટે પુત્ર બીજા દેણાની માફક જવાબદાર રહેછે. मुलचंद વી० कृष्ण. बीला. ५४.

## ટીકા.

शुल्क ને ગેરકાયદેસર ગણુવાનુ કારણુ એછે કે શુલ્ક આપવા માટે બંધાઇ કરેલાં લગ્ન નીંદીત પ્રકારમાં ગણાયછે પણ હવે એ વાત મંજુર રહેશે એમ જણાતુ નથી. એક કામમાં રૂ૧૦૦) લઇ દીકરીને પરણાવવાનો બાપે કરાર કર્યો. દીકરીને તેણે પરણાવી નહી. તેથી એ રકમ પાછી લેવા વાદીએ કરાર કરયો. તેમાં ઠરાવ્યું કે આ દાવો ચાલી શકેછે. रामचंद्रसेन વી. रुदीतोसेन इ. ला. रि. १० कल. १०५८. પણ દીકરીના બાપને પૈસા હવે પછી દેવા ઠરાવ્યા હોત તો તે લેવા તેનો દાવો ચાલી શકે કે કેમ એ સવાલ ભીજોજ રાખ્યોછે પણ તેનો ચુકાદો એજ રીતે થશે કેમકે आसुर લગ્ન હાલ મંજુર થએલા પ્રકારમાંનુ એક છે.

**૧૮૫** પુત્રનો ધાર્મીક ફરજ કયારે બંધ પડેછે, એટલે કે વડીલોપાર્જીત મીલકત માહેનો તેમનો હિસ્સો બાપના કરજ માટે કયારે પાત્ર થતો નથી તે વારો છેવટનો નિર્ણય આ પ્રમાણે છે.

આ ફરજ બંધ પડવાનું મુખ્ય કારણુ લેણદારની એ કરજ માટે બાપના ઉપર દાવો લાવવામા કે બજાવણી કરવામાં થએલી કસુર ગણાંનુ છે.

કરજદારની ફરજ એવી છે કે વડીલો પાર્જીત મીલકત (૧)સાન ગીરો માડી નહી હોય ત્યારે બાપના ઉપર દાવો કરતાં (૨) દીકરાને સામિલ કરવા અથવા તો બાપ ઉપર કુટંબના (૩) મેનેજર તરીકે દાવો લાવવો; અથવા તેમ ન કરયુ હોયતો (૪)બજાવણીમાં એ કુટંબની મઝીઆરી બધી મીલકત હરરાજીમાં લાવવી, માત્ર બાપનો હીસ્સોજ નુહી. મુ.

ननोमी बबुबासीन वी० मदनमोहन इ. ला. री. १३ कल० २१. (३२); नरसाना वी० गुरापा इ. ला. री. ९ मद्रा. ४२४ (તા૦ ૧૫ જુલાઈ સને ૧૮૮૬); बसामल वी० माहाराजसींग इ. ला. री. ८ अल्हा. २०५

આ ચારમાંનુ એક વાનું ન થયું હોય તો ખરીદદારને માત્ર વડીલોપાર્જીત મીલકત માંહેનો બાપનો હીસોજ પ્રાપ્ત થાયછે. દીકરા ના હીસો ખરીદદારને પ્રાપ્ત થતો નથી.

## ટીકા

આ ચાર માંનો છેલો રસ્તો प्रीवी काउनसीलना ननोमी વી. मदन मोहनના સદરહુ કેસથી ઊઘાડવામાં આવ્યોછે. આ કેસ પહેલાં આ સવાલના સબંધે ઘણીએક ઉથલ પાથલ થયેલીછે. પ્રીવી-કાઊનશીલમાં ચુકાયલા કેસો કે હીંદુસ્તાનમાં ચુકાયલા કેસો પરસ્પર પણ બધી રીતે મળતા નથી. બાપની સાથે દીકરાઓને સામેલ કરવાનો રસ્તો पोनापा पीलाइ વી૦ पपुवायंगर इ. ला. री. ४ मद्रा. ૧ ના ફુલબેંચ કેસથી ઊઘાડવામાં આવ્યો હતો. મીલકત સાનગીરો માંડી હોય ત્યારે અથવા મેનેજર તરીકે દાવો કરયો હોય ત્યારે દીકરાને પક્ષકાર કરવા જરૂર નથી. આ બે ભેદ हर-दीनारायण વી૦ रुदरप्रकास मीसर इ. ला. री. १० कल, ૬૨૪ ના કામમાં પ્રીવી કાઊનશીલે બતાવ્યા તેમાંનું કાંઇ ન કર્યું હોય અને બાપ ઉપર સાદું પઇસા સબંધી હુકમનામું મેળવ્યું હોય ત્યારે વડીલોપાર્જીત મીલકત માંહેનો દીકરાનો હિસો ખરીદદારને પ્રાપ્ત થતો નથી એમ ઠરાવ્યું હતું. પણ આ કલમમાં બતાવેલા કેસોમાં ચોથો રસ્તો એમ ઊઘાડવામાં આવ્યોછે કે, સાદુ પઈસા સબંધી બાપની જાત ઊપરજ હુકમનામું થયું હોય તો પણ બજાવણીમાં દીકરાના હિસા સોધે વડીલોપાર્જીત મીલકતની ખરીદી થઇ તોપછી તે કાયમ રહેછે અને માત્ર તે કરજ ક. ૧૮૩-૪ માં બતાવેલા અનીતીના કે ગેરકાયદેસર કામ માટે કરેલું હોય એમ દીકરાઓ દાવો લાવી બતાવે તોજ તેમનો હિસો મુક્ત થાયછે. જુઓ સદરહુ કેસો.

વારસો લેનારની કરજ ચુકાવવાની નિતિ ભરેલી ફરજ.

**૧૮૬** બાપ શીવાય બીજા કોઈપણ સગાની બાબતમાં કરજના સબંધે ધાર્મીક ફરજ રહેલી નથી. જેનો વારશો લેવામાં આવેછે તેનાં કરજ પતાવવાની દરેક માણસની નિતિ ભરેલી ફરજ રહેલીછે, એટલે કે વારસો લીધો હોય તેટલે સુધીજ. વારસો લીધા પછી એ મી-

મકતનો નાશ થયો હોય કે પછી વ્યવસ્થા કરી દીધી હોય તેની ચીંતા નહી. अंनपुरणा वी. गंगा नारायण २ वी. री. २९९; उदाराम वी. राणुपाडुर्जी ११ मु. हा. ६९.

खुलासो १—વારસો લેનારી ઓરતે પોતાના અખ્તીઆરને અનુસરી કરેલાં કરજના કારણસર તે ઓરત પછી લેનારા તેના ધણીના વારસોને તેણીના વારસો સમજવા. हरमोहन वी. गणेशचंदर इ. ला. री. १० कल ८२३.

વારસો એટલે શું

खुलासो २—સહહિસ્સેદારો હકથી, અવિભક્ત કુટુંબના એક સહહિસ્સેદારનો હિસો બીજા સહહીસ્સેદારને પ્રાપ્ત થાય છે તે હીસાનો વારસામાં સમાવેશ થતો નથી. मे. पे ४२१ २४३.

द्रष्टांत अ. માટે એક ભાઇના કરજના બોજાને માટે, તેના મરણથી તેના અવીભકત ભાઈને પ્રાપ્ત થએલો, તેનો હીસ્સો પાત્ર નથી. उदाराम वी. राणु पांडुर्जी ११ मु. हा. ६९; सूरजबंसी कुवर वी. शीवप्रसादसींग ला. री. ६ इ.अ. ५८ (८८); रायबालकीशन वी. रायसीता राम इ. ला. री. ७ अल्हा ७२१; बलभदर वी. बीसेसर इ. ला. री. ८ अल्हा ४९५ (તા० २२ જુન १८८६)

द्रष्टांत ब. તેમજ દીકરાના કરજ માટે વડીલોપાર્જીત મીલકત માહેનો તેનો હિસો તેના મરણ પછી તેના બાપને પ્રાપ્ત થયા પછી પાત્ર થતો નથી. उदाराम वी. रांणू पांडुर्जी ११ मु. हा. ६९

द्रष्टांत क વારસામાં મળેલી મીલકત વારસ વેચી નાખે ત્યારે એ વેચાણ રદ થતું નથી. પણ ખરીદીની રકમ સુધી તેની પોતાની જવાબદારી રહેલી છે. उदाराम वी. रांणुपांडुर्जी ११ मु. हा. ६९

द्रष्टांत ड. વીધવા, ધણીના કરજ તેની મીલકતથા પતાવવાને બંધાયેલી છે. गोपीमोहन वी. शीबनकुवर हस्टनोटस केश नं. ६४

મરનારની મીલકતના કબજાના કારણથી તેના કરજ માટે નિતી ભરેલી ફરજ.

१८७ વારસાના હકથી નહી પણ બીજી રીતે કોઇની મીલકત લીધી હોય તોપણ તેના કરજ માટે તે માલકત સુધી લેનારની નીતી ભરેલી ફરજ રહેલી છે. मे. पे. २८२ नारद ३:१७; कपुरचंद वी. दादाभाइ मोरीस ભાગ २. પ્ર.१२६ रामपरताप चोधरी वी. गोपीकीशन सेवी १०१

**ખુલાસો**—**લીધી હોય** એ શબ્દોમાં કરાર કે દાનથી મળી હોય તે મીલકતનો સમાવેશ થતો નથી.

### ટીકા

મદરાસમાં એક કેસમાં તેથી જુદી રીતે ઠરાવ્યું હતું એમ કહીને કે "મીલકતનો કબજેદાર વારસાના ક્રમમાં નથી અને મરનાર દેણદાર તરફથી તેણે મેળવેલી મીલકત તે કરજની બજાવણીમાં લઇ શકાય તોપણ તેથી કરીને કબજેદાર જાતે જવાબદાર થતો નથી" આ કારણો દેખીતાંજ ભુલ ભરેલાં છે. પહેલું તો જે ત્રાહીતના કબજામાં એ મીલકત છે, તેણે જો મરનાર દેણદાર પાસેથી વેચાણ લીધી હોય તો તેવે પ્રસંગે બજાવણીમાં એ મીલકત લેઇ શકાય નહીં, માટે તેને પ્રતીવાદીમાં દાખલ કર્યા શીવાય તેના કબજાની મીલકત ઉપર હુકમનામું બજી શકે નહીં. પ્રતીવાદી થવાથી એ મીલકત ઊપર તેને હકથી પ્રાપ્ત થયાનું ન બતાવી શકે તોજ એ મીલકત ઊપર બજાવણી થઈ શકે, અને બીજુ જાત ઉપર બજાવણી થઇ શકે છે કે નહી એ વાત પણ તેના ઊપર દાવો લાવ્યા શીવાય જોઈ શકાતી નથી; માટે વાસ્તવીક એજ છે કે કોઈ મરનાર દેણદારની મીલકત જેના કબજામાં હોય તેના ઉપર દાવો ચાલી શકે છે. તે માણસ વારસ ન હોય તેની ચીંતા નહીં. મુંબઇ અને કલકત્તા કોરટના ઠરાવ વાસ્તવીક છે.

૧૮૮ મીલકત લેનારના સંબંધે નીતીની ફરજ પુત્રની માફકજ બે પ્રસંગે બંધ પડે છે.

મીલકત છતાં તેની ફરજ કયારે બંધ પડે

(૧) પેહેલો પ્રસંગ અનિતિના કરજનો છે. તે પુત્રોના સંબંધે કામે લાગેછે તેવીજ રીતે આમાં પણ કામ આવેછે.

(૨) બીજો પ્રસંગ કરજદારની અમુક રીતની કસુરનો છે; તે એ છે કેઃ દેણદારનો વારસો બે અથવા વધારે માણસને એકત્ર પ્રાપ્ત થાય અને તેઓ વેહેંચણ કરી લે ત્યારપછી કરજદાર બધાને પ્રતિવાદીમાં સામેલ નહી કરતાં એકના ઉપરજ દાવો કરી હુકમનામું મેળવે ત્યારે બીજાને વેહેંચણમાં મળેલી મીલકત અને તે બીજા વારસની જાત એ કરજની જવાબદારીમાંથી છુટાં થાયછે.

૧૮૯ કરજદારનો વારસા ઉપર લીયન જેવો કાંઈ હક નથી. માટે વારસ વારસામાં મળેલી મીલકત વેચી નાખે તો તેથી એ મીલકત ખરીદ કરનારને કાંઇ નુકશાન થતું નથી. તેવે પ્રસંગે વારસ ખરીદીની

મરનારની મીલકત ઉપર કરજદારનો કાંઈ

સાન ગીરો કુલી અન હક નથી.

રકમ સુધી જવાબદાર થાયછે. उदाराम वी: राणु पांडुजी ११ मु.हा ६९; लक्ष्मण रामचंद्र वी. सरस्वती १२ मु. हा. ७८; अनपुर्णा दासी वी. गंगा नारायण २ वी. री. २८६; रामउतम वी. उमेशचंदर २१ वी. री. १५५.

## ટીકા

બંગાળામાં એક કામમાં ઠરાવ્યું કે દાન કે બક્ષીસથી મીલકત વારસે આપી દીધી હોય તોપણ તે મીલકત ઉપર કરજદારનો ઈલાજ ચાલશે નહીં राम उतम वी. उमेशचंदर २१ वी. री. १५५

મદ્રાસ કોર્ટે એક કામમાં એમ ઠરાવ્યું કે બક્ષીસ આપેલી મીલકત શુધબુધીથી અને કરજદારને નુંકશાન કરવાના ઇરાદાથી ન આપી દીધી હોય ત્યારેજ તે બક્ષીસ કાયમ રહે. सानभाइ वी. श्रीनादास पीलाइ ४ म. हा. ८४. આ નિયમ વશીઅતનામાથી મીલકત આપી હોય તેના સંબંધે પણ લાગુ પડશે. આથી કરીને આપનારની જવાબદારી તે મીલકતની કીંમત સુધી તો કાયમજ રહેછે. માત્ર જેને કબજે ગઈ હોય તેને નુંકશાનમાંથી બચાવેછે.

દણદાર મારફત લીધેલી મીલકત શીવાયબીજી રીતે કયારે જવાબદારી પહોચેછે.

**૧૯૦** કરજદારનો વારસાની મીલકત શીવાય વારસની જાત ઊપર અથવા તેની બીજી મીલકત ઊપર કાંઈ હક નથી.

**अपवाद**—પણ વારસાની મીલકતનો નાશ થાય અથવા વ્યવસ્થા કરે ત્યારે નાશ થએલી અથવા વ્યવસ્થા કરેલી મીલકતની કીમત જેટલે દરજજે તેની બીજી મીલકત અને જાત જવાબદાર થાયછે. (સને ૧૮૬૬ ના આકટ ૭ ની કલમ ૨)

તેમજ પુત્ર અને પૌત્રના સંબંધે વડીલોપાર્જીત અને બાપની સ્વોપાર્જીત મીલકત વારસા કે સહહિસેદારીના હકથી લીધી હોય તે શીવાય બીજી તેમની મીલકત જવાબદાર થતી નથી, અથવા તેમની જાત જવાબદાર થતી નથી. પણ એવી કાંઈ મીલકતની વ્યવસ્થા કરી હોય અથવા નાશ થયો હોય ત્યારે તેટલે દરજજે તેઓની મીલકત અને જાત જવાબદાર થાયછે સને ૧૮૬૬ના આકટ ૭ ની કલમ ૨. उदाराम वी० राणुपांडुजा ११ मु. हा. ६९ (७६)

**खुलासो**—મજીઆરા કુટંબના દેણા માટે બીજા સહહિસ્સેદા- ' મીલકત અને તેમાંના પુખ્ત સહહિસેદારની જાત પણ જવાબ-

દાર થાય છે. તેને આ નિયમ અસર કરતો નથી. જુઓ क. ९१ તથા સને ૧૮૬૬ ના આક્ટ ૭ ની क. ५

૧૯૧ કાયદેસર જવાબદારી ખુલી કે ગર્ભીત મુખ્તારગી (એટલે આડત) ના કારણથી ઉતપંન થાયછે. ગે. પે. ૨૧૯.

કાયદેસર જવાબદારી શા કારણથી ઉત્પંન થાયછે

## ટીકા,

હીંદુસાસ્ત્ર પ્રમાણે मुखत्यारगीना अभावे મીલકત લીધા વગર મા ત્ર સબંધના કારણથી હીંદુ કુટંબના કોઈપણ માણસ ઉપર બીજાના કરજની જવાબદારી આવી પડતી નથી દીકરો માના કરજને માટે જ વાબદાર નથી, ધણી ઓરતના કરજ માટે જવાબદાર નથી. मुतुकुमारपा વી० હીન્ડુ. मद्रा. રૂ'સ ૧૮૮૫ પૃ. ૧૮૩; તેમજ ભાઈ ભાઈના કરજ માટે જવાબદાર નથી. સબંધનાજ કારણથી તેઓ એક બીજાના મુખ્ત્યાર ગણાતા નથી. नारायण વી० रायापा मद्रा. રૂ'શ ૧૮૯૦ પૃ. ૫૧

૧૯૨ મુખ્તારગીનો પેહેલો પ્રકાર કુટંબના મેનેજરનો છે. બાપના નીતી ભરેલાં કરજ માટે તથા બીજો સહહિસ્સેદાર મેનેજર હોય તો તેણે પોતાના અખ્તયારમાં રહીને જરૂરીઆતના કારણસર અને બીજા યોગ્ય પ્રસંગે કરેલાં કરજ માટે કુટંબના બધા માણસો એટલે કે બીજા સહહીસેદારોની જાત તેમજ મીલકત જવાબદાર થાયછે.

મેનેજરે કરેલ કરજને માટે કુટુંબનાં માણસે કયારે જવાબદા થાયછે

अपवाद—પણ કરજ વખત જે સહહીસેદારો જનમ્યા ન હોય તથા જેઓ ૨૧ વરશની ઉમરે પોહોચ્યા ના હોય તેઓની જાત તે કરજને માટે જવાબદાર થતી નથી. ( મુંબાઈનો સને ૧૮૬૬ નો આક્ટ. ૭ क. ५)

૧૯૩ બાપ શિવાય બીજા મેનેજરે પોતાના અખ્ત્યારમાં રહીને યોગ્ય કારણસર કરેલા કરજની જવાબદારીમાંથી, સહહીસ્સેદારો, કરજદાર અમુક જાતની કસુરથી. છુટા થાયછે.

મેનેજરે કરેલ કરજ માટેનીજ વાબદારી કયારે બંધ પડેછે.

કુટંબની મીલકત સાનગીરો માંડેલી ન હોય ત્યારે કાંતો કુટંબના બધા સહહીસ્સેદારોને પક્ષકારોમાં દાખલ કરવા. અથવા તો તેના ઉપર મેનેજર તરીકે દાવો કરવો એવી કરજદારની ફરજછે. તેમાંનું એક વાનું થયું નહોય તો કોઈ સહહીસ્સેદાર ઉપરનું સાદું પૈસા સંબંધી હુકમનામું, તે ખરી રીતે મેનેજર હોયતો પણ બીજા સહહીસ્સેદારોના હિસાને અસર કરશે નહીં. विरराघवम વી. समुद्रल इ. ला. री. ८ मद्रा. २०८

બાપ સ્વભાવિક મેનેજર છે. માટે તેણે કરેલાં કરજના દાવામાં કરજ વખત ભેગા હોય એવા પુત્રોને પ્રતિવાદીમાં દાખલ કરયા વગર તે કરજના હુકમનામાની બજાવણીમાં તે પુત્રોએ મેળવેલી મીલકત લે-વાય કે નહી. એ સવાલ છે. વડીલો પારજીત માંહેનો તેમનો હીશો નનામી વી. મદનમોહન ના કેસ પ્રમાણે કામ લાગે છે. તો પછી તેમની બીજી મીલકત પક્ષકાર કર્યા વગર જપ્તીમાં લેવામાં અડચણ નથી: અને કરજ વખત બાપ ભેળા નહોતા એમ દાવો લાવી બતાવવાની તેમને છુટ રેહેશે.

સ્ત્રીએ કરેલાં કરજ માટે ધણીની જવાબદારી

**૧૯૪** ગર્ભીત મુખ યારગીનો બીજો પ્રકાર ઓરતના સબંધે છે. નીચેના પ્રસંગે ઓરતે કરેલાં કરજથી ધણી બંધાયછે (મે. પે. ૨૮૯)

(૧) મુશીબતના વખતે ઓરતે સંસારી જરૂરીઆતની બાબતો માટે કરેલાં કરજ; (नारद ३:१९)

(૨) જે ધંધો અથવા રોજગાર પોતે ઓરતને સોંપ્યો હોય તે ધંધામાં કરેલાં કરજ. (नारद ३:१९)

જ્યારે ઓરત આવા પ્રસંગ શીવાય કાંઈ કરજ કરે ત્યારે તેના કરજ માટે ધણી જવાબદાર થતો નથી. તેમજ તે પોતે પણ સ્ત્રીધન-ના અભાવે જવાબદાર થતી નથી, માત્ર તેના જવાબદારી સ્ત્રીધન (પા-રીભાષીક) જેટલે સુધી છે. પુનરલગ્ન થવાથી એ જવાબદારી બંધ પડતી નથી. नरोतम વી, नानका इ. ला. रि, ६ मुब. ૪૭૩ न्यालचंद વી. शाहशोब इ.ला. रि ६ मुब ૪૭૦ (તેમજ જુઓ સ્ત્રીધન પ્રકરણમાં આપેલા કેસો.) ભરવાડ, કારીગર અને બીજા હલકાની ઓરતોનો આ પ્રકારમાં સમાવેશ થાય છે.

**દ્રષ્ટાંત**—એક હિંદુ ઓરતે અને તેના ધણીના ભાઈઓએ મળીને તેના ધણી અને તેના ભાઈઓનું કરજ આપવાને અને તેમની જમીનની ખેતી કાયમ રાખવાને માટે પઈસા ઊપાડી તેનું ખત કરી આપ્યું અને તેને માટે કુટુંબનું ઘર માંડી આપ્યું. તેમાં ઠરાવવામાં આવ્યું કે ધણીનું કરજ આપવાને માટે પઈસા ઉપાડવા ઓરતને કાંઈ જરૂર નહોતી અને ખેતી માટે પઈસાની તંગીનુ કારણ, મઝીઆરૂં ખત કરી ગીરો માંડવાને બસ નથી કેમકે તેમાં તેના ધણીની જવાબદારી આ-બા કરજને માટે ઉતપંન થાય. पसो વી० महादेवप्रसाद इ.ला.रि. ३ अल्हा. १२१.

**१९५** બાપનું કરજ એ વારસાની મીલકત ઉપર પ્રથમ બોજો છે, પણ બીજુ કરજ એ મીલકતમાંથી દેવાઈ જતાં કાંઈ ન વધે તો બીજા કરજદારને દેવાઇ ગયું તેના ઉપર અથવા બીજુ કરજ પતાવનાર વારસ ઉપર કાંઈ હક રહેતો નથી. (સને ૧૮૬૬ ના આકટ ૭ની क. ૨ જુઓ)

કરજદારનો અંતરતી હક.

**१९६** કરજદારની સાથે બીજી રીતે ગોઠવણ ન થઇ હોય ત્યાં સુધી વારસોની જવાબદારી એકત્ર અને પ્રથક પ્રથક છે. मे. पे. ૨૮૧.

વારસોની એકત્ર અને પ્રથક પ્રથક જવાબદારી

## ટીકા.

આ નિયમ કરારની કલમ ૪૩ પ્રમાણે છે અને તે વાસ્તવીક જણાયછે. જો તેમ ન થાય તો કરજદારને હીંદુ વારસો કાયદાની મદદથીજ ઠગી શકે. એવી રીતે કે બે સહહીસેદારો વેહેંચણમાં કરજ બધું એકને માથે રાખે અને મીલકત બધી બીજાને આપે અને પછી કરજ રાખનાર સખસ ઉપર દાવો થાય ત્યારે તે એમ બચાવ લાવે કે મેં મીલકત લીધી નથી. અને બીજા ઉપર દાવો લાવે ત્યારે તે એમ કહે કે વેહેંચણમાં મારે માથે કરજ આવેલું નથી. પણ म. वेस्ट અને बुलर પોતાના ગ્રંથને પાને ૬૨૧માં કહેછે કે આ વીશે કેટલીએક શંકા છે.

**१९७** હીંદુ દેણદાર **એકી વખતે** મુદ્દલ કરતાં વધારે વ્યાજ **આપવાને** પાત્ર નથી. खुशालचंद लालचंद વી. इब्राहीम फकीर ३ मु. हा. अे. सी. जे. ૨૩; रामकनाइ વી. जोहरलाल इ.ला. री ५ कल. ૮૬૭. માટે આ નિયમ તેની મીલકત લેનારને પણ લાગુ પડે છે. આ નીયમને દામદુપટનો નીયમ કરી કહે છે.

હિંદુ દેણદારની વ્યાજની જવાબદારી

**अपवाद** १ આ નીયમ હુકમનામાની બજાવણીમાં લાગુ પડતો નથી. बालकृष्ण વી. गोपाल रघनाथ इ.ला.री. १ मुब. ७३.

**अपवाद** २ આ નિયમ બંગાળાની પરગણા કોર્ટોની હકુમતમાં ચાલતો નથી. दीनदयाल વી कैलासचंदर इ. ला. री. ५ कल.९२; कीर्तनारायण વી. रामदीनसींग इ.ला.री. ८ कल. ८७१; सुरजा नारायणसींग વી. गीरधारीलाल इ. ला. री. ८ कल. ८२५.

**खुलासो** १ જુદે જુદે વખતે ગમે તેટલું વ્યાજ ભરાયું હોય

તેની ચીંતા નહીં. ढोंडु जगननाथ વી. नारायण रामचंद्र १ मु. हा. ४७

खुलासो २ ચઢેલું વ્યાજ મુદ્દલમાં ભેળવી બાકી કાઢી આપવા-માં આવે ત્યારે એ વ્યાજ ભર્યા બરાબર સમજવું અને એ બાકી મુદ્દલ થાય છે.

खुलासो ३ આ નીયમ ગીરો કાર્યને સરખી રીતે લાગુ પડે છે. नथुभाइ વી. मुलचंद ५ मु. हा. अे. सी. जे. १९६ नारायण વી सत्वाजी ८ मु. हा. ८३ रामचंद्र વી. भीमराव रवजी इ. ला. रीं १ मुब. ५७७. તે પેહેલાના ઊલટા ઠરાવ આથી રદ થાય છે.

खुलासो ४ આ નિયમનો લાભ હીંદુ શીવાય બીજા પ્રતીવાદીને મળતો નથી. नानचंद हंसराज વી. बापु साहेब रुस्तमभाइ इ. ला री. ३ मुब. १३१

## ટીકા

હીંદુલાના दामदुपटના નિયમને કરારના કાયદેસરપણા કે ગેર કાયદેસરપણા સાથે કાંઈ સબંધ નથી. તે માત્ર મુદતનો નિયમ છે. रामकनइ વી. जोहरलाल इ. ला. री ५ कल. ८६७

મીલકત સાબીતકરવાનો બોજો વાદી ઉપર

**१९८** ધાર્મીક અથવા નિતીની ફરજ જેની છે તેવા શખ્શ ઉ-પર કરજદાર દાવો લાવે ત્યારે અનુમાન એવું છે કે મુળદેણદારની મીલ-કત પ્રતીવાદી પાસે નથી. માટે તેના કબજામાં કાંઈ મીલકત મુળ દેણુ દારની છે એમ સાબીત કરવાનો બોજો કરજદાર ઉપર છે. मे. पे. २७७

મીલકત સાબીત થાય ત્યારે તે મીલકતની ગેર-હાજરી વીગેરે બતાવવાનો બોં-જો પ્રતીવાદી ઊ-પર છે

**१९९** જ્યારે વાદી, મુળદેણદારની મીલકત પ્રતીવાદીએ લીધાનુ બતાવે ત્યારે. (१) એ મીલકત વાદીનુ કરજ પતાવાવને બસ નથી; (२) અથવા તેમાંથી વાદીનું કરજ પતાવવું જોઈએ એવા પ્રકારની તે મીલકત નથી; (३) અથવા મુળ દેણુદારની મીલકત મળી નથી; (४) અથવા મુળ દેણુદારની મીલકત બીજાં કરજમાં યોગ્ય રીતે વપરાઈ ગઈછે, એમ બતાવવાનો બોજો પ્રતીવાદી ઉપર આવી પડેછે. मे. पे. २७७

બાપે કરેલું ક-રજ અનીતી કે ગેરકાયદેશરકામ માટેછે એમ બ-તાવવાનો બોજો પુત્ર ઉપર છે

**२००** બાપે કરેલું કરજ અનીતીના કે ગેરકાયદેસર કામ માટે થયેલુંછે એમ સાબીત કરવાનો બોજો પુત્ર ઊપર અથવા તે કાર્યનો બીજો જે કાઇ લાભ લેવા માગે તેના ઊપર છે. मु. ननोमी વી. मदन मोहन इ. ला, री. १३ कल. २१.

સહહિસ્સેદાર સગીર હોય તો મેનેજરે પોતાના અખ્ત્યારમાં રહીને કરજ કર્યું હતુ એમ બતાવવાનો બોજો કરજદાર ઉપરછે

**२००अ** પણ બાપ શીવાય બીજા સહહીસ્સેદારે મેનેજર તરીકે કરેલા કરજના દાવામાં દેણદાર મેનેજર હતો અને તે વખત સહહિસેદાર સગીર હોય તો; તેણે તેના અખ્ત્યાર માં રહીને એ કરજ કર્યું હતું એમ બતાવવાનો બોજો કરજદાર ઉપર છે. **चोकलींगा** वीं. **सुमाया** इ. ला. री. ५ मद्रा. १२३

સહહિસેદાર કરજ વખત સગીર ન હોય તો મેનેજર હતો એટલુંજ બતાવવું બસ થશે. તે પ્રસંગે કુટુંબના ફાયદા માટે કર્યાનું અનુમાન લેવાય છે. *बाबाजी* वी. *कृष्णाजी* इ. ला. री. २ मुब. ६६६

**खुलासो**—કરજદારે મેનેજર ઉપરજ દાવો કરી હુકમનામું મેળવ્યું હોય ત્યારે બીજા સહહીસ્સેદારો પોતાના હીસ્સા ઉપરની જબાબદારી દુર કરાવવા દાવો લાવે તેથી ફરીને આ કલમમાં કહેલી બાબત સાબીત કરવાનો બોજો કરજદાર ઉપરથી ઉતરતો નથી. **चोकलींगा** वी. **शुभाया** इ. ला. री. ५ मद्रा. १३३



# प्रकरण १०

## ભરણ પોષણ.

### અંક ૧

ભરણ પોષણ માટે હકદાર સખસો.

ભરણ પોષણનો સમાવેશ

**૨૦૧** **भरण पोषणमां**, ખોરાકી, પોશાકી, રહેવાસ, ઊપનયન, અને લગ્ન, માટે થતાં ખર્ચનો સમાવેશ થાયછે. **अभयचंद्र** वी. **प्यारी मोहन** ५ बं. ला. री. फु. बे. ३४७

ભરણ પોષણના હકની બે પ્રકારે ઉત્પત્તિ

**૨૦૨** એક માણુસ ઉપર બીજાના ભરણ પોષણનો હક બે પ્રકારે ઉત્પન થાયછે;—

(૧) **स्वतंत्र** ભરણ પોષણ

(૧) જેઓના ભરણ પોષણનો હક, માત્ર કોઈ પણ જાતના સંબંધનાજ કારણથી ઉત્પન થાયછે, તે **स्वतंत्र** ભરણ પોષણનો હક છે, **म.पे.** ૩૭૫; **बाइ दया** वी. **नाथा गोवींदलाल** इ. ला. री. ८ मुं. २७८

(૨) **अवलंबी** ભરણ પોષણનો હક

(૨) જેઓનો હક, માત્ર સંબંધનાજ કારણથી નહી પણ બીજા ઉપર સંબંધના કારણથી **स्वतंत्र** હોઇને તે બીજાની મીલકત કે મીલકત ઉપરનો હક હીસ્સો, સંબંધના કારણથી ત્રીજાને હાથ હોવાથી કે જવાથી, તે ત્રીજા સખસો ઉપર ઉત્પન થાયછે, તેઓનો હક **अवलंबी** કે **परोक्ष** છે; તેમજ જે બીજાનો હક હીસ્સો ત્રીજાને હાથ હોવાથી તે ત્રીજા ઉપર બીજાનો તે ભરણ પોષણનો હક છે તેમનો હક પણ **अवलंबी** હક સમજવો. આ હક નીતી ભરેલી ફરજ ગણાયછે. **सावीत्री बाइ** वी. **लक्ष्मीबाइ** इ. ला. री. २ **मुंब**. ५७३ (५८१—८२)

**द्रष्टांत** (अ) **अ** નો **ब** ઊપર સ્વતંત્ર ભરણ પોષણનો હક છે પણ **क**. **ब** ના હક હીસ્સાનો મેનેજર હોવાથી મઝીઆરી તમામ મીલકત **क** ના વહીવટમાં છે માટે **अ** નો **क** ઊપર ભરણ પોષણનો **अवलंबी** હક છે. **सीवलींगापा** वी. **सीदापा** इ. ला. री. २ मु ६२४; **आपाजी** वी. **गंगाबाइ** इ. ला.री.२ मु.६३२.

(ब) **अ** અને **ब** અવિભકત કુટંબના સહહીસ્સેદારો છે તેમાં **अ**

એક વીધવા તથા એક કુંવારી દીકરી મુકી મરણ પામેછે. **अ** નો મઝીઆરો હીસ્સો સહહીસ્સેદારી હકથી **ब** ને પ્રાપ્ત થવા સબબ **अ** ની કુંવારી દીકરી અને વીધવાના ભરણ પોષણને માટે **ब** જવાબદાર થાયછે. માટે એ વીધવા તથા દીકરીનો અવલંબી ભરણ પોશણનો હક ગણાયછે **सावित्रीबाइ** વી. **लक्ष्मीबाइ इ. ला, री. २ मु** ૫૭૩.

**२०३** **स्वतंत्र** ભરણ પોષણનો હક પાછો બે પ્રકારનો હોયછે. (૧) **अखंड**; અને. (૨) **सरती कु मुदत बंधी**

*સ્વતંત્ર હકનો પ્રકાર*

(૧) જેઓનો હક તેમની જીંદગીમાં કોઈ પણ કારણથી બંધ પડી નથી શકતો તે **अखंड** હક છે; અને,

*(૧) અખંડ*

(૨) જેઓનો હક અમુક મુદત સુધી ચાલેછે અથવા અમુક જાતની લાયકી નાલાયકી ઉપર આધાર રાખેછે તેમનો હક મુદતબંધી કે સરતી કેહેવાયછે.

*(૨) સરતી*

**२०४** **अखंड स्वतंत्र** ભરણ પોષણના હકદાર સખસોમાં માત્ર (૧) **मा**; અને, (૨) **बाप** આવેછે. **बाइ दया** વી. **नाथा गोविंदलाल इ. ला. री. ९ मु.** ૨૭૯.

*(૧) અખંડ હકદાર મા અને બાપ*

**खुलासो**—માની અંદર ઓરમાન માનો સમાવેશ થતો નથી. **बाइ दया** વી. **नाथा गोवींदलाल इ. ला. री. ९ मु** ૨૭૯

**२०५** મુદત બંધી કે સરતી હકદારમાં નીચે મુજબ સખસોનો સમાવેશ થાયછે.

*(૨) સરતી હકદારો ઓરત અને છોકરાં.*

(૧) પોતાની પરણેલી ઓરત;

(૨) રાખણીઆત ઓરત;

(૩) પોતાના ઓરસ છોકરાં; અને,

(૪) અનૌરસ છોકરાં.

## ટીકા

આ સંબંધમાંના નંબર ૧, ૩, અને ૪ વાળા સખસોનું ભરણ પોષણ કરવામાં કોઈ સખસ શક્તિવાન છતાં ગફલત કરે અથવા ના પાડે તેઓ માટે ક્રિ. પ્રો. કોડ બાબ ૩૬ મુજબ સંક્ષિપ્ત રીતે ઈલાજ લઈ શકાય છે.

પરણેલી સ્ત્રીનો ધણી ઉપર હક (૧) પવિત્ર પણે ચાલવાની સરતે (૨) ભેગા રહેવાની સરતે

**२०६** પરણેલી સ્ત્રીનો ધણી ઉપર તેના લગ્નની તારીખથી ભરણ પોષણનો સ્વતંત્ર હક છે અને તે તેણીના પીયરમાં સગીરપણા સબબ રહે અને તેણીના માબાપ ભરણ પોષણની માગણી કરે તો તે આપવા ધણીની ફરજ છે પણ તે પવિત્રપણે ચાલવાની, અને વ્યાજબી કારણોના અભાવે **भेगा रहेवानी सरतेज** રહેલીછે.

**अ** અપવિત્રપણાનું કાંઈ કામ કરેછે ત્યારે માત્ર નામનીજ અને નજીવી ખોરાકી પોષાકી (Bare Maintenance) લેવા હકદાર છે. **मर्मदा** વી. **गणेशनारायण शेठ मु. हा. प्री. ज. १८८१ प्र. २१५** પણ છીનાળાના કારણસર જુદી રહે તો તો બીલકુલ ગુજરાન લેવા હક રહેતો નથી. તેમજ છીનાળાના કારણસર છેડા છુટકા આપવામાં આવે ત્યારે પણ ગુજરાન લેવા હક રહેતો નથી. **मथामल** વી. **कामाक्षी अमल २ म. हा.** ૩૩૭.

**ब** વગર કારણે પુખ્ત ઉમરની છતાં તેના ધણીથી જુદી રહે તો ત્યારે તેનો હક જુદી રહે તેટલી મુદતને માટે સાવ બંધ પડેછે. **मदवलापा** વી० **गरसनावा मु. हा. प्री. ज. १८७२** ના નં. ૧ **सीदलींगापा** વી० **सीदापा इ. ला. री. २ मु. ६३४ वीरसामीचेती** વી० **अपासामीचेती १ म. हा.** ૩૭૫

## ટીકા,

ઓરત પરણ્યા પછી સગીર વય પુરી થતાં સુધી તેના બાપને ઘેર રહી શકેછે **मे. पे.** ૩૭૯ તે શિવાય ધણીથી જુદી રહેવાનાં વ્યાજબી કારણો કયાં કયાંછે, તે વિશે પાછળ કલમ ૫૫ માં લગ્ન પ્રકરણમાં બતાવેલુંછે તેમાં જણાવ્યા પ્રમાણે ઘાતકીપણાના કારણથી ઓરત જુદી રહી શકે છે. તેમાં નીચેના પ્રસંગનો પણ શમાવેશ થાય છે.

કોઈ હીંદુ મુસલમાન ઓરત રાખે ત્યારે તેની પરણેલી ઓરત પોતાની પવિત્રતા જાળવીને અને ધર્મની લાગણીઓને અનુસરી તેના ધણીની સાથે રેહેવા અશક્ત થાય છે. **लाला गोवींद** વી. **दोलतवती १४ वी. री. ४५१** પણ રાખ્યણીઆત રાખે તેથી જુદુ રેહેવાનો ઓરતને કાંઈ હક થતો નથી તેમજ વગર કારણે ધણી બીજી ઓરત પરણે ત્યારે પણ પેહેલી ઓરતને જુદા રેહેવાનો કાંઈ હક ઊતપન થતો નથી. **वीरासामी** વી. **आपासामी १ म. हा. री.** ૩૭૫

રાખણીઆત ઓરતનો હક છોકરાં

**२०७** રાખ્યણીયાત ઓરતનો ભરણ પોશણનો સ્વતંત્ર હક છે પણ તેમાં સરત એવી રહેલી છે કે તેણી સાથે સબંધ **नातु प्र-**

कारनो होवो जोईए सीक्री वी. वेंकटासामी ८ म. हा. १४४

खुलासो १ राखणीआत साथेनो सबंध छीनाळानो एटले के तेणीनो धणी जीवतो होय तोपण फीकर नहीं खेमकोर वी. ऊमीयाशंकर १० मु.हा. ३८१; बंनरावनदास वी. यमुनाबाइ १२ मु.हा. २२९.

खुलासो २ एक धणी जीवतां कोई ओरत छेडा छुटको लीधा शीवाय बीजा सख्सने परणे त्यारे ते बीजा सख्सना संबंधे तेणीने राखणीआत समजवी. खेमकोर वी, ऊमीयाशंकर माटे तेवे प्रसंगे भरण पोशण लेवा ते बीजा सख्स उपर हक छे. (मात्र ते बीजा सख्स साथेनु लग्न रद गणायछे. जुओ पाछळ क. ४४)

छोकरां

२०८ ओरस छोकरामां वारसाने लायक अने वारसाने ना लायक एवा बे भेद पडछे.

(१) वारसाने लायक छोकरां

अ वारसाने लायक छोकरांमां पाछा दीकरो अने दीकरी एवा बे भेद पडछे.

(१) पुत्र सगीर होय तयां सुधी

(अ) पुत्र पुख्त उमरे पहोचे के तरत भरण पोषणनो हक बंध पडछे. मं. पे. ३७८; प्रेमचंद वी० हुलासचंद १२ वी. री. ४९४

अपवाद—ज्यारे कुटंबनी बधी मीलकत अविभाज्य होय अने वडा पुत्रने मळे तेवी होय त्यारे बीजा पुख्त वयना पुत्रोनो भरण पोषणनो हक छे. हीमतसींग वी० गणपतसींग १२ मु. हा. १९४; रामचंद्र वी० सखाराम इ. ला. री. २ मुब. ३४६

(२) पुत्री परणे त्यां सुधी भेळा रहेवानी सरते

(ब) पुत्रीओनो हक तेमने परणाव्या सुधी अने विशेष कारणना अभावे भेळी रहेवानी सरते छे; माटे,

(१) पुत्रीओनो भरण पोषणनो हक परणाव्या पछी बंध पडे छे. रामीभन वी० कोडुमल मद्रा. फस. १८५८ पृ. १५४.
(२) परणाव्या पेहेलां वगर कारणे जुदी रहे त्यारे ते वखतने माटे तेनो भरणपोषणनो हक बंध पडछे- इलाता स्वाम्री वी० इलाता नारायण १ म. हा. ६७२.

ब. वारसाने ना लायक छोकरांनो विशेष कारणना अभावे भेळां रेहेवानी सरते जींदगी सुधीनो भरण पोषणनो हक छे. (३ बे.×बु. ७५२)

પણ જન્મથી આંધળી અથવા બેહેરી છોકરીને પરણાવી તો પછી તે છોકરીના બાપ ઉપર ભરણ પોષણનો હક શા માટે બંધ ન પડે એ શવાલ છે.

તેમજ તેવો પુત્ર કમાવાને લાયક થયો અથવા તેનો ઔરસ પુત્ર કમાવા લાયક થયો ત્યારે તેના હક શા માટે બંધ ન પડે એ પણ તેવોજ શવાલછે.

**૨૦૯** અનૌરસ છોકરાંના સબંધે વારસાને લાયક ઔરસ છોકરાં જેવોજ નિયમ છે, એટલે કે—

**अ** અનૌરસ પુત્રો પુખ્ત વયે પોહોચ્યા પછી તેમનો ભરણ પોષણનો હક બંધ પડેછે. **नीलमणीसींगदेव** वी० **बनेसर** इ. ला. री. ४ **कल**.९१

**ब**, પુત્રીઓને પરણાવ્યા પછી ભરણ પોષણનો હક બંધ પડેછે.

**खुलासो—१** આવાં છોકરાંની મા અને તેણીને રાખનાર શખ્શ વચેનો સંબંધ છીનાળાનો હોય તેની ચીંતા નહી. **वीरराम थी उदयन** वी० **सींगारवेलु** इ. ला. री. १ **मद्रा**. ३०६; **राहो** वी० **गोवींद** इ. ला. री. १ **मुंब**. ९७; **कुपा** वी० **सींगारवेलु** इ. ला. री. ८ **मद्रा**. ३२५.

**खुलासो—२** આ નીયમ ત્રણ ઉચ્ચ વરણને પણ લાગુ પડેછે એમ **पारिचत** वी० **झालीमसींग** इ. ला. री. ३ **कल**. २१४ ના કામમાં ઠરાવ્યું. શુદ્રમાં વધારે મજબુત રીતે લાગુ પડેછે.

**૨૧૦** અવલંબી ભરણ પોશણનો હક મીલકતના સબંધ વડે ઉત્પંન થાયછે, આ હકના બે પ્રકાર છેઃ—

(૧) કોઈ સહહીસેદાર કે કુલ માલેક મરણ પામતાં તેનો હક હીસો લેનારના ઉપરનો હક અને,

(૨) અવિભક્ત કુટંબના મુખી ઉપર, તેના હાથમાં બીજાની મીલકત હોવાના સબબથી બીજાના ભરણ પોષણનો હક.

**૨૧૧** કોઈ સખસનો હક હિસ્સો લેનાર ઉપર નીચેના શખ્સોના ભરણ પોશણનો હક છે, (૩ **ब बु**. ७५२)

(૧) વારસાને નાલાયક સહહિસ્સેદારો;

(૨) તેમની ઓરત;

(૩) તેમનાં છોકરાં, પોતાનાં વારસાને લાયક ના લાયક ઔરસ છોકરાંની રીતે ૩ बे+बु. ७५२;

(૪) જેઓનો હક હીસો લીધો હોય તેમની ઓરતો; **पवित्रता नी सरते** હકદાર છે, માટે (૧) વિધવાના ભરણ પોશણનો હક અપવિત્રતાના કારણથી બંધ પડે છે. वलु વી. गंगा इ. ला. री ७ मु. ८४.(૨) આવી વીધવાનો હક ભેળાં રેહેવાની સરતે કાયમ રહે છે, એવી કાંઇ જરૂર નથી. कसतुरबाइ વી.शीवजीराम इ. ला. री ३ मु. ३७२; खुदीमणीदेव्या વી. ताराचंद २ वी. री. १३४;अहल्याबाइ વી. लखीमणी ६ वी री. ३७; गंगाबाइ વી. शीताराम इ. ला. री. १ अल्हा.१७० (१७४) પણ જો મરનારની મીલકત એટલી થોડી હોય કે જુદું ભરણ પોશણ આપવું પાલવે નહી તો પછી વિધવાએ ભેળાજ રેહેવું જોઈએ. કુટંબની મીલકત એટલી થોડી છે એમ બતાવવાનો બોજો તેવો વાંધો લેનાર ઉપરછે. कसतुरबाइ વી. शीवजीराम इ. ला. री ३ मु. ३७२;रामचंद्र વી. सगुणाबाइ इ. ला. री. ४ मुब. २६१.

મરનારની વિધવાનો હક
(૧) પવિત્રતાની સરતે.

(૨) ભેળા રહેવાની જરૂર નથી.

(૫) તેવા મરણ પામેલા સખસના છોકરાં, મીલકત લેનારનાં પોતાનાં છોકરાંની રીતે. ૩ बे×बु ७५२.

**खुलासो** १ વારસો લેનાર સખસ ઓરત હોય તેની ચીંતા નહીં. गंगा વી. जीवी १ बारो. ३८४; અથવા વારસો છેવટ રાજમાં જાય ત્યારે બીજા વારસના જેટલેજ દરજ્જે તે રાજ ભરણ પોશણના હકને માટે જવાબદાર છે, मु. गुलाबकुवर વી. बनारासनो कलेकटर ४ मु. इ. अ. २४६

## ટીકા

જે સરતો પરણેલી સ્ત્રીના ભરણ પોશણના હક માટે રાખેલી છે તેથી ઊલટીજ સરતો વિધવાના હકના સંબંધે રહેલી છે, એટલે કે પરણેલી સ્ત્રી બદચાલે ચાલવાથી તેનો હક સાવ બંધ થતો નથી. વીધવાનો હક તેવાં કારણથી સાવ બંધ પડેછે. બીજી તરફ સ્ત્રીની, ભેળા રહી ભરણ પોશણલેવાની ફરજ છે, તેવી ફરજ વીધવા ઉપર નથી. મતલબ વીધવા જુદી રહી ભરણ પોશણ માગી શકે છે.

પણ પવીત્ર રેહેવાનો બોજો મુકયો. ઓરતને પવીત્રતાની સખત ફર-
જ નહીં રાખી પણ તેને માટે સાથે રેહેવાનો વીશેશ બોજો છે.

**२. २** અવલંબી ભરણ પોશણના બીજા પ્રકારમાં અવીભ-
કત કુટંબના મુખી ઉપર આગળ કહેલા હકદાર ઉપરાંત જેઓના હક
છે તેઓ આવે છે તે નીચે મુજબ છે:—

મઝીઆરા કુ-
ટંબના મુખી ઉ
પર ભરણ પોષ
ણના હક

(૧) લાયક સહહીસેદારો, ગમે તો પુખ્ત વયના હોય;

(૨) તેમની સ્ત્રીઓ, મુખીની સ્ત્રીની રીતે એટલે કે આગળ સ્ત્રીને માટે આપેલી સરતે (रामाबाई વી. त्रीनक ४ मु. हा. २८४)

(૩) તેમનાં છોકરાં, આગળ કહેલી રીતે,

**खुलासा**—છોકરાંમાં દીકરાની વગર પરણેલી દીકરી અને તેના દી-
કરાનો સમાવેશ થાયછે. **अपवाद** પણ અવિભાજય (વેહેચાય નહી
એવી) જમીનદારીના કબજેદાર ઉપર દીકરાના દીકરાનો ભરણ
પોશણનો હક નથી. **नीलमणी** वी० **हिंगुलाल** इ. ला. रि. ५
कल. २५६

**द्रष्टांत अ—अ,** એક હીંદુ બાપને **ब** દીકરો અને **क** પૌત્ર
છે. **अ** ઉપર આ કલમ પ્રમાણે **ब** અને **क** બંનેના ભરણ પોષણનો
હક છે. કેમકે **अ** સ્વભાવીક મેનેજર છે. કલમ ૨૦૮ મુજબ **ब** સગીર હોય
ત્યાં સુધી હક છે, અને પુખ્ત થયા પછી બાપ તેને ભેળો રાખે ત્યારે
આ કલમ લાભ આપેછે. આથી છોકરાના વહેંચણ માગવાના હકને
કાંઈ હરકત નથી.

**द्रष्टांत ब—अ,** તેનો દીકરો **ब** અને **ब** ની ઓરત **क** અવિ-
ભકત છે. આ કલમ પ્રમાણે **क** નો **अ** ઉપર ભરણ પોષણનો હક
છે. **क** **ब** ની મરજીથી જુદી રહે ત્યારે તેણીનો **अ** ઉપર ભરણ
પોષણ માટે દાવો ચાલી શકેછે. દીકરાને બાપ જુદો કાઢે તો પછી
**क** નો હક **अ** ઉપર પહોચતો નથી.

# अंक २

## ભરણ પોષણનો હક અને તેના ઈલાજ વિશે.

**૨૧૩** જ્યારે કોઈ સહ હીસ્સેદાર મઝીઆરી મીલકતનો **हिस्सो लेवा दावो करी शके तेवी स्थीतीमां होय** ત્યારે તેને ભરણ પોષણનો **दावो करवा हक नथी.** બીજે બધે પ્રસંગે ભરણ પોશણના હકદાર સખસ ભરણ પોષણને માટે દાવો લાવી શકેછે. १२ मु. हा. ९६ नोट.

ભરણ પોષણના હકનો દાવો કોણ લાવી શકે નહીં.

**दृष्टांत अ**—જ્યારે બાપની પાસેની વડીલોપાર્જીત મીલકત, અવિભાજ્ય (નહીં વેંહેચાય એવી) હોય ત્યારે દીકરો બાપ ઉપર ભરણ પોષણ માટે દાવો લાવી શકેછે. કેમકે તે વેહેંચણને માટે દાવો લાવી શકતો નથી. **हीमतसींग** વી. **गणपतशींह** १२ **मु. हा.** २९४.

### ટીકા

આ નિયમનું કારણ એવું છે કે "**मोटामां नानानो समावेश थाय छे**" એ ન્યાયની કેહેવત પ્રમાણે હીસો લેવાના હકમાં ભરણ પોષણનો હક આવી જાયછે અને તેથી કરી વેંહેંચણના દાવામાં હીસ્સો લેવાનો હક ના સાબીત થાય અને ભરણ પોષણ લેવાનો હક સાબીત જણાતો હોયતો માગણી વગર પણ તે બાબતનું હુકમનામું થઈ શકેછે **रखमाबाइ** વી. **राधाबाइ** ५ **मु. हा. ए. सी.** १९३; **राझाबाइ** વી. **सदु** ८ **मु. हा. ए. सी.** ८९; **सींधोजीराव** વી. **नायकोजीराव** १० **मु. हा.** २२८ (२३४).

**૨૧૪** મીલકત ઉપર ભરણ પોષણ કરતાં અનિતી ભરેલાં નહી હોય એવાં કરજનો બોજો ચઢીઆતો છે, એટલે કે મીલકતમાંથી કરજ પેહેલું ચુકાવવું જોઈએ, [**लक्ष्मण** વી. **सत्यभामाबाइ इ. ला. री.** २ **मु.** ४९४] માટે તેવા કરજ સારૂ મીલકતના કરેલા વેચાણના ખરીદદારને વિધવાના ભરણ પોષણ કરતાં વધારે સારો હક છે. ગમે તો પછી તે વિધવાનો એ મીલકત ઉપર હક છે, એવી ખરીદદારને ખબર હોય તોપણ ફીકર નહીં (**लक्ष्मण** વી. **सत्यभामाबाइ** (४९४); **सुरताकुंवर** વી. **नाथबक्ससींह इ. ला. री.** ११ **कल.** १०२; **नेसबिटभमल** વી. **गोपालकृष्ण इ. ला. री.** २ **मद्रा.** १२६.

કરજ કરતાં ભરણ પોષણનો બોજો ઉતરતો.

ભરણ પોષણ-ના હકદારનો મીલકત ઉપર કશો લીયન હક નથી.

**૨૧૫** જેના ઉપર ભરણ પોષણનો હક છે તેની મીલકત ઉપર ભરણ પોષણના હકદારોનો એવો લીયન હક નથી કે જેથી પુરતો મોબદલો આપી વેચાણ રાખનાર ઉપર તેમનો હક પોહોચે **थधीराणी नारायण वी. सानामाली इ. ला. री. १ कल. ३६५ लक्षमण रामचंद्र वी. सरस्वतीबाई. १२ मु. हा. री. ६९; लक्षमण रामचंद्र वि. सत्यभामाबाइ इ. ला. री. २ मु. ४९४; सुरजकुंवर वी. नाथ वक्षसींह इ. ला. री. ११ कल. १०२ शामलाल वी. बना इ. ला. री. ४ अला. २९६ गुरदयाल; वी. कोन्सीला इ. ला. री. ५ अला. ३६७.**

પણ ખરીદદાર ભરણ પોષણનો બોજો છે એમ જાણી લે ત્યારે તેની જવાબદારી

**अपवाद १** પણ જ્યારે ખરીદ કરનાર, વીધવા અથવા તેવા કોઈ બીજા હકદારનો ભરણ પોષણનો બોજો તે મીલકત ઉપર છે તેમ જાણ્યાં છતાં તે મીલકત ખરીદ કરે અને કલમ ૨૧૪ પ્રમાણે તેનો હક વધારે સારો ન હોય તો, અગર ભરણ પોશણ માટે-જ થતા વેચાણમાં તે ખરીદ કરી ન હોય તો તેવા હકદારના હકનો બોજો તે મીલકત ઉપર કાયમ રહેશે, **मंगळदेवी वी. दीनानाथ बास ४ बं. ला. री. ओ. सी. ७२. गौरीवी. चंद्रमणी इ. ला. री. १ अलहा. २६२; सुरजकुंवर वी. नाथवक्षसींह इ. ला. री. ११ कल. १०२**

**द्रष्टांत अ—अ** નામની વીધવા કુટંબના એક મીલકત ઘરમાં રહેતી હતી, અને તેમાં તેનું ભરણ પોશણ થતું હતું. આ વાતની પુરેપુરી ખબર છતાં **ब** નામના ખરીદદારે તે મીલકતના વારસદાર પાસેથી તે ઘર ખરીદ કરયું. તે ઘરમાંથી વીધવાને ખસેડવાનો દાવો કરયો. તેમાં ઠરાવવામાં આવ્યું કે વીધવાનું ભરણ પોશણ થાય તેટલી બીજી મીલકત વારસ પાસે હોય તોપણ ખરીદદાર વીધવાને ખરીદ કરેલા ઘરમાંથી કહાડી શકતો નથી. તે વીધવાને ઘરમાં રેહેવા દેવાની સરતેજ તે ઘર ખરીદ કરી શકે છે. **दलसुख माहासूखराम वी. लल्लुभाइ इ. ला. री. ७ मु. २८२.**

**खुलासो—**ભરણ પોષણ માટે જોઈતી મીલકત રાખ્યા શીવાય બક્ષીસ અને વસીઅતનામાથી આપી દેવામાં આવે ત્યારે તે મીલકત ભરણ પોષણના બોજા સહીત જાય છે. **नर्मदा वी. महादेवनारायण इ. ला. री. ५ मू. ९९.**

**अपवाद—२** પણ જ્યારે કોર્ટથી ભરણ પોષણનું હુકમનામું થયું હોય અને તે હુકમનામામાં અમુક મીલકતમાંથી વસુલ કરવાનો ઠરાવ

કર્યો હોય ત્યારે અથવા ભરણ પોષણનો આંકડો અંદર અંદર નક્કી કરી તે આંકડો ઉપર પ્રમાણે અમુક મીલકતમાંથી આપવાની ગોઠવણ થઇ હોય ત્યારે એવો ઠરાવ અગર તેવી ગોઠવણ થયાની વાત જાણ્યા છતાં જો કોઇ સખ્સ તે બોજાવાળી મીલકત ખરીદ કરે તો તે મીલકત બોજા સહીત તેને જાયછે. हीरालाल વી૦ मु. कौसल्या २ अ.हा. ४२. अवोडीबेगम વી૦ आसाराम इ. ला. री. २ अल्हा. १६२

अपवाद—૩ વારસ પાસેથી મીલકત સરકાર ખાલસા થાય ત્યારે તે મીલકતના સબંધે જેનો ભરણ પોષણનો હક હોય તે હક તે મીલકત સાથેજ જાયછે. એટલે એ ભરણ પોષણના હક માટે સરકાર જવાબદાર થાયછે. मु. गुलाबकुवर વી૦ बनारसनो कलेकटर ४ मु. इ. अ. २४६;

મરનારની મીલકત દાવા વખત મીલકત પ્રતીવાદી પાસે હોય તોજ તેની વિધવાનો હક પોહોચે.

**२१५ अ**, જે મીલકતના સબંધે અવલંબી હકદારોનો ભરણ પોષણનો હક છે, તે મીલકત દાવો કરતી વખતે પ્રતીવાદીના કબજામાં હોય તોજ તે દાવો લાવી શકેછે. गंगाबाइ વી૦ सीताराम इ. ला. री. १ अल्हा. १७०; सावीत्रीबाइ વી૦ लक्ष्मीबाइ इ.ला. री. २ म. ५७३.

दृष्टांत अ—એક વીધવા તેના સસરા ઉપર ભરણ પોષણ માટે દાવો કરેછે. દાવો કરતી વખતે વડીલોપાર્જીત મીલકત સસરાપાશે ન હોય તો તેનો દાવો ચાલીશકે નહી. कालु વી૦ काशीबाइ म. हा. प्रीं. ज. १८८२. ४२०

दृष्टांत ब—ધણીનું એક ઘર દીકરાને વારસામાં મળ્યું અને તે દીકરાના મરણ પછી તે ઘર તેની વહુને વારસામાં મળ્યું તે ઘરમાં એ વહુ તથા તેની સાસુ રહેતાં હતાં સાસુએ ભરણ પોષણ માટે વહુ ઉપર દાવો કર્યો. વહુ પાસે એ ઘર અને તેના જીઘન શીવાય બીજું કાંઇ હતું નહીં. તેમાં ઠરાવવામાં આવ્યું કે એ ઘર ઉપજ આવે એવી મીલકત નથી. માટે સાસુનો દાવો ચાલી શકે નહી बाइ कंकु વી૦ बाइ जडाव इ.ला.री.८ मु. १५

## ટીકા.

ઉપરના कालु વી૦ काशीबाइ ના કેસથી उदाराम વી૦ सोनकाइ નો કેસ રદ કરવામાં આવ્યોછે, ૩ बेxबु. ७३९

ભવિસ્યના ભરણ પોષણનો હક જપ્તીમાં લેવાને પાત્ર નથી. જુઓ દી. પ્રો. કો. ક. २६६.

ભરણ પોષણ માટે મળેલી મીલકત ઉપરનો હક.

**२१६** ભરણ પોષણ માટે આપેલી મીલકત, એક સામાન્ય નીયમ તરીકે જેને આપવામાં આવેલીછે તેના મરણ પછી આપનારને મળી જાયછે. એટલા માટે કે અનુંમાન એવુંછે કે માત્ર ઉપજ ભરણ પોષણમાં આપી હતી बुदोआदीतो वी. मुकन नारायण २२ वी. री. २२५.

આથી કરીને ભરણપોષણના તમામ હકના બદલામાં ઉધડી રકમ અથવા જમીન કુલ માલેકીહકની સાથે આપવાને કાંઈ પ્રતિબંધ નથી. नरसींग देव वी. रायकैलासनाथ ८ मु. इ. अ. ५५

જ્યારે ઉચક ભરણ પોષણના બદલામાં કાંઈ જમીન આપી હોય તોપણ પાછળથી તે જમીન ગુજરાન માટે જોઈએ તે કરતાં વધારે થઈ પડે તેમ હોય તો વધારો પાછો લઈ શકાયછે. भावनामा वी. रामस्वामी इ. ला. री. ४ मद्रा. १९३

ઓરતને અપાવવાની રકમ.

**२१७** જ્યારે કોઈ માણસ પોતાની ઓરતને વગર કારણે કાઢી મુકેછે ત્યારે ભરણ પોષણ બદલ ઓછામાં ઓછો પોતાની મીલકતનો ત્રીજો હીસ્સો આપવા ધણી બંધાએલોછે. रमाबाइ वी. त्रींबक गणेश ९ मु. हा. २८३

તેથી પુરૂં ન થાયતો વધારે માગવા પ્રતીબંધ નથી. તેમજ અવિભક્ત કુટુંબના સહ હીસ્સેદારની ઓરતને કાઢી મુકવામાં આવે અથવા સંમતીથી બીજે રહે ત્યારે પણ તેણીના ધણીની મીલકતનો ત્રીજો હીસ્સો આપવાને પાત્ર થાયછે. गंगाबाइ वी. नारोमोरेसर मु. हा.प्रीज. १८७३ पृ. ९५.

ઓ શીવાય બીજાં સ્વતંત્ર હકદારને કેટલી રકમ અપાવવી.

ઓરત શિવાય બીજા સ્વતંત્ર ભરણ પોષણના હકદારોના સંબંધે ઓછામાં ઓછું ભરણ પોષણ દાખલ કેટલું અપાવવું જોઈએ તેને માટે કાંઈ ચોકસ નીયમ બાંધી શકાય નહી. દરેક કામમાં પક્ષકારોની પયશા સબંધી સ્થિતિ જોવી એ મુખ્ય વાત થઈ પડેછે. કેમકે શ્રીમંતપણે જે છોકરો ઉછર્યો હોય તેનું જરૂરીઆત ખર્ચ ગરીબ દશામાં ઉછરેલા છોકરા કરતાં વધારે હોવું જોઈએ. પરંતુ ભરણ પોષણની રકમ કેટલી બસ થશે તેનો બધો આધાર મીલકત ઉપર નથી. टागोर वी. टागोर ९ बं. ला. री. ४१३; भगवानचंद्र वी. बीदुबेसी. ६ वी. री. २८६; नीतोकीशोरो. वी. जोगेंद्रो ला. री.५ इ. अ. ५५

## ટીકા.

પહેલા કેસમાં પ્રીવી કાંઉન્સીલે કહ્યુંછે કે જો પૈસાના પ્રમાણમાં

ભરણુ પોષણની રકમ આપાવવામાં આવે તો કરકસર કરીને કોઈ માણુ-સે ઘણો પૈસો એકઠો કર્યો હોય ત્યારે તેનો દીકરો પોતેજ જરૂરીઆત જોગુ બસ ધારે તે કરતાં વધારે રકમ આપવાની તેના બાપને ફરજ પાડી શકે.

**૨૧૮** અવલંબી હકદાર વિધવાના ભરણ પોષણનો વધારેમાં વધારે હક તેના ધણી તરફથી મળેલા હક હિસાની વાર્ષીક ઉપજ બ-રાબર છે. **माधवराव** વી. **गंगाबाइ** **इ. ला. रि.** २ **मु.** ६३९

અવલંબી ભ-રણુ પોષણના હકની રકમ.

આવી વિધવાના ભરણુ પોશણનો આંકડો નક્કી કરવામાં તેણીના સ્ત્રીધન અથવા તેણીના ધણીની જુદી મીલકતની વાર્ષીક કાંઈ ઉપજ આવ તી હોય તો તે મજરે લેવી જોઈએ **शविदाइ**વી.**दुर्गाप्रसाद**४**अ.हा.** ६३; **चंद्रभागाबाइ** વી. **काशिनाथ** २ **मु. हा. रि.** २२३

## ટીકા

આ નિયમના પેહેલા ભાગનું કારણ એવું છે કે કોઈ સહહીસે-દાર મરણ પામ્યો હોય ત્યારે તેના મરણ વખત કાંઇ મજીઆરી મી-લકત હોય તોજ તેની વિધવા તથા તેનાં છોકરાં ભરણ પોષણનાં હકદા-ર થાય છે. (**सावीत्रीबाइ** વી. **लक्ष्मीबाइ इ. ला. रा.**२.५७३;)**आपा-जी** વી. **गंगाबाइ इ. ला. रि.** २ **मु.** ६३२) માટે તે ઉપરથી એમ સી-ધાંત નીકળે છે કે ધણીના હીસાની વાર્શીક ઉપજ કરતાં વધારે રકમ લેવાને તે હકદાર થતાં નથી **माधवराव** વી. **गंगाबाइ इ. ला. रि.** २ **मु.** ६३९

પરંતુ આ ઠરાવના વ્યાજબીપણા વિસે દેખીતીજ શંકા ઉઠવા-નું કારણ એવું છે કે જેવારે મીલકતની વાર્શીક ઉપજ સામાન્ય ભર-ણુ પોષણને માટે પણબસ થઇ પડે તેમ ન હોય ત્યારે તેણીના ધણી-નો હક છતાં તેને ભુખે મરવું પડે.

**૨૧૯** ભરણ પોષણ માટે દાવો લાવવા જેને હક છે તેઓ ભરણુ પોષણની ચડત માટે દાવો લાવી શકે છે. **प्रयाशींग** વી. **राणी राजकुवर** १२ **बं. ला. रि. प्री. का.** २३८ **विस्नुशांभोग** વી. **मांजामा इ. ला. रा.** ९ **मुंब.** १०८

તેમજ ચડતની અને ભવિષ્યમાં હમેશાં ભરણુ પોષણ મળ્યા કરે એવી બંને માગણી કરી દાવો લાવી શકેછે. **लक्ष्मण**વી.**सत्यभामाबाइ इ. ला. रि.** २ **मु.** ४९७—८ **विस्नुसांभोग** વી. **मांजामा इ. ला. रि.** ९ **मुंब.** १०८; **नर्मदाबाइ** વી. **माहादेव नारायण इ. ला. रि.** ५ **मु.** ९९

ભવિષ્યને માટે ભરણ પોષણ અપાવ્યું હોય તે ઓછું કરાવવાનો દાવો લાવવા અથવા ભરણ પોશણનો હક ઠરાવેલા હુકમનામા ઉપરથી કરેલા દાવામાં ઓછું કરાવવાનો બચાવ લાવવા હકછે. विश्नुसांभोग વી. मांज्ञामा इ. ला. री. ૯ मुब. ૧૧૦

## ટીકા.

૧ ભરણ પોશણ માટે હક છતાં કોણ અને શા માટે દાવા લાવી શકતા નથી. તે વીશે જુઓ. क. ૨૧૩ અને તે ઉપરની ટીકા.

૨ ચઢતના દાવા મુદતના ધારાના પરિશીષ્ટની કલમ ૧૨૮ મુજબ લેણી થયાની તારીખથી બાર વરસમાં લાવવા જોઈએ અને ભરણ પોષણનો હક ઠરાવવાના દાવા તેવો હક હોવાનું ઇનિકાર કરવામાં આવે ત્યારથી બાર વરસમાં કલમ ૧૨૯ પ્રમાણે કરવા જોઇએ.

ભવિસ્યના ભરણ પોષણનાં હુકમનામાં કેવી રીતે કરવાં.

**૨૨૦** જયારે વિધવા ભવિષ્યના ભરણ પોષણની માગણી કરે ત્યારે તેજ દાવાના હુકમનામામાં એજ રીતે ભવિષ્યમાં ભરણ પોષણ મળ્યે જવાનો હુકમ કરવો જોઇએ. માત્ર હક ઠરાવવાનો હુકમ કરવો એટલુંજ બસ નથી. આનું પરિણામ એવુંછે કે એકનુંએક હુકમનામું હમેશાં બજે અને વીધવાને પાછળથી બીજો દાવો લાવવા જરૂર રહે નહીં. આવે પ્રસંગે ભરણ પોષણનો હક રદ કરાવવા, કે તેમાં ઓછું કરાવવાનો દાવો લાવવા હુકમનામાના દેણદારને માત્ર છુટ રહે. लक्ष्मण વી. सत्यभामा बाइ इ. ला. री, ૨ मुब ૪૯૭—૮; विश्नुशांभोग વી. गांज्ञामा इ. ला. री ૯ मुब. ૧૧૦

## ટીકા

પેહેલા કેસમાં चीफ जसटीस वेस्ट्रोप साहेब કે "આ દીલગીરી ભરેલુ છે કે પેહેલા દાવામાં ભવિષ્યમાં ભરણ પોશણની રકમ આપ્યે જવાનો હુકમ હુકમનામામાં કરેલો નથી. એકજ વીધવાના ભરણ પોશણની બાબતમાં ઘણા દાવા લાવવા તેને જરૂર પડે એ પસંદ કરવાલાયક વાત નથી. કટકે કટકે માગવાની અને મંજુર કરવાની રીત વાદી અને પ્રતિવાદી બંનેને વગર જોઈતા ખરચ અને મેહેનતમાં નાંખનારી વાત છે તે રીત વકીલબારીસ્ટરનો ધંધો કરનારાનેજ માત્ર ફાયદો કરનારી છે. આવી રીતને બને તેટલેસુધી તોડી પાડવી જોઇએ" બીજા કેસમાંચીફ જસ્ટીસ सारजंट साहेब આ ટીકામાં બતાવેલી દીલગીરીમાં ભાગ લીધો છે.

# વિભાગ ૭

## વ્યવસ્થા પ્રકાર.

## प्रकार १ लो.

### इश्वर कृत.

## प्रकरण ११

### વારસા પ્રકરણ.

### अंक २ लो.

સામાન્ય નિયમો.

**૨૨૧** કોઈ માણસ સ્વભાવિક કે સંસારીક મરણ પામે છે કે તેજ વખતે તેની મીલકત અથવા મીલકત ઊપરનો હક હિસ્સો બીજાને પ્રાપ્ત થાય છે, (मे. पे. ४२२) તેને સામાન્ય રીતે **वारसो** કરી કહે છે. (૨ वे.×सु. ५७७)

*વારસાનો સામાન્ય અર્થ*

**૨૨૨** મીતાક્ષરા પ્રમાણે **दाय** એટલે જે મીલકત સબંધનાજ કારણથી બીજાની થાયછે તે; (**मीता १: २**) માટે જ્યાં મીતાક્ષરા ચાલેછે, ત્યાં દીકરા જન્મથી બાપના સહહિસ્સેદાર થાયછે. **सुरजवंसी कुअर वी. शीवप्रसादसींग** (ला. री. ६ इ.अ. ८८; ८९) આમ છે તોપણ દીકરાના હક સાથે બાપનો જે જોડાયલો હીસ્સો રહ્યો તે તો પાછો તેના મરણથીજ તેના દીકરાને સહહિસ્સેદાર તરીકે પ્રાપ્ત થાયછે; અને તેજ રીતે ઊતરતા દરજ્જાના સહહિસ્સેદારોને પણ તેના મરણથી પ્રાપ્ત થાયછે. ૩ वे ×सु. ६८) दायक्र १ )

*વારસાનો હક પ્રાપ્ત થવાનો વખત.*

*મીતાક્ષરા જન્મ સબંધથી મરણથી*

દાયભાગ પ્રમાણે કાંઈ મીલકત પેહેલ વેહેલી એકના મરણથી બીજાને પ્રાપ્ત થાય છે. માટે પુત્ર તેના જન્મથી બાપનો સહહિસેદાર થતો નથી. બાપના મરણથી તેની મીલકત તેના **वारस तरीके** પુત્ર લે છે (**दाय** १:११, ૩૧, ૩૮, ૪૪ અને ૫૦; मे. पे. २२१)

*દાયભાગ વાળા મરણથી*

**૨૨૩** મરણના બે પ્રકાર છે, **स्वभावीक** અને **संसारीक** સ્વભાવીક મરણના પાછા બે ભેદ પડે છે. (૧) **जाणेलु** અને (૨) **अनुमानीक. अनुमानीक मरण**—જ્યારે કોઈ માણસની લાંબી મુદતની ગેરહાજરી સબબ તેનું 'મૃત્યુ' થયાનું, વિરૂધ સાબીત થતાં સુધી, ગણવામાં આવે છે તે તેનું **अनुमानीक मरण** કહેવાયછે.

*૧ સ્વભાવીક મરણ*
*(૧) જાણેલુ*
*(૨) અનુમાનીક*

કેટલા વર્ષે અનુમાનીક મરણ ગણવું તે વિશે હીંદુ ધર્મશા-સ્ત્રનો નિયમ એવો છે કે ગેરહાજર માણસ ૩૦ થી ૩૫ વર્ષનો હોય તો નાશી ગયા પછી ૩૦ વર્ષે, જો ૪૦ થી ૪૫ વર્ષનો હોય તો ૧૫ વર્ષ અને જો ૬૦ થી ૬૫ સુધીનો હોય તો ૧૨ વર્ષે, તેના મરણ-નું અનુમાન લેવાતું હતું. પણ હવે તો હીંદુસ્થાનના પુરાવાના કાય-દાની કલમ ૧૦૭ અને ૧૦૮ પ્રમાણેજ મરણના અનુમાન થશે; એટલે કે:—

(૧) જેને ખબર મળવા જોઈએ તેવાં સગાં વહાલાં કે સ્નેહી ને ખબર મળ્યા નહીં હશે તો છેલો ખબર પછી સાત વર્ષે; અને,

(૨) બાકી બીજે બધે પ્રસંગે તેની છેલી જાણ પછી ૩૦ વર્ષે.

આ નિયમ મુસલમાનોની વારસા સંબંધી તકરારોમાં લાગુ પાડવા માં આવ્યો છે (माजरअली वी. बुधसींग इ. ला. री. ७ अलहा. २८१) તેજ પ્રમાણે નાસી ગએલા હીંદુના હકના સંબંધે પણ લાગુ પાડવામાં આવ્યોછે. જુઓ परमेसरराय વી. बीसेसर इ. ला. री. १ अलहा. ५३ धरुपनाथ વી. गोवींदसरण इं. ला. री. ८ अलहा. ६१४ તા० २१ मे सने १८८६

## ટીકા.

પુરાવાનો કાયદો (સને ૧૮૭૨ નો આકટ ૧ લો) પસાર થયા પહેલાં ગુમ થએલા માણસના મૃત્યુની છેલી ખબર પછી ૧૨ વર્ષે અનુમાન લેવામાં આવતું હતું. जन्मेजय વી. केशवलाल (२ बं ला. री. १३४) गुरुदासनाग वी. मतीलालनाग ६ बं ला. री. अपे. १६

સંસારીક મ-રણ.

२२४ જ્યારે કોઈ માણસ ગૃહસ્થાશ્રમ तमाम रीते છોડે છે ત્યારે તેનું संसारीक મર્ણ થયું કહેવાય છે, જ્યાં સુધી તે સંપુર્ણ-રીતે ગૃહસ્થાશ્રમ છોડતો નથી અને કંઇ મીલકત રાખી બેઠેછે, ત્યાં સુધી તેનું સંસારીક મર્ણ થયાનું ગણાતું નથી. दत्ताराम भारती વી० लछमन भारती इ. ला. री. ४ कल. ८५४

अपवाद—નાત બહાર થવું કે વટલી જવું એ સંસારીક મર્ણ છે. તોપણ સને ૧૮૫૦ ના આકટ ૨૧ થી તેવા શખસના વારસાના

હક ડુબતા નથી. તેમ તેના તરફથી વારસો લેવાનો તેના અસલ સબંધીનો હક પણ તુટતો નથી. પણ **सीनामल** વી० **मद्रासनो एडमीनीस्ट्रेटर जनरल** (इ. ला. रो. ८ मद्रा. १६९) ના કામમાં એમ હતું કે એક બ્રાહ્મણ ખ્રીસ્તી થયો ત્યાર પછી તેણે તેની ઓરતને સાથે રેહેવા કહ્યું પણ તે વાતની તેણીએ ના પાડી. પછી તે શખસ મરી જતાં તેનો વારસો લેવા તેની ઓરતે દાવો કર્યો તેમાં ઠરાવ્યું કે તેના વટલી જવાથી તે પતિત થયો અને તેને માટે તેને માફી મળી નહીં હતી, જેથી ઓરતનું લગ્ન બંધન તેના માર્ગથી સાવ છુટું થયું. માટે ઓરત તેનો વારસો લેઇ શકતી નથી.

## ટીકા

ઓરતને તેના વટલી ગએલા ધણીનો વારસો ન મળે પણ તેણીનો વારસો તેનો ધણી લઇ શકે એમ થાય તો પછી એથી વધારે અઘટીત બીજું એકે ગણાય નહીં. જો **अ**, **ब** ની ઓરત નથી, તો **ब**, **अ** નો ધણી કેમ થઇ શકે. જો **अ ब** ની ઓરતને દરજજે **ब** નો વારસો લઇ શકે નહી તો પછી **ब अ** ના ધણીને દરજજે **अ** નો વારસો શી રીતે લઇ શકે એ સમજવું મુશ્કેલ છે. માટે આ ઠરાવને સને ૧૮૫૦ ના આકટ ૨૧ સાથે લેતાં એમ થાયછે કે **ब** તો **अ** નો ધણી ખરો પણ **अ ब** ની ઓરત નહી બીજી તરફ જે ઓરત ધણીની સાથે જવા ના પાડેછે તે ઓરત વારસાને લાયક થાય એ પણ યોગ્ય નથી. એ જોતાં સને ૧૮૫૦ ના આકટ ૨૧ ના ઠરાવો કાંઇ પણ સરત વગર વાસ્તવીક નથી.

**૨૨૫** મીતાક્ષરા પ્રમાણે વારસાના હકનો આધાર નજીકના સંબંધ ઊપર છે. દાયભાગ પ્રમાણે(બંગાળામાં) ધર્મક્રિયા કરવાની વધારે લાયકી ઊપર છે. **मे. पे.** ૪૨૩—૪૩૫.

વારસો લેવાની લાયકીનોઆધાર

અથવા, બીજી રીતે કહીએતો મીતાક્ષરાશાળામાં ધર્મ ક્રિયાની ફરજો વારસા પાછળ ચાલેછે. બંગાળામાં તે ફરજો પાછળ વારસો જાયછે. જુઓ પાછળ ક. ૩ **ब**.

## ટીકા

કલમ ૨૨૪ માં આપેલા મદ્રાસના કેસમાં ઓરતને તેના વટલી ગએલા ધણીનો વારસો નહીં આપવાના કારણ તરીકે મી० જસ્ટીસ **करनान** એક વાત એમ જણાવેછે કે "તેણીએ તેની ઊતર ક્રિયા કરી નથી માટે તે તેનો વારસો લઇ શકે નહી." पृ. ૧૭૪. આ તેની દલી-

તીજ ભુલ છે. મીતાક્ષરા શાળામાં તેવો કશો નિયમ નથી. ત્યાંતો ધર્મ ક્રિયા કરવાની ફરજ વારસા પાછળજ જાયછે. તે ફરજ ન બજાવે તેથી વારસાનો હક તુટતો નથી.

વારશો લેવાના હકના પ્રકાર

**૨૨૬** એકની મીલકત બીજા જે કોઇને પ્રાપ્ત થાયછે. તેઓના બે વર્ગ પડેછે.

(૧) **अ प्रातिबंधदाय हकथी लेनार** અને (૨) **सप्रातिबंध दाय हकथी लेनार** (मीता ૧:૧:૩; व्यव. मयू. ૪:૨:૨; ૧૦ ब.)

અપ્રતિબંધ દાય હકની વ્યાખ્યા

(૧) જેઓનો હક બીજા કોઈ નજીકના સંબંધવાળા શખ્સનો જન્મ થવાથી બંધ પડતો નથી તેઓ **अप्रतिबंध दाय हकथी** લેનારા કહેવાયછે.

**खुलासो**— અપ્રતિબંધ હકથી લેનાર શખ્સોનો હક હીસ્સો વખતે કમી થાયછે ખરો પણ તેઓ હયાત હોય ત્યાં સુધી તદન બંધ તો પડેજ નહીં. જેમકે **अ** ને **ब** નામનો એક દીકરોછે તેને બીજો દીકરો થાય તેથી કરીને **ब** નો હક ઓછો થાયછે પણ તે સાવ બંધ પડતો નથી.

સપ્રતિબંધ દાય હકની વ્યાખ્યા

(૨) જેઓનો હક, બીજા નજીકના સબંધવાળા સખ્સની હયાતીથી કે જન્મના સબબથી સાવ બંધ પડેછે તેઓ **सप्रातिबंध दाय** લેનારા કહેવાય છે.

અપ્રતિબંધ દાય હકમાં કોણ કોણ આવેછે

**૨૨૭** પુત્ર, પૌત્ર અને પરપૌત્ર ઔરસ કે દત્તક હોય તેઓ હમેશાં અપ્રતીબંધ દાય હકથી લેનાર ગણાયછે માટે (**अ**) પુત્ર, પૌત્ર અને પરપૌત્ર ઔરસ કે દત્તક, મરનારનો હક હિસ્સો હમેશાં **एकीहारे** લેછે, માટે નજીકનો સંબંધી છેટેના સંબંધીનો હક દુર કરાવેછે એ નીયમનો આ અપવાદ દેખાયછે. **खत्रगोपाल** વી. **पुर्णोचंदर** ૧૫ वी. री. ૪૮૨.

अ તેમનો સાથે લેવાનો હક

આ નીયમ મીતાક્ષરા અને દાયભાગ એ બંને શાળામાં એક સરખોજ છે પણ તેમનાં કારણ જુદાં જુદાં છે. મીતાક્ષરા આનું કારણ પુત્ર, પૌત્ર, અને પરપૌત્રના જન્મ હકનું આપેછે અને દાયભાગ, પુત્ર, પૌત્ર અને પરપૌત્રની ધર્મ ક્રિયા કરવાની સરખી લાયકીનું બતાવેછે. (मीता ૧:૧:૩; दाय. ૩; ૧૨, ૧૮.)

**खुलासो**—પુત્ર પૌત્ર અને પરપૌત્ર સાથે લેછે એનો અર્થ એમ સમજવાનો છે કે જે પૌત્રના બાપ, અને પરપૌત્રના બાપ અને દાદા બંને, ગુજરી ગયા હોય, તે પૌત્ર અને પરપૌત્ર પુત્રની સાથે લેછે.

(ब) અપ્રતિબંધ દાય હકનું બીજું પરિણામ એવુંછે કે પૌત્ર તેના બાપના અને પરપૌત્ર તેના બાપ અને દાદાના અભાવે તેના प्रतिनिधि तरीके એટલે શાખા દીઠ લેછે, सदाव्रत प्रसाद વી. फुलबास कुअर ३ बं. ला. री. ३१; रामनारायण વી. प्रतापसींग २० वी. री. १८९; देवीप्रसाद વી. ठाकुर दयाल ह. ला. री. १ अल्हा. १०५; અને પુત્રોજ માત્ર माथा दीठ લેછે.

ब
પૌત્ર પરપૌત્રનો શાખાદીઠ એટલે પ્રતિનિધી તરીકે લેવાનો હક

એક માના ૨ હોય અને બીજી માના ૩ હોય તોપણ તે પાંચે સરખો હક ધરાવેછે.

આ નીયમની સમજ આ પ્રમાણે છે.




खुलासो—ब, क, ड અને फ મુકીને अ ગુજરી જાયછે. આમાં फ ને કાંઇ મળશે નહી. (मोरो વી. गणेश १० मु. हा. ४४४) ब, क અને ड દરેકને अ ની મીલકતનો ત્રીજો હીસ્સો પ્રાપ્ત થાયછે, એટલે કે क ને તેના પ્રથમ મર્ણ પામેલા બાપનો હક પ્રાપ્ત થાયછે, ड ને તેના મરણ પામેલા દાદા અને બાપનો હક મળેછે. હવે જો क ને બીજો ભાઇ હોત તોપણ તેને અને તેના બીજા ભાઈ વચ્ચે તેનો તેજ ત્રીજો હીસ્સો મળત. તેમજ ड ને બીજો ભાઈ, કાકો કે કાકાનો દીકરો હોત તોપણ તે બધાની વચ્ચે ત્રીજો હીસ્સો પ્રાપ્ત થાત અને તેમની વચ્ચે એજ પ્રમાણે ગણત્રી થાત. હવે જો अ ના મર્ણ વખત फ નો કાકો કે બાપ હયાત હોત તો તેને ચોથો હીસ્સો પ્રાપ્ત થાત, અને તેથી બીજી શાખામાં પણ તેટલોજ હીસ્સો ઉતરત.

આ પ્રમાણે अ ના મરણ વખત તેના જે જે વંશજો તેની ત્રણ પેઢીમાં હોય તેઓ સહહીસ્સેદાર તરીકે લે અને તે દરેક સહહીસ્સેદાર પાછો તેના પોતાના ત્રણ પેઢીના વંશજોને તે હીસ્સામાં સહહીસ્સેદાર

તરીકે જોડે, જેમકે. अ ના મર્ણ વખત फ ના બાપ હયાત હોત તો તે સહહીસ્સેદાર થાત અને ચોથો હીસ્સો લેત. તે હીસ્સો તે પોતાને માટે અને પોતાના ત્રણ પેઢીના વંશજોને માટે ધારણ કરત તેથી કરીને फ, अ ની મીલકતની સહહીસેસ્સેદારીમાં આવી જાત. પણ જો अ ના મર્ણ વખત फ નો બાપ નહીં પણ फ નો કાકોજ હયાત હોય તોપણ फ સહહીસ્સેદારીમાંથી નીકળી જાય અને તેનો કાકો જે હીસ્સો લે તે તેને પોતાને માટે અને તેના પોતાના ત્રણ પેઢીના વંશજો માટેજ લે; જેથી કરીને તેના (फ ના કાકાના) ત્રણ પેઢીના વંશજો સહહીસ્સેદારીમાં દાખલ થાય. એટલે કે अ પછી फ નો કાકો મરણ પામે તો તેનો હીસ્સો તેના ત્રણ પેઢીના વંશજોને અને તેવા સહહીસ્સેદારને અભાવે બીજા સહહીસ્સેદારો (આ પ્રસંગે ब, क અને ड)ને પ્રાપ્ત થાય. અને फ એક બાજુ રહે. મોરો વી. गणेश १० मुं. हा. ४४३ (४६४).

## ટીકા.

(૧) આ નિયમનું પેહેલું પરિણામ એ છે કે એક માણસના મર્ણ વખત તેની મીલકતમાં તેની છઠી પેઢીનો વંશજ પેહેલી પેઢીના વંશજનો સહહીસ્સેદાર થઈ શકે પણ એવી સરતે કે તે માણસનો પરપૌત્ર એટલે કે તે વંશજનો વડો દાદો હયાત હોય તો. અને તેનું પરિણામ એ છે કે એક માણસના વંશજો ગમે તેટલી પેઢીએ છેટે ઊતર્યા હોય તોપણ એક બીજાના સહહિસ્સેદારની સ્થીતી ધરાવી શકે પણ એવી સરતે કે સહહીસ્સેદારી માટેના હાલના દાવેદારો તેમના જે વડવા છેલામાં છેલા સહહીસ્સેદારની સ્થિતિમાં હતા તેમની ત્રણ પેઢીમાં એ દાવેદારો હોવા જોઈએ જેમકે;



**समज**–આમાં **अ** ના મર્ણ વખત **ब**, **क**, અને **ड** નો **फ** સહહીસ્સેદાર થાયછે, મતલબ **ड** હયાત હોવો જોઇએ. નહિંતો **फ** સહહિસ્સેદારીમાંથી નીકળી જાય. **अ** પછી **ड** મર્ણ પામે ત્યારે **ब**, **क** અને **फ** સહહિસ્સેદારો થાયછે કેમકે **ड** નો હિસો **फ**ને ઉતરેછે. પછી **ब** મરણ પામે ત્યારે તેનો હિસ્સો તેના પરપૌત્ર **ग** ને ઊતરે તે વખત **ब** નો પરપૌત્ર **ग**, **क** અને **फ** સહહિસ્સેદારો થાયછે. એ રીતે ગમે તેટલે છેટે પિત્રાઈઓ ઉતર્યા છતાં સહહિસ્સેદારોની સ્થિતિમાં રહેછે.

(૨) આ નીયમનું બીજુ પરીણામ એ છે કે અમુક માણસનો નજીકનો સંબંધી સહહિસ્સેદારીમાં ન હોય તથાપિ દુરનો સંબંધી સહહીસ્સેદારીમાં રહે. જેમકે:



**समज**–આમાં **अ** ના મર્ણ વખત **ब**, **क**, અને **ड** હયાત છે. તેમાં **अ** ની મીલકતના **ब** અને **क** સહહીસ્સેદારો છે. હવે જો **क** મર્ણ પામે તો તેનો હિસ્સો તેના (ત્રણ પેઢીના વંશજોના અભાવે) **ब** ને જાય અને **ड** નજીકનો સબંધી છતાં **अ** ની મીલકતની સહહિસ્સેદારીમાંથી બાતલજ રહે.

આ પરીણામ અઘટીત છે ખરૂં, પણ વ્યવહારીક પ્રસંગે બનવાનો ઘણોજ થોડો શંભવ છે. અને અસંભવિતની લગભગ કહીએ તો ચાલે કેમકે **अ** પહેલાં તેનો પુત્ર, પૌત્ર અને પરપૌત્ર એ ત્રણે મરણ પામ્યા હોય અને પછી **अ**, **ड** ને મુકી મર્ણ પામે એમ વ્યવહારીક પ્રશંગે હજારમાં એક પણ દાખલો મળશે નહીં.

૨ ઉપરની ટીકાની પેહેલી આકૃતીમાં **अ** ના મરણ વખત **ड** નો સહહીસ્સેદાર તરીકે જે હીસ્સો છે તેમાં **फ** પણ પેટા સહહીસેદાર થાય છે. આ તેના હકને **अप्रतीबंध** હક ગણવો કે **सप्रतीबंध**

ગણવો એ અગત્યનો સવાલ છે, કેમકે તેનો હક ड ની હયાતીને લીધે ઊભટો ઊતપન થાય છે. अ ની મીલકતમાં તેનો સપ્રતીબંધ હક છે. પણ अ ની મીલકતમાં જ્યારે તેના બાપને કાંઈ હીસ્સો પ્રાપ્ત થાયછે ત્યારે તેના બાપના હીસ્સામાં તેજ વખત પુત્ર સબબ અપ્રતીબંધ હક ધારણ કરે છે. એટલે કે अ ની મીલકતના સંબંધે તેનો સપ્રતીબંધ હક છે. તેના બાપના હક હીસ્સાના સંબંધે તેનો અપ્રતીબંધ હક છે, જ્યાં સુધી अ ની મીલકત છે, ત્યાં સુધી फ નો હક સપ્રતીબંધ છે. જ્યારે ड ની થાય છે ત્યારે તેની સાથે અપ્રતીબંધ હક છે.

સપ્રતિબંધ હકદારો.

**૨૨૮** પુત્ર, પૌત્ર, અને પરપૌત્ર (ઔરસ વા દત્તક) શીવાયના બીજા વારસોના હક સપ્રતીબંધ છે, તેમના બે વર્ગ પડેછે:

(૧) શુદ્રમાં અનૌરસ પુત્ર.

(૨) બીજા બધા વારસો.

(૧) શુદ્રમાં અનૌરસ પુત્ર તેના બાપના મરણ પછી ઔરસ ભાઈની સાથે અર્ધ હક મેળવે છે. તોપણ તે તેના જન્મથી ઔરસ પુત્રની માફક તેના બાપનો સહહીસ્સેદાર થતો નથી. માટે બાપના અવિભકત ઔરસ ભાઈની હયાતીને લીધે (અને ઔરસ પુત્રના અભાવે) અનૌરસ પુત્રને તેના બાપનો હીસ્સો ઔરસ પુત્રની માફક પ્રાપ્ત થતો નથી. [મીતા ૧, ૧૨; कृष्णायन વી. मुतुसामी इ. ला. री. ७ मद्रा. ४०७; रांणोजी વી. कांदाजी इ. ला. री. ८ मद्रा. ५५७]

પણ બાપને ઔરસ પુત્ર હેય તો પછી અવીભકત ભાઈની હયાતીથી અનૌરસ પુત્રના હકને કશી હરકત થતી નથી सदु વી० बैन्ना इ. ला. री. ४मु. ३७; जोगेंद्रभुपती વી. नीत्यानंद इ. ला. री. ११ कल. ७१५

(૨) બીજા વારસોનો હક પુત્ર, પૌત્ર ઈત્યાદીની હયાતીથી બંધ પડે છે. શુદ્રના અનૌરસ પુત્રનો હક તેમને લીધે સજીવન થાયછે તેટલે દરજ્જે શુદ્રના અનૌરસ પુત્રનો હક જુદો પડે છે.




આ પ્રસંગે अ ના મરણ વખત ઔરસ પુત્ર ન હોય તો अ નો સગો, ઓરમાન, દત્તક કે અનૌરસ ભાઈ अ ની મીલકત લેશે અને

અનૌરસ પુત્રને કાંઈ હીસ્સો પ્રાપ્ત થશે નહીં આથી નીચેની વીરૂધતા છે.

જે સત્તા ઔરસ પુત્રને નથી તે સત્તા ઘણાજ હલકા દરજ્જાના (અવિભકત) ભાઇમાં દાખલ થાય છે. એટલે જે કાર્ય અનૌરસ પુત્રનો ઔરસ ભાઈ નથી કરી શકતો તેવું કાર્ય હલકા દરજ્જાનો કાકો કરેછે, અને તે કાકો ઔરસ ભાઈની સાથે લેત, તેના કરતાં ઘણું વધારે લેછે એટલુંજ નહીં પણ ઔરસ ભાઈ હયાતીમાં આવ્યાથી તેનો હક સજીવન થાયછે. એટલે તે વાત એમ કહેવા બરાબર છે કે ઔરસ પુત્રની સાથે અનૌરસ પુત્રનો હક તેના જેવો છે. પણ તેનાથી ઉતરતા હકદારથી ઉતરતો છે, એ દેખીતુંજ હસવા લાયક છે.

(૨) અનૌરસ ભાઈ કરતાં અનૌરસ પુત્રનો હક ઉતરતો થઈ પડેછે એ બીજી વિરૂધતા છે.

**२२९** સપ્રતિબંધ દાય હકથી લેનારામા પહેલા દરજ્જાના એટલે નજીકના વારસ છેટેના વારસની **साथे** કદી લેતા નથી તેમ તેઓ તેમની મરણ પામેલી મા કે બાપના **प्रतिनिधी तरीके** લેતા નથી. માનો કે બાપનો ભેદ રાખ્યા શિવાય તેમના પોતાનાજ હકથી લેછે.

સપ્રતિબંધદાય હકદાર માથાદીઠ લેછે

**अपवाद**—પણ અવિભકત કુટંબમાં મરનારના બાપના એક શાખાના પૌત્ર અને બીજી શાખાના પરપૌત્ર બાપના ત્રીજા પુત્ર (ભાઇ)ની **साथे** અને તેમના મરણ પામેલા બાપ દાદાના **प्रतिनीधी तरीके** એટલે શાખા દીઠ લેછે **भीमलदास** વી. **चुनीलाल** इ. ला. री. २ कल. २७९; **देवी प्रसाद** વી. **ठाकुरदयाल** इ. ला. री. १ अल्हा. १०५

અપવાદ. પણ અવિભકત કુટંબમાં શાખાના પુત્ર, પૌત્ર શાખા દીઠ લેછે.

આ અપવાદ ભાઈના અનૌરસ પુત્ર અને પૌત્રને લાગુ પડતો નથી. **कृष्णायन** વી. **मुतुसामी** इ. ला. री. ७ मद्रा. ४०७; **राजोजी** વી. **कांदोजी** इ. ला. री. ८ मद्रा. ५५७

અપવાદમા અપવાદ.

**दृष्टांत.**



अ ના મરણ પછી તેની મીલકત તેના ચાર પુત્રોને પ્રાપ્ત થાય છે ત્યાર પછી ब અપુત્ર ગુજરે ત્યારે એક શાખાનો પૌત્ર ग (કે જેનો બાપ મરણ પામેલોછે તે) તથા બીજી શાખાના પરપૌત્ર ड અને फ (કે જેનો બાપ અને દાદો મરણ પામ્યાછે તેઓ) ત્રીજા પુત્ર क ની साथे અને તેમના મરણ પામેલા બાપ અને દાદાના प्रातिनिधि तरीके હક મેળવશે. આ હક સપ્રતિબંધદાય એટલા માટે છે કે ब ને પુત્ર હોત તો ब નો હીસ્સો પાછો વળત નહીં. બ-રી રીતે જોતાં આ હકનો આધાર અપ્રતિબંધદાય ઉપર રહેલોછે એટલા માટે કે ब ના મરણથી તેનો અવિભક્ત હિસ્સો તેની પોતાની મીલકત તરીકે ગણાતો નથી તેના બાપ अ ની મીલકત તરીકે બીજા ઉપર ઉતરેછે. અને ત્યારે अ ના પુત્રોને, પૌત્રને તથા પરપૌત્રનો અપ્રતિબંધ દાયહકથી કલમ ૨૨૬ પ્રમાણે મળવું જોઈએ.

ब અપુત્ર મરણ પામવાથી તે મીલકત अ ની એવી રીતે ગણાય છે કે अ ને ચોથી શાખાના પરપૌત્રનો ह કરીને પુત્ર (ઉપરની આકૃતીમાં બતાવ્યા પ્રમાણે) હોત અને તેનો બાપ, દાદો અને તેના બાપના દાદો अ ના પેહેલાં મરણ પામ્યા હોત તો તેને (ह ને) ब ના હિસ્સામાંથી કાંઈ મળત નહીં. માટે ब ના મરણથી તેના અવિભકત હિસ્સાની अ ની મીલકત તરીકે ગણત્રી કરવી જોઇએ.

માટે વાસ્તવીક રીતે अ એ લોકોના હકનો આધાર અપ્રતિબંધ-દાય ઉપરછે.

**ઓરસ સાથે દત્તક પુત્રના હક**

**૨૩૦** એક માણસનો ઓરસ પુત્ર તેના દત્તક પુત્રની સાથે લેછે તોપણ દત્તકનો હક,

अ **बनारीस**માં ઓરસના હકના ⅓ ત્રીજા હિસા બરાબર છે. એટલે કે ઓરસના ૩ ભાગ તો દત્તકનો એક; એમ મીલક-તના ચાર ભાગ પડે; બે ઓરસ હોય તો સાત ભાગ અને ત્રણ હોય તો દશ ભાગ; એ રીતે ગણત્રી કરવી.

ब **मुंबइ** અને **मद्रास**માં ઓરસના હકના ¼ ચોથા હિસ્સા બરાબર છે; એટલે કે, ઓરસના ૪ ભાગ અને દત્તકનો ૧

એમ મરનારની મીલકતના પાંચ હીસા પડે. બે ઔરસ હોય તો નવ ભાગ, અને ત્રણ હોય તો તેર ભાગ પડે.

**खुलासो**—ઔરસ પુત્ર અને બીજા ઔરસ પુત્રના દત્તક પુત્રનો તેમજ દત્તક પુત્રનો ઔરસ પુત્રના દત્તક સાથે વિચાર કરવાનો નથી. જ્યારે ઔરસ ભાઈ ન હોય ત્યારે દત્તક તેના બાપના પ્રતિનિધી તરીકે તેનો પુરેપુરો હક લેછે. પણ,

**अपवाद**—કલકતા હાઈકોર્ટે દત્ત પુત્ર અને ઔરસ પુત્રના દત્ત પુત્ર વચેની તકરારમાં ઠરાવ્યુ કે તેઓ સરખે હિસે હકદાર છે. **रघुनानंद** વી. **साधुचर्ण** इ. ला. री. ४ कल. ४२५.

ઔરસ પુત્રના અભાવે દત્તક તેના બાપનો પુરેપુરો હક લેછે. એ નિયમથી આ ઠરાવ ઉલટો છે ३ वे×बु ३७२; આ ઠરાવ જો કે હિંદુ ધર્મ શાસ્ત્રના નિયમથી ઉલટો છે તોપણ બીજી રીતે સંબંધ તરફ વિચાર કરતાં સારો જણાયછે કેમકે દીકરાનો દત્તક પોતાના દત્તકથી વધારે લે એ વાત ઠીક લાગતી નથી.

**खुलासो** २—જ્યારે બે ભાઈઓને કે એક ભાઈના બે ભત્રીજાઓને વારસો મળે અને તેમાંનો એક દત્તક હોય ત્યારે એજ પ્રમાણે ગણત્રી કરવાની છે.

**२३१** શુદ્રમાં અનૌરસ પુત્ર, ઔરસ પુત્ર, પૌત્ર અને પરપૌત્રની સાથે લેછે. તેનો હક તેની સાથે તેના અરધ હિસા બરાબર છે. એટલે બે ભાગ દરેક ઔરસ શાખાના અને એક ભાગ દરેક અનૌરસનો એમ ત્રણ હિસા પડશે. **सदु** वी. **बैझा** इ. ला. री. ४ मुब. ३७; **जांगेंद्र भुपति** वी. **नित्यानंद** इ. ला. री, ११ कल. ७१५.

અનૌરસ પુત્રના ઔરસ પુત્ર અને પૌત્ર, અનૌરસ પુત્રના અભાવે તેના બાપની મીલકતમાં પ્રતિનીધી તરીકે લેશે. તે અનૌરસ પુત્ર તેના બાપ પેહેલાં મરણ પામ્યો હોય તેની ચાંતા નહીં ३ वे × बु प्र, ५२

પણ અવિભકત કુટુંબમાં ઔરસ પુત્રના સહહિસ્સેદાર સાથે તે ઔરસ પુત્રનો અનૌરસ પુત્ર કે પૌત્ર તે ઔરસ પુત્રના પ્રતીનીધી તરીકે લેતો નથી. **कृष्णायन** वी. **मुतुसामी** ७ मद्रा ४०७ **राणोजी** वी. **कांदोजी** इ. ला. री. ८ मद्रा. ५५७. આનું કારણ એવું છે કે અનૌરસ પુત્ર બાપની સાથે જન્મ સબબ સહહિસ્સેદાર નહીં હોવાથી

અનૌરસ ભત્રીજાને તેમના બાપના હક પ્રાપ્ત થતા નથી માટે જ્યાં અવિભકત કુટુંબના ત્રણ ઔરસ ભાઇઓમાંના બે ઔરસ પુત્ર મુકી ગુજરી ગયા, અને ત્રીજો અનૌરસ પુત્ર મુકી ગુજરી ગયો. તે અનૌરસ છોકરે વેહેચાવવાનો દાવો કર્યો. તેમાં મદ્રાસ કારટે ઉપરના બે કેસોમાં ઠરાવ્યું કે તેને તેના બાપનો હિસ્સો સહહિસ્સેદાર હોવાથી પ્રાપ્ત થતો નથી. વેસ્ટ તથા બુલરનો જુદો મત છે જુઓ ૩ વે.×નુ. ૮૨

---

## अक २

## સહહીસ્સેદારી હક વીશે.

મીલકત ઉતરવાના પ્રકાર

**૨૩૨** માણસના મરણથી તેની મીલકત બીજાને ઉતરવાનો ક્રમ (૧) તેની જાતિ અને (૨) તેની સ્થીતી પ્રમાણે ફરે છે. માટે તેના ભેદ આ પ્રમાણે પડે છે.




**સમજ**

(૧) અસલ સ્થિતી મનુસ્યની અવિભકતની છે, તે સ્થિતીમાં મીલકત ઊતરવાનો ક્રમ વાસ્તવીક રીતે વારસો નથી. (મ. પે. ૨૪૩-૪૨૧) સંસૃષ્ટી પણ અવિભકત સ્થિતીના સુખના સાનનું પરીણામ છે, અને તે બે સ્થીતી વચ્ચે ઘણો થોડોજ ફેર છે.

(૨) વિભકત સ્થીતીમાં એકની મીલકત બીજાને પ્રાપ્ત થાય તે પરસ્પર વારસો છે. ઉપકુર્વાણ બ્રહ્મચારીની સ્થીતી વિભકતના જેવીજ છે, અને તેથી તેના વારસાનો ક્રમ તે પ્રમાણેજ છે.

(३) यति के सन्यासीनी स्थीती संसारना दुःखना ज्ञाननुं परिणाम छे. ते स्थीती धारण करवानुं कारण धर्म अने मुक्ति संबंधी छे. तेमां मीलकतनो संचय अपवाद रूप छे. नैष्टीक ब्रह्मचारीनी स्थीती कायम राखवानुं कारण संसार दुःखनी वात सांभळी कायर थवा वीशेनुं छे.

आ प्रमाणे मीलकत उतरवाना क्रमना मुख्य त्रण वर्ग पडेछे. तेमां पण बीजा अने त्रीजामांज खरीरीते वारसानुं नाम आपी शकाय छे. एटले मुख्य बे वर्ग आ प्रमाणे थाय छे.




मीताक्षरा सहहीसेदारी हकनुं प्राप्त थवुं

**२३३** ज्यां सुधी कोई माणस मीलकतना संबंधे तेना बीजा सगा साथे भेळो (अविभकत) होय त्यां सुधी तेनी मीलकत बीजाने प्राप्त थाय ते मीताक्षराशाळा प्रमाणे (१) वारसाना हकथी मळवानुं खरी रीते केहेवातुं नथी. ते सहहिस्सेदारी हकथी मळेछे. (मे. पे. २४३ ४२१; उदाराम वी. राणु पांडुजी ११ मु. हा. ७६)

ते हक बीजाने मळा पछी वारसा नथी माटे मरनारना करजमां काम न लागे.

**अ** माटे बाप शिवायना बीजा सहहिस्सेदारनो हिस्सो तेना मरण पछी दीकरा शीवायना बीजा सहहिस्सेदारने प्राप्त थया पछी ए हिस्सो तेना जुदा करज माटे तेना पोताना के तेना वारस उपर थएला हुकमनामानी बजावणीमां जप्त थई शकतो नथी. मुकुतमारपा वी. हीनुसेनी मद्रा. के.

स. १८५५ पृ. १८३; रघुनाथ रेडी, वी. रंगपा मद्रा. फैस. १८५९ पृ ४८; कुपुकोनान वी. चीनायन १ म. हा. ६३; उदाराम वी. राणु पांडुजी ११ मु. हा. ६९; गुरुप्रसाद वी. सीवदीन ४ अ. हा. १३७.

પણ બાપનાં કરજ માટે કામ લાગે

ब પણ બાપનો મઝીઆરો હક હિસ્સો પુત્ર, પૌત્રાદિક લેછે ત્યારે તો તે હિસ્સો બાપનાં (અનિતિ કરેલાં ન હોય એવાં) કરજ માટે પાત્ર રહેછે. गीरधारीलाल वी. कंतु लाल; लालजी सहाय वी. फकीरचंद ला. री. १ इ. अ ३२१ આ વિશે વધારે કરજ પ્રકરણમાં જુઓ.

તેમજ મરનારની ઓરતના ભરણપોષણ માટે કામ લાગે

क તેમજ મરણ પામેલા સહહિસ્સેદારોની ઓરતોના ભરણ પોષણ માટે તેમનો હિસો પાત્ર રહેછે. सावीत्रीबाइ वी. लक्ष्मीबाइ इ. ला. री. २ मुंब ५७३ आपाजी वी. गंगाबाइ इ. ला. री. २ मु. ६३१ माधवराव वी. गंगाबाइ इ. ला. री. २ मुंब. ६३९; આના સંબંધે વિશેષ જુઓ ભરણ પોષણના પ્રકરણમાં ક. ૨૧૦-૧

(૨) બંગાળામાં કે જ્યાં દાયભાગ ચાલેછે ત્યાં તો વારસાના હક શિવાય બીજી રીતે લેતા નથી. शाबिसुंदरी वी. प्रथीसींग ला. री. ४ इ. अ. १४७ એટલે કે ત્યાં અવિભક્ત અને વિભક્ત કુટંબમાં મીલકત ઉતરવાનો ક્રમ એકજ છે. માટે આ અંકમાં કહેલા નિયમો મીતાક્ષરાશાળામાં લાગુ સમજવા.

સહહિસેદારનો અવિભકત હિસો સહહિસેદારને જાયછે

**२३४** જ્યારે અવિભકત કુટંબનો કોઈપણ માણસ મરે ત્યારે તેના (અવિભકત) હક હીસો તેના સહહિસેદારોને सहहीसेदारी हकथी જાય છે. કોઈપણ સહહીસેદાર હોય ત્યાંસુધી મરનારની સ્ત્રી કે બીજી ઓરતને મળતો નથી. कतमा नचीआर वी. शीवगंगानो राजा ९ मु. इ. अ. ५४० (६११)

સહહીસેદારોની વ્યાખ્યા.

**२३५** સહહીસ્સેદારોમાં એક માણસ અને તેના સઘળા મરદ વંશજોનો સમાવેશ થાય છે, पण एवी सरते કે તે માણસ અને સહહિસ્સેદાર થવા માગનાર વચ્ચે ઊતરોતર ત્રણ કરતાં વધારે પેઢીનો ગાળો ન હોવો જોઈએ. એટલે ઉત્તરોત્તર ત્રણ કરતાં વધારે વંશજો પોતાના વડવા પહેલાં મરણ પામેલા ન હોવા જોઈએ. એરીતે ઉતરે-

ના સઘળા વંશજો તે માણુસના સહહીસેદારો છે. તથા પરસપર સહ-હીશેદારો છે.

માટે હારોહાર બે કરતાં વધારે વંશજો પોતાના વડવા પેહેલાં ગુજર્યા હોય તેમના વંશજો તે માણુસના સહહીસેદારોના સમુહમાંથી નીકળી જાય છે. **मोरो** વી. **गनेश** १० **मु. हा.** ૪૪૪

**खुलासो** આની સમજ કલમ ૨૨૬ નો ટીકામાં આપી છે. તો પણ વિશેષ નીચેના દ્રષ્ટાંતથી જણાશે.




**समज**

મીંડાંવાળા સખશો અક્ષરવાળા વડવાઓની પેહેલાં મરણ પામેલા સમજવા. અક્ષરવાળા સખશોમાં દરેક વડવાની પછવાડે તેનો વંશજ મરણ પામ્યાનું સમજવું.

આ દ્રષ્ટાંતમાં પ્રથમ **अ**, **ब**, **ग**, અને **ड** પરસ્પર સહહીસ્સેદારો થાય છે. **अ** અને **क** વચે હારોહાર ત્રણ પેઢીનો ખાડો પડવાથી એ-ટલે કે **अ** ની પેહેલાં **क** ના ત્રણ વડવા મરી જવાથી **क** એ સહહી-સ્સેદારીનો મેંબર થતો નથી. **अ** ના મરણ પછી **ब**, **ग**, અને **ड** સહ-હીસ્સેદારો રેહે છે. તેમાં **ग** મરે ત્યારે **म** અને તે મરે ત્યારે **न** સહહીસે-દારમાં સામેલ થાય તેમજ **ड** મરે ત્યારે **फ** સામેલ થાય છે. ત્યારે **ब**, **न**, અને **फ**, સહસ્સેહીદારો થાય છે. તેમાં **न** મરે તે વખત **ह** દા-

ખલ થાય છે. फ મરે ત્યારે ल નીકળી જાય છે, આ વખતે ह અને न પરસપર સહહીસેદારો છે. તેઓ મુળ પુરૂષથી ગમે તેટલા છેટા ઊતરેલા છે તેમાં કાંઈ હરકત નથી. मारा વી. गणेश ૧૦ मु. हा. ૪૮૮

અવિભક્ત હિસ્સો ઊતરવાના ક્રમ.

**૨૩૬** સહાહિસેદારોમાંના કોઇ મરનારનો અવિભક્ત હક હિસ્સો નીચે મુજબ ઉતરે છે.

अ કોઇ માણસનો મઝીઆરો હક હીસ્સો ( તેણે જન્મથી મેળવેલો હોય તે ) પ્રથમ પોતાના સ્વભાવીક કે દત્તક અવિભક્ત બાપને તેના અભાવે તેના દાદાને, અને તેના દાદાને અભાવે પરદાદાને પાછો જાય છે, गुरुपरसाद વી. संवदीन ૪ अ. हा. ૧૩૭

ब તેમના અભાવે મરનારનો હક હીશો અવીભકત હોય તેવા ઓરસ કે દત્તકપુત્ર પૌત્ર અને પરપૌત્રને એકત્ર અને શાખા દીઠ ઉતરે છે. माता ૧, ૨, ૧, ૫; व्यवमयु ૪, ૪, ૧૬ ૩૩.)

क તે બધાના અભાવે મરનારનો ત્રણ પેઢી માંહેનો જે વડવો છેલામાં છેલો મુઓ હોય તેના ત્રણ પેઢીના અવિભક્ત વંશજો તેમાં મરનારની નજીકની પેઢીના વંશજ પેહેલા લેછે અને તેમના અભાવે (૨) દુરની પેઢીના વંશજ લેછે. આ બંને પ્રસંગે એકત્ર અને શાખા દીઠ લેછે.

ड તેવા કોઈના અભાવે કોઇ પણ सहाहिस्सेदारो તેમાં (क) નજીકના વડવાના વંશજો પ્રથમ અને તેમના અભાવે (ड) દુરના વડવાના વંશજો.

આ બંને પ્રસંગે એ વંશજો एकत्र અને शाखा દીઠ હિસો મેળવે છે. मोरा વી. गणेश ૧૦ मु. हा. ૪૪૪; नीलकीस्तोदेव વી. बालचंदर ठाकुर ૧૨ मु. इ. अ. ૫૨૩—૪૦; भीमलदास વી. चुनीलाल ६. ला. री. ૨ कल. ૧૭૪.

જન્મ હક્કથી મેળવેલા હિસ્સાના ક્રમમાં अ વર્ગ આવે છે મરણથી મેળવેલા હિસ્સાના ક્રમમાં अ વર્ગ આવતો નથી; કેમકે જન્મ હક્કથી મેળવેલા હિસ્સાના ક્રમમાં ... જેના તરફથી મેળવ્યો હોય તે વડવામાં ભળી જાયછે. ઊંચામાં ઉંચો વડવો મરે ત્યારે ઉપરના નિયમ પ્રમાણે તેનો હક હિસ્સો ઉતરે છે.

જ્યાં સુધી કોઈ વડવાનો બાપ દાદો હોય ત્યાં સુધી તેનો હક હિસ્સો પુત્રના દરજ્જે જન્મ હક છે. તેનાથી ઊંચો વડવો ન હોય ત્યારે ઊપરના નીયમ પ્રમાણે ઊતરે છે માટે તે હીસ્સો બીજાને મરણથી મળે છે. જન્મ હકને ચઢવાનું ન રહે ત્યારે મરણથી મેળવેલા હકની સાથે ઊતરે. માટે મરણથી મેળવેલા હક હીસ્સાના ક્રમમાં अ વર્ગ નથી.

## ટીકા.

क નિયમ નહીં આપવાથી ચાલેછે. ड માં બે નિયમછે એટલે એકંદરે ચારે ચાર નિયમ રહેછે. क નિયમ ન્યુકના સહહિસ્સેદારોની માત્ર બનાવણી કરેછે. માટે તેનો ड માં સમાવેશ થાયછે. (જુઓ સહહિસ્સેદારની વ્યાખ્યા) પણ સહહીસ્સેદારો કોણ અને કોણ નહી. તે વારમવાર ભુલી જવામાં આવેછે. એ વીશે સુમારે પંદરેક સારા હીંદુલાના અભ્યાસીઓના આગળ સ્વાલ મુકયો હતો અને તે બધાએ તેમાં સરખી ચુક કીધી હતી માટે એ તરફ ધ્યાન ખેંચવા અને તેથી ફરીને બીજાઓ તે ચુક ન કરે એટલા માટે क નિયમ મુકયોછે તે આ પ્રમાણે છે.




આમાં अ ની વડીલોપાર્જીત મીલકતમાં ब, क, ड, इ અને फ નો હીસ્સો રહેલોછે. अ પછી फ મરે તો તેના ભત્રીજા ग ને તેનો અવિભકત હીસ્સો જશે નહીં. કેમકે ग નો બાપ अ પેહેલાં મરવાથી તેનો અવિભકત હીસ્સો ग ને દીકરા તરીકે ઊતરતો નથી. મતલબ ग સહહીસ્સેદારીમાં નહી હોવાથી फ નો હિસ્સો તેના કાકા इ ને અને કાકો નહોય તો अ ના વંશજો જેઓ સહહીસ્સેદારીમાં હશે તેમને જશે પણ જો फ નો દાદો अ પછી મરણ પામે તો फ નો હિસ્સો ग નીયમ પ્રમાણે ग ને મળશે, તે પ્રસંગે સહહીસ્સેદારની વ્યાખ્યા પ્રમાણે ग

સહહીસ્સેદાર છે માટે જણારો કે ग નીયમ નજીકના સહહીસ્સેદારોનીજ બતાવણી કરેછે અને ङ નીયમ બધા સહહીસેદારો માટે છે.

૨ આ કલમના નીયમો સદરહુ કાઇ એક ફેંસલામાં આપેલા નથી. માટે તે જોવાથી મળશે નહીં પણ મીતાક્ષરા અને બીજા ગ્રંથો, સહહિસ્સેદારીનો નિયમ, તેની ટીકા અને તે ઉપરના ફેંસલાનું એ દોહન છે.

૩ પોતાના કે કોઈ શાખાના પુત્રને કાંઈ અવિભકત મરનારનો હીસ્સો પ્રાપ્ત થાયછે ત્યારે क. ૨૩૧ મુજબ શુદ્રના અનૌરસને તેના ઔરસભાઈનો અર્ધ હીસ્સો મળે છે. ઔરસભાઇના અભાવે અવિભકત કુટંબમાં વારસા દાખલ કાંઇ મળતું નથી. અવિભકત કુટંબનો મરનાર બાપજ હોય અને તેનો બીજો સહહીસ્સેદાર ન હોય તો તેનો હક હીસ્સો અનૌરસ ભાઈને પ્રાપ્ત થાય છે. सदु. वी. बैजा इ. ला. री. ४ मु. ३७; जोगेंद्र भुपती वी० नीत्यानंद इ. ला. री. ११ कल. (७१५)

અવિભકત અવિભાજ્ય જમીનદારીનો ક્રમ.

**૨૩૭** અવિભકત અવિભાજ્ય જમીનદારી (રાજના પ્રકારની) માત્ર એક સહહીસ્સેદારને અને નજીકના સહહીસ્સેદારનેજ ઉતરે છે. (नीलकीस्तोदेव वी. बीरचंदर ठाकुर १२ मु. इ. अ. ५२३, ५४०) તેનો ક્રમ નીચે મુજબ છે.

(૧) પુત્ર પૌત્ર અને પરપૌત્રમાં નીચેની રીતે પહેલા નંબરના અસલના અભાવે બીજાને અને બીજાના અભાવે ત્રીજાને, એમ ઉતરેછે.




(૨) પુત્ર, પૌત્ર અને પરપૌત્રના અભાવે સગાભાઇઓ તેમના પુત્રો, અને પૌત્રોમાં એજરીતે ઉતરે છે, અને તેમના

અભાવે,

(૩) ઓરમાન ભાઇ તેમના પુત્ર અને પૌત્રમાં તેજ રીતે ઉ-તરેછે. नीलकीस्तोदेव વી. बीरचंदर ठाकुर ૧૨ मु इ. अ. ૫૨૩; ૫૪૦. સગાભઈ કરતાં ઓરમાન ભાઇ મોટો હોય તેની ફીકર નહીં, (પૃ. ૫૪૪)

(૪) તેજરીતે બીજા સહહીસ્સેદારોને જશે.

## ટીકા

આ દરેક પ્રસંગે યાદ એટલું રાખવાનું છે કે દાવેદાર સહહિસ્સેદારીની વ્યાખ્યા માંહેનો હોવો જોઇએ. સહહીસ્સેદારી બાહારનો દાખલ થઈ ન જાય તેની સુરત રાખવાની છે.

સગા અને ઓરમાન ભાઇ વચેનો ભેદ મદ્રાસ હાઈકોર્ટે नरगंटी વી૦ वेंकटे चळपती इ. ला. रि. ૪ मद्रा ૨૫૦ ના કામમાં નામંજુર કર્યો છે. પણ સદરહુ કેસમાં ખુલી રીતે તેથી ઉલટું ઠરાવ્યું છે.

**૨૩૮** સંસૃષ્ટી એટલે ફરી મીલકતના સબંધે ભેગું થવું. માટે જેઓ એકવાર કદી સહહીસ્સેદાર હોય તેઓજ સંસૃષ્ટી થઈ શકે છે. (व्यव ૪, ૯, ૧)

*સંસૃષ્ટી અને તેનો ક્રમ.*

જે સહહિસ્સેદારો જુદા થયા હોય તેઓના વંશજો સંસૃષ્ટી ન થઇ શકે वीस्वनाथ વી. कृष्णाजी गणेश ૩ मु.हा. ओ.सी. जे. ૧૯. જેઓએ એકવાર વેહેંચણ કરી હોય તેઓ અથવા તેમાંનાજ માત્ર ફરી ભેગા થઈ શકે. लक्ष्मीबाइ વી. गणपत मोरोबो ૪ मु. हा. ओ. सी. जे. ૧૫૦

સંસૃષ્ટી થયેલો સખસ મરે ત્યારે તેનો હક હીસ્સો ઉતરવાનો ક્રમ અવિભકતના જેવોજ છે. કેટલાએક સગાભાઈ અને ઓરમાન ભાઇ વચે તફાવત રાખે છે. પણ તેને માટે કાંઇ કારણ નથી. प्राणकीशन વી. मथुरा मोहन स. पि. जे. ૬૦૯

## ટીકા

સંસૃષ્ટી થયેલા મરનારનો હક હીસ્સો પેહેલો તેના સંસૃષ્ટી થયેલા સગાભાઈને જાય અને તેને અભાવે સંસૃષ્ટી થયેલા ઓરમાન અને જુદા થયેલા સગાભાઈને એકઠો જાય, એવો ભેદ સ્મૃતિ ચંદ્રીકા બતાવે છે. આ ભેદનો ખુલાસો તે એવો આપે છે કે જુદા થયા પછી ભેળા થવાથી તેનો હિસ્સો ચોકસ થાય છે. મો૦ मेन. તેનો અર્થ એવો સમજે છે કે વેંહેચણ પેહેલાં તેઓ મઝીઆરા ભાગીદારો હતા અને સંસૃષ્ટી થયા પછી મજમૃ ભાગીદારો થયા અને તેથી કરીને ખંગાળા

પ્રમાણે મરનાર સંસૃષ્ટી સહહીસ્સેદારનો હક હીસ્સો સહહીસ્સેદા-રી હકથી નહીં પણ વારસાના હકથી ઉતરે માટે સગાભાઇ અને ઓ-રમાન ભાઇ વચ્ચેનો એ ભેદ પડે.

પણ આ વિચાર સ્વીકારીએ તો બંગાળામાં ભાઇઓ પેહેલાં જેમ વીધવા અને દીકરીઓ આવેછે તેજ રીતે આવવી જોઇએ અને તેથી ફરી તેનું પરીણામ એ થાય કે સંસૃષ્ટનો હક હીસ્સો વિભકત ગૃહ-સ્થની રીતે ઉતરે. માટે સંસૃષ્ટી વિશેનું તમામ લખાણ નકામું થાય. તેને ફરી ભેળા થયાનું નામ આપવા પણ રહે નહીં. અને વળી વિશેષે કરીને અમુક સખશોજ ફરી ભેળા થઇ શકે એવા મીતાક્ષરા-ના અને મયુખના બંને ઠરાવો નિરર્થક થઈ પડે.

૨ બીજી તરફ મીતાક્ષરા અને મયુખના બીજા પ્રકરણો સંબંધી ઠરાવો જોઇએ. વેહેંચણના નિયમો અવિભકત તેમજ સંસૃષ્ટીને માટે સરખી રીતે લાગુ પડેછે. તેમાં સગા ઓરમાન ભાઈનો ભેદ રાખ્યો નથી પણ તેનો मतात वहत અને तुकर એમ ખુલાસો કરેછે કે વેં-હેંચણના સંબંધે સંસૃષ્ટી થએલા સગા ભાઇનો મળેલા હિસ્સાને વાર-સામાં મળેલી મીલકત ગણી તે તેની અલગ ગણી. પણ મયુખ ઉઘાડી રીતે તે હિસ્સો વેંહેંચણના કારણથી मतां (જેઓ ફરી ભેળા થાય છે તેમનીજ માલીકીનો) નહીં પણ मृतांशो (ફરી ભેળા થાયછે તે-મનો તથા બાજા સહ ભાગીદાર જન્મે તેઓનો) ગણેછે, એમ ગણીને કે અવિભકત અથવા સંસૃષ્ટી થએલા સહહીસ્સેદારો બધા મળીને ગમે ત્યારે વેંહેંચણ કરી શકેછે પણ એવી સરતે કે તે કુટુંબની કોઈ પણ વીધવા ગર્ભવંતી ન હોય તો અને તેમ હોય ત્યારે તેને પ્રસવ થાય ત્યાં સુધી સંસૃષ્ટીઓએ પણ વેંહેંચવાનું બંધ રાખવું જોઇએ.

જો સમૃતી ચંદ્રીકાના કર્તાના વિચાર પ્રમાણે નીલકંઠે ધાર્યું હોત તો સંસૃષ્ટી ઉપર, તેના ફરી ભેળા કરેલા ભાગના સંબંધે વેંહેંચણ કરવી મુલતવી રાખવાની ફરજ મુકત નહી.

૩ તે વિચાર નહીં સ્વીકારવા માટે ત્રીજું કારણ એ છે કે હિંદુધર્મ શાસ્ત્ર પ્રમાણે હિસ્સાના પ્રમાણ પાંજ મીલકત લઈને વેંહેંચણ કરવી જોઇએ એમ કાંઈ નથી. હીંદુ બાપની પાસેથી દીકરો પોતાના અરધ હીસ્સામાં પાંચ હજારને બદલે પાંચસેં લઇને નીકળે અને પાંચ દીવસ પછી એ મીલકત સહીત આવી બાપ સાથે ભેળો થાય અને પાછળથી બાપને બીજો દીકરો જન્મે ત્યારે શું એ ભેળા થયેલા દીકરાના સંબં-

કે તેના પ્રથમના ½ અરધા હિસ્સાને ચોકસ થએલો હિસ્સો ગણવો કે પાં ચસેંને ચોકસ થએલો હિસ્સો ગણવો. છોકરો પોતાનો અરધ હિસ્સો આબાદ થવા માટે પાંચસે લાવી ભેળો થાયછે બાપે તેને અરધ હિસ્સો કાઢી આપ્યો નહોતો ભવિષ્યનો વિચાર કરી કાઢી આપ્યું હતું આવે પ્રસંગે તે છોકરો મરે એટલે ચંદ્રીકા પ્રમાણે છોકરાનો અરધ હિસ્સો તેની ઓરતને જાય અને એ છોકરાના બાપ અને પાછળથી જન્મેલા છોકરાને ચોથો ચોથો હિસ્સો જાય.

આવો વિચાર દેખીતોજ હસવા લાયક છે. વિજ્ઞાનેસ્વર (મીતાક્ષરા ના કર્તા) અને નીલકંઠ (વ્યવહાર મયુખના કર્તા)ને તેનું સ્વપ્નું પણ નહીં આવ્યું હશે.

આ બધું જોતાં સંસૃષ્ટી થયેલાનો હક હિસ્સો ઠેરવવામાં સગા અને ઓરમાન ભાઇ વચેનો ભેદ પાડવા વાળો નથી. એટલે સહહિસ્સેદારીના નીયમ બાહાર જતો નથી. પ્રાણકીસનપાલ ચોધ્રી વી. મથુરામોહનપાલ ચોધ્રી (સ. પ્રી જ. ૬૦૯)ના કામમાં પ્રીવીકાઉન્સીલે કહયું કે "કોઇ અવિભુકત કુટંબનો માણસ જુદો થઇ ફરી ભેળો થાય ત્યારે તે પોતાની અસલ સ્થિતિ પ્રાપ્ત કરેછે." અને તમામ મઝીઆરી મીલકતમાં તેનો એકત્ર હિસ્સો ઉત્પન્ન થવાનું ગણેલુંછે. તે પ્રસંગે તેના હિસ્સાને મજમુ ગણેલો નથી.

આ બધું જોતાં સંસૃષ્ટાનો કામ સહ હિસ્સેદારીથી જુદી રીતનો નથી.

**૨૩૯** સહહિસ્સેદારીના નીયમો મરનારની જુદી મીલકતને લાગુ નથી ફકત તેની અવિભકત મીલકતનેજ લાગુ પડેછે. કતમા નચીયર વી. શીવગંગાનો રાજા ૯ મુ. ઇ. અ. ૫૩૯ (૬૧૫:) આણંદ કુવર વી. ખંડુલાલ ૧૮ વી. રી. ૬૯

સહહિસ્સેદારના જુદી મીલકત

**૨૪૦** કોઇ પણ અવિભકત કુટંબનો છેલો સહહિસ્સેદાર ગુજરે ત્યારે તેની મીલકત વિભકત ગ્રહસ્થની રીતે ઉતરેછે. કતમા નચીઆર વી. શીવગંગાના રાજા ૯ મુ. ઇ. અ. ૬૧૧

છેલા સહહિસ્સેદારની મીલકત

## અંક ૨.

## વિભકત ગૃહસ્થ અને ઊપકુર્વાણ બ્રહ્મચારી વિશે.

વિભકત ગૃહસ્થ એટલે શું.

**૨૪૧** કોઇ માણસ પોતાના સહહિસેદારોથી મીલકતના સંબંધે જુદો પડેછે ત્યારે તે વિભકત ગૃહસ્થ કહેવાયછે.

ઉપકુર્વાણ બ્રહ્મચારી એટલે શું.

ગૃહસ્થાશ્રમમાં દાખલ થતાં પેહેલાં જે વખત વિદ્યાભ્યાસમાં કાઢવામાં આવે તેને બ્રહ્મચર્ય કરી કહેતા. અમુક મુદત બ્રહ્મચર્યાવસ્થામાં ગાળી ગૃહસ્થાશ્રમમાં દાખલ થવા જેનો વિચાર હોય તે उपकुर्वाण ब्रह्मचारी કહેવાય. જેણે આખી જીંદગી એજ અવસ્થામાં કાઢવા નકી કર્યું હોય તે नैष्ठिक ब्रह्मचारी કહેવાય.

### ટીકા

હિંદુઓમાં પ્રાચીન વખતમાં ચાર આશ્રમ હતાં તેમાં પેહેલું બ્રહ્મચર્ય, બીજું ગૃહસ્થાશ્રમ, ત્રીજું વાનપ્રસ્થ અને ચોથું સંન્યસ્થ.

ગૃહસ્થાશ્રમમાં દાખલ થવા ધારતો હોય તે માણસ બ્રહ્મચર્યાવસ્થામાં મરણ પામે ત્યારે સ્વભાવિક રીતેજ તેનો વારસો જુદા થયેલા ગૃહસ્થની રીતે ઉતરે. માત્ર બેની સ્થિતિમાં તફાવત એટલોજ છે કે ઉપકુર્વાણ બ્રહ્મચારીને બાયડી છોકરાં હોતાં નથી; માટે બાયડી છોકરાંનાં અભાવે વિભકતના વારસાનો જે ક્રમ છે તે સઘળો સરખી રીતે લાગુ પડેછે.

વારસાનો ક્રમ

**૨૪૨** વિભકત ગૃહસ્થનો વારસો મળવાનો આધાર મીતાક્ષરા અને બંગાળા શાળાનો જુદો જુદો છે. તેનું કારણ સામાન્ય નિયમોમાં બતાવી ગયા છીએ.

મીતાક્ષરા શાળા પ્રમાણે વિભકત ગૃહસ્થ અને ઊપકુર્વાણ બ્રહ્મચારીનો વારસો નીચેના ક્રમમાં ઉતરેછે.

૧ ગોત્રજ સપીંડ; તેવા કોઇના અભાવે,
૨ ગોત્રજ સમાનોદક; ,, ,,
૩ ભીન ગોત્રજ સપીંડ (બાંધુ); ,, ,,
૪ વર્ગમાં નીચે મુજબ.

| બ્રાહ્મણ તથા ક્ષત્રી. | વૈશ્ય. | શુદ્ર |
|---|---|---|
| (૧) આચાર્ય.<br>(૨) શિષ્ય<br>(૩) સાથેનો અભ્યાસી.<br>(૪) રાજા | (૧) પંથ્યળાનો ભાગીદાર.<br>(૨) રાજા; પણ દસ વર્ષ રાહ જોયા પછી | (૧) રાજા |

## ટીકા

બંગાળામાં વારસાનો આધાર ધર્મ ક્રિયાની લાયકી ઉપર છે તેથી તેનું પરીણામ એવું આવ્યુંછે કે ભીન્ન ગોત્રજો એટલે બંધુઓ અને ગોત્રજ સપીંડો એક બીજાની વચ્ચે ગુંથાઈ ગયાછે; જુઓ આગળ ક.૨૫૦

બ્રાહ્મણનો વારસો સાથે અભ્યાસ કરનારાના અભાવે પણ વેદમાં નીપુણ બ્રાહ્મણ અને તેવા બ્રાહ્મણના અભાવે હરકોઈ બ્રાહ્મણને જાય એવો નીયમ ધર્મશાસ્ત્ર આપેછે પણ તે નીયમ **मछलीपटनना कलेकटर** વી. **केवेली वेंकट** (मु. इ. अ. ५००) ના કામમાં પ્રીવીકાઉન્સીલે ના મંજુર કરી ઠરાવ્યું કે બ્રાહ્મણની મીલકત પણ બીજાની માફક સરકાર દાખલ થાયછે. પણ મરનારને કોઈ વારસ નથી એમ સરકારે મજબુત રીતે સાબીત કરી આપવું જોઈએ.

બધીશાળાને લગતો ગોત્રજ સપીંડનો સમાસ

**२४३** गोत्रज सपींड કોણ એ બાબત મીતાક્ષરાની દરેક શાળામાં જુદા જુદા મત ચાલેછે, તોપણ નીચેના આકૃતીમા જણાવ્યા પ્રમાણે મરનારના છ પેઢીના વંશજો, છ પેઢીના વડવાઓ, અને તેમના છ પેઢીના વંશજોનો ગોત્રજ સપીંડમાં સમાવેશ થાયછે. તે બધા વંશજો મરદ સમજવા.



આમાંના મરનારના ત્રણ પેઢીના વંશજો, વડવા, તથા વડવાના ત્રણ પેઢીના વંશજો નજીકના સપીંડ ગણાયછે, અને બાકીના દુરના સપીંડ અથવા સકુલ્યાના નામથી ઓળખાય છે.

બનારસ મદ્રાસ અને મીથીલામાં અમુક ઓરતોજ મુંબઈમાં ગોત્રની ઓરતો ગોત્રજ છે.

**૨૪૪** બનારસ, મદ્રાસ, અને બંગાળાના મીતાક્ષરા ભાગમાં જે ઓરતને મીતાક્ષરા શાળાના ધર્મશાસ્ત્રીઓએ નામદઈ ગણાવેલી છે, તે શીવાયની બીજી ઓરતોને ગોત્રજ સપીંડમાં દાખલ કરવા નાપાડવામાં આવે છે ૩ वे×बु १२५-६; गौरसहाय વી. रखो इ. ला. री. ૩ अल्हा. ४५; जगत नारायण વી. कुअरी इ. ला. री. ५ अल्हा. ३११

પરંતુ મુંબઈશાળામાં ગોત્રજ સપીંડની વીધવા, ઓરમાન મા, અને બેનને ગોત્રજ સપીંડમાં દાખલ કરે છે. विनायक आणंदराव વી. लक्ष्मीबाइ ९ मु. इ. अ. ५१७, सखाराम વી. सीताबाइ इ. ला. री. ३ मु. ३५३; लक्ष्मीबाइ વી. जेरामहरी ६ मु. हा. धे सी जे. १५३; ललुभाइ વી. मानकुवरबाइ इ. ला. री. २ मुब. ३८८; नाहालचंद વી. हेमचंद इ. ला. री. ९ मुब. ३१; लक्ष्मी વી. दादा नानाजी इ. ला. री. ४ मुब. २१०; वठिलदास વી. जसुबाइ इ. ला. री. ४ मुब. २१९; ३ वे×बु. १२८-१३१; એના કારણથી કે गोत्रज શબ્દનો વિજ્ઞાનેશ્વર (મીતાક્ષરાનો કર્તા) ગોત્રમાં હોવાનો કરેછે અને નીલકંઠ (વ્યવહાર મયુખનો કર્તા) ગોત્રમાં જન્મ્યાનો કરેછે. - वे×बु १३०१; મુંબઈ શાળામાં જેમ બેનને ગોત્રજ સપીંડમાં દાખલ કરે છે તેમ ફઈને દાખલ કરી નથી. તેનો બાંધુમાંજ આવેછે. તેનું કારણ એવું છે કે વ્યવહાર મયુખે બેનને ગોત્રજ સપીંડમાં દાખલ કરી છે. અને તેનો ગુજરાતમાં સ્વીકાર થયો છે. તેથીજ તેને ગોત્રજ સપીંડ ગણી નજીકના હકદારમાં મુકી છે डाहया बेचर વી. बाइकुंडू. ૧૮૭૦ ના સ. અ. નં. ૧૫૮

ગોત્રજ સપીંડમાં ક્રમ

**૨૪૫** મીતાક્ષરાશાળા પ્રમાણે નજીકના ગોત્રજ સપીંડનો ક્રમ નીચે પ્રમાણે છે.

૧ { પુત્ર, પૌત્ર, પરપૌત્ર } ઔરસ વા દત્તક અને શુદ્રમાં અનૌરસ.

૨ વિધવા.

૩ **दाकरीओ**

૩ કુંવારી.

૪ પરણેલી નીર્ધન }
૫ પરણેલી સધન } મીથીલામાં આ ભેદ નથી. १ मे क. २२

૬ દીકરીના દીકરા.

| मुंबइ शवायनी शाळा. | मुंबइ शाळा. |
|---|---|
| ૭ મા | ૭ બાપ } મયુખ પ્રમાણે. |
| ૮ બાપ | ૮ મા } મીતાક્ષરા પ્રમાણે. બીજી શાળા પ્રમાણે. |
| ૯ સગો ભાઈ | ૯ સગોભાઇ |
| ૧૦ ઓરમાન ભાઈ | ૧૦ સગી બેન |
| ૧૧ સગાભાઈના દીકરા | ૧૧ સગાભાઇના દીકરા |
| ૧૨ ઓરમાન ભાઈના દીકરા | ૧૨ ઓરમાન ભાઇ |
| ૧૩ દાદી | ૧૩ ઓરમાન બેન |
| ૧૪ દાદો | ૧૪ ઓરમાન ભાઈના દીકરા |
| ૧૫ કાકો | ૧૫ દાદી |
| ૧૬ કાકાના દીકરા | ૧૬ દીકરાની વહુ |
| ૧૭ પરદાદી | ૧૭ દાદો |
| ૧૮ પરદાદો | ૧૮ કાકો |
| ૧૯ પરદાદાના પુત્રો | ૧૯ કાકાના દીકરા |
| ૨૦ પરદાદાના પૌત્રો | ૨૦ પરદાદી |
| | ૨૧ પરદાદો |
| | ૨૨ પરદાદાના પુત્ર |
| | ૨૩ પરદાદાના પૌત્ર |

मीता २: ५;

ક્રમ વીશેના પૂર્વાણી ઠરાવો.

મયુખ દાદા અને ઓરમાન કાકાને એકત્ર વારસ તરીકે આપે છે. પરંતુ બાપ, મા, બેન, સગા ભાઈ, ઓરમાન ભાઇ અને તેમના દીકરાની જગો વિશે ઉપર બતાવેલા તફાવત શીવાય ક્રમ વિશેના બીજા તફાવતો મયુખ ચાલેછે ત્યાં ગ્રહણ થયા નથી. દાદી પછી મયુખ બેનને મુકેછે તોપણ વેંહેચણ પ્રકરણમાં તેને ઘણી નજીક મુકેછે તેથી મીતાક્ષરા સાથે લઈને ઠરાવ્યું છે કે સગાભાઇ પાછળ બેન આવેછે सखाराम वी. सीताबाइ. इ. ला. री. ३ मुंब. ૩૫૩; અને તેજ રીતે ઠ-

રાવ્યું કે ઓરમાન ભાઈ પાછળ ઓરમાન બેન આવેછે. ઓરમાન માનો તેથી ઊતરતો હક છે **केसरबाइ** વી. **वलभ रावजी इ. ला. री ४ मुंब. १८८** અને દાદી પછી બાલમભટ દીકરાની વહુ મુકેછે, તે ઉપરથી મુંબઈ હાઇકોર્ટે **वीठलदास** વી. **जेशुबाइ इ. ला. री. ४ मुब. २१९** ના કામમાં **दीकरानी वहुनो हक काकाना दीकरा**ના હકથી ચઢી આતો ગણ્યો છે, અને દાદા પછી મુકવા સુચના કરીછે.

**कुटंबना मरदो**—મુંબઇ માટે દાદી પછી બેન અને બેન પછી **मेश. वेस्ट** અને **बुलर** બે રસ્તા સુચવેછે. તેમાંનો એક આ પ્રમાણે છે. (૩ वे×बु. ११४)

(१६) મરનારના ૪ થી, ૫ મી અને ૬ ઠી પેઢીના પુત્રો અનુક્રમે.

(१७) ભાઈની ૨ જી, ૩ જી, ૪ થી, અને ૫ મી પેઢીના વંશજો એક પછી એક.—

(१८) દાદો.

આ રસ્તાને પુષ્ટી આપવાને માટે બીજો કાંઈ આધાર નથી પણ એટલું તો ચોકસ છે કે તેઓ ગોત્રજ સપીંડ છે. માટે તેમને કોઈ પણ જગોએ મુકવા જોઈએ. **भाइना पौत्रने, नगाडराज** અને **माधवीअ** ભાઈના પુત્ર પછીજ મુકેછે. પણ મદ્રાસ હાઈ કોરટે તેમ ગણવા ના પાડી અને ઠરાવ્યું કે કાકાના દીકરાનો હક તેનાથી ચડીઆતો છે; **सु- र्यभुक्त** વી. **लवत नरसमा इ. ला. री. ५ मद्रा. २९१.** પોતાની ૪ થી, ૫ મી અને ૬ ઠી પેઢીના વંશજોને પોતાના ત્રણ પેઢીના વંશજો મુઆ પછી કોઈ માણસ ભાળે એમ બનવું અસંભવીતની લગભગ છે, જેથી તેમને માટે વધારે દરકાર રહેતી નથી પણ બાપની ૪ થી, ૫ મી, અને ૬ ઠી પેઢીના વંશજોને–તો કદાચ તે પ્રમાણે ભાળે. મરનારની ૪–૫–૬ પેઢીના વંશજોને મરનારના બાપ પછી ઘણે છેટે મુકવા અને બાપની ૩–૪—૫—૬ ના વંશજોને મરનારના દાદા પેહેલાં મુકવા એ દેખીતીજ વિરૂધતાવાળી વાત છે. તેમને કયાં મુકવા એમ બતાવવાને વાસ્તે કાંઈ આધાર નથી તેમ છતાં એટલું તો નક્કી છે કે મીતાક્ષરાએ બતાવેલો ક્રમ સંપુર્ણ નથી માત્ર દ્રષ્ટાંત રૂપ છે. માટે દુરના મરદ વચ્ચે નજીકના મરદ દાખલ થઇ શકે ૩ वे×बु ११९ १२०; **भीआरामसींग** વી. **भीआ अगरसींग १३ मु. इ. अ. ३७३.** એ જોતાં વેસ્ટ તથા બુલરે બતાવેલી જગોએ તેમને મુકવા હરકત નથી.

**कुटुंबनी विधवाओ**—દીકરા અને બીજાની વીધવાઓને પણ દાદા પેહેલાંમુકવા માટે સુચવવામાં આવેછે પરંતુ તે વાત તેથી વધારે અયોગ્ય છે. જે જે સખસોને ખુલી રીતે અનુક્રમે મુક્યાછે તેઓ થઈ રહે ત્યાં સુધી કોઈ વીધવાને મુકી શકાય નહી અને તે વાત એકથી વધારે વખત મંજુર કરવામાં આવીછે. **नाहालचंद** વી. **हेमचंद** इ. ला. री. ९ मुंब ३१; **वेंकापा** વી. **होलगावा** इ. ला. री. ९ मुंब. ३४; **वीठल रघुनाथ** વી० **हरीबाइ** इ. ला. री. ९ मुंब. ३४. એવા કારણથી કે જો મીતાક્ષરાએ અને મયુખે તેની વીધવાઓને વચ્ચે મુકવા ધાર્યું હોત તો તેમાંની એકાદનું પણ નામ બતાવેલા ક્રમમાં આપત. **नरी** વી. **चीनामल** इ. ला. री. ८ मद्रा. (१२८). **ललुभाइ** વી. **मानकुंवरबाइ** इ. ला. री. २ मुंब ४४७ ના કેસમાં મી. **जस्टीस वेस्ट** કહેછે કે મીતાક્ષરા પ્રમાણે ગોત્રજોની વીધવાઓના હકનો આધાર હલકા પ્રકારનો ગણાય તો મયુખ પ્રમાણે તો તે માત્ર છાયા રૂપ (નામનો)જ કહી શકાય. એ બધું જોતાં ઉતરતી અને ચઢતી ત્રણ પેઢીના વંશજોની વીધવાઓને પરદાદાના વંશજો પછી અને પરદાદાની મા પેહેલાં મુકી શકાય કેમકે ત્યાં સુધી મીતાક્ષરાએ વારસો એક પછી એક ગણવેલાછે. **वीठलदास** વી. **जसुबाइ** इ. ला. री. ४ मुंब. २१९ ના કામમાં મુંબઈ હાઇકોર્ટે દીકરાની વીધવાને કાકાના દીકરા પેહેલાં મુકીછે. તે માત્ર બાલમ ભટના આધારથી મુકીછે. પણ આ શીવાય બીજા કેસ એ ગણત્રીમાં વચ્ચે આવતા નથી. **ललुभाइ** વી. **मानकुंवरबाइ** ના કામમાં છઠી પેઢીના વડવાના છઠા વંશજ (છેલામાં છેલો ગોત્રજ સપીંડ) પેહેલાં, કાકાના દીકરાની વીધવાને મુકીછે અને તે વાત અપીલમાં પ્રીવીકોનસીલે મંજુર રાખીછે. **ललुभाइ** વી. **काशीबाइ** इ. ला. री. ५ मुंब ११. **नाहालचंद** વી. **हेमचंद** इ. ला. री. ९ मुंब. ३१ ના કામમાં અવિભકત ભત્રીજાની વીધવાને વિભકત ભત્રીજા પેહેલાં જગો આપવા ના પાડી. તેમજ પુત્રની વીધવાને વિભકત ભાઈ પેહેલાં જગો આપવા ના પાડી. **वेंकापा** વી. **होलयावा** इ. ला. री. ९ मुंब ३४. **केशरबाइ** વી. **वलभरावजी** (इ. ला. री. ४ मुंब १८८) ના કામમાં ઓરમાન મા, ભાઈની વહુ અને કાકીને કઈ જગોએ મુકવાં તે વીશે નકી કરવા ના પાડી અને તે સવાલ ઊભો રાખ્યો. **नाहालचंद** વી. **हेमचंद** इ. ला. री. ९ मुंब. ३१. પ્રમાણે તેમને કાકાના દીકરા પેહેલાં મુકી શકાય નહીં તે પછી તરતજ મુકવામાં અડચણ નથી; અને ઓરમાન દાદી, મરદોનો અનુક્રમ જોતાં કાકાની વિધવા પેહેલાં આવશે.

સકુલ્યાનો ક્રમ.

**२४६** ઉતરતા **गोत्रज सपींड** એટલે સકુલ્યાનો ક્રમ નીચે પ્રમાણે છે.

**बनारस मीथीला.**

(२१) પરદાદાની મા
(२२) પરદાદાનો બાપ
(२३) પરદાદાના બાપના બે પેઢીના વંશજો.
(२४) પરદાદાની દાદી
(२५) પરદાદાનો દાદો
(२६) પરદાદાના દાદાના બે પેઢીના વંશજો
(२७) પરદાદાની પરદાદી
(२८) પરદાદાનો પરદાદો
(२९) પરદાદાના પરદાદાના બે પેઢીના વંશજો
(३०) પોતાના ૪ થી, ૫ મી, ૬ ઠી પેઢીના વંશજો
(३१) ૭ પેઢીના વડવાઓના ૩ જી, ૪ થી, ૫ મી, ૬ ઠી, સુધીના વંશજો

**मुंबाइ मद्रास.**

(२४) પરદાદાની મા
(२५) પરદાદાનો બાપ
(२६) પરદાદાનો બાપના ૭ પેઢીના વંશજો
(२७) પરદાદાની દાદી
(२८) પરદાદાનો દાદો
(२९) પરદાદાની દાદીના ૭ પેઢીના વંશજો
(३०) પરદાદાની પરદાદી
(३१) પરદાદાનો પરદાદો
(३२) પરદાદાના પરદાદાના ૭ પેઢીના વંશજો.

મુંબાઇમાં આ દરેકની પછી તેની વિધવા આવે છે. **लक्ष-मीबाइ** વી. **जेराम हरी ६ मु. हा. अ. सी. जे. १५२**

ઊપરનો ક્રમ મદ્રાસ હાઈ કોર્ટે (**मेस वेस्ट** અને **बुलर**ના સુચવ્યા પ્રમાણે તે શાળા માટે ગ્રહણ કર્યો છે **परासर भटार** વી. **रंगराय भटार ई. ला. री. २ मद्रा. २०२**

મદ્રાસમાં, ઊપરના ક્રમમાં આપેલી ઓરત શીવાય બીજી કોઈ ઓરત આવતી નથી. તેજ પ્રમાણે બનારસ અને મીથીલા માટે સમજવું.

સમાનોદકનો સમાસ

**२४७** ૭ પેઢીના વંશજો, વડવાઓ અને તે વડવાના ૭ પેઢીના વંશજો થઈ રહયા પછી પ્રથમ સાતથી તેર પેઢી સુધીના વંશજો, ૭ પેઢીના વડવાના સાતથી તેર પેઢી સુધીના વંશજો અને સાતથી તેર પેઢીના વડવાના તેર પેઢીના વંશજો **समानोदक** કે **सोदक** તરીકે ગણાય છે. વંશજ અથવા વડવામાં તો કોઈ હયાત હોવાનો અણુમાત્ર સંભવ નથી. ગોત્રજ સપીંડ ઊપરાંત સામાન્ય રીતે બીજી સાત સાત પેઢીનો સમાવેશ કરવામાં આવે છે, પણ ગોત્રજ સપીંડ

સમાનોદકનો વિસ્તારવાળો અર્થ મંજુર કર્યો

ઉપરાંત અમુક પેઢીનાજ વડવાઓ કે વંશજો સોદકમાં લેવા એ વાત મીતાક્ષરા કે મયુખ પ્રમાણે વાસ્તવીક નથી માટે તેર પેઢી ઊપરાંતના સખસો પણ સમાનોદકમાં આવેછે. **मीता** ૨; ૫: ૬: **व्य. म.** ૪, ૮; **देवकोर** વી. **अमृतराम जमीअतराम** ઇ. **ला. री.** ૧૦ મુ ૩૭૨ (તા૦ ૭ ડીસેંબર ૧૮૮૫)

મીતાક્ષરાની બધી શાળા માટે આ ચુકાદો સરખી રીતે લાગુ પડેછે.

**૨૪૮** મીતાક્ષરામાં બાંધુઓની સંખ્યા નવની આપી છે, તે એકઃ—

| | | |
|---|---|---|
| (૧) | ફઈના દીકરા | ૧ આત્મ બાંધુ |
| (૨) | માશીના દીકરા. | |
| (૩) | મામાના દીકરા. | |
| (૪) | બાપની ફઈના દીકરા | ૨ પિતૃ બાંધુ |
| (૫) | બાપની માસીના દીકરા. | |
| (૬) | બાપના મામાના દીકરા. | |
| (૭) | માની ફઇના દીકરા | ૩ માતૃ બાંધુ |
| [૮) | માની માશીના દીકરા | |
| (૯) | માના મામાના દીકરા. | |

બાંધુ

પરંતુ મીતાક્ષરાના બીજા વાકયો ધ્યાનમાં લઇ એમ ઠરાવવામાં આવ્યું છે, કે બાંધુઓનો આ ક્રમ સંપુર્ણ નથી. દ્રષ્ટાંત રૂપે છે. માટે બેનના દીકરા, મામા, ઈત્યાદી તેમની પેહેલાં આવે છે. **गरिधारीलाल** વી. **बंगालनी सरकार** ૧૨ **मु. इ. अ.** ૪૪૮; **मोहनदास** વી. **कृष्णाबाइ** **इ. ला. री.** ૫ **मुंब.** ૫૯૭

**मेश. वेस्ट** અને **बुलर** કહે છે કે ભીન્ન ગોત્રજોના ક્રમ વિશે કાંઈ પણ ચોકસ રીતે કહેવું મુશકેલ છે. "ભીન્ન ગોત્રજ સપીંડમાં મરનારની સાથે સગપણમાં વધારે નજીક કોણ છે એ ધોરણ ઉપર ક્રમ નકી કરવાનો છે. ૩ **वे×बु** ૪૯૧

## द्रष्टांतो.

**अ** બેનનો દીકરો મીતાક્ષરા પ્રમાણે બાંધુ છે. **उमेद बाहादुर** (વી. **उदेचंद इ. ला.** રી. ૬ **कल.** ૧૧૯;

स्त्रीनो वास वी० रंगासामी इ. ला. री. २ मद्रास २०४ सदा-शीव वी. दीनकर मु. हा. प्री. ज. १८८२ प्र. १७

મદ્રાસમાં બેન, તેની પછી બાંધુ તરીકે આવે છે. लक्ष्मण अमल वी. तीरु वेंगद इ. ला. री. ५ मद्रा. २४१

ब માશીના દીકરા પેહેલાં બેનનો દીકરો આવે છે. गणेश चंदर राय वी० नीलकोमलराय २२ वी. री. २६४

क માશીના દીકરા પેહેલાં મામો આવે છે. मोहनदास वी० कृष्णाबाइ इ. ला. री. ५ मु. ५९७

ड બાપનો મામો બાંધુમાં આવે છે. गीरधारीलाल वी० बंगाळानी सरकार १२ मु. इ. अ. ४४८

फ દીકરોની દીકરીનો દીકરો અને તે દીકરાની વિધવા બાંધુમાં આવે છે. देवकोर वी० अमृतराम वी० जमीअतराम इ. ला. री. १० मु. ३७२

टीका—मेरा वेस्ट તથા બુલર કહે કે એક વખત વારસો મળ્યા વગર કોઈ ઓરત મારફત મળતો હક, એક બીજી પેઢી આગળ ચાલે કે નહીં એ શંકા ભરેલું છે. [૩ વે × બુ ૪૯૨] પણ આ ઠરાવ તે પછીનો છે.

ग માના મામાનો પાત્ર માત્ર બાંધુમાં આવે છે. रत्नसुमुत्ती पोनापा इ. ला. री. ५ मद्रा. ६९

ह મદ્રાસમાં બેન બાંધુ તરીકે આવે છે. कुमारवेलु वी० वीरण गौंडन इ. ला. री. ५ मद्रा २९; मुतामल वी० वेगा लक्ष्मीअमल इ. ला. री. ५ मद्रा. ३२ મુંબઇમાં બેન ગોત્રજ સપીંડમાં આવેછે.

વારસાની લાયકીનો આધાર

**२४९** બંગાળા શાળામાં કોઈ પણ મરનારની મીલકત બીજાને વારસામાં મળવાનો આધાર તેની ધર્મ ક્રિયા કરવાની વધારેમાં વધારે લાયકી ઉપર છે. બે ઉમેદવારોમાં વધારે લાયકી કોની તે નક્કી કરવાના પાંચ નિયમો બંધાયછે.

ધર્મ ક્રીયા માટે લાયકીના નિયમો.

દરેક માણસ પોતાના તથા પોતાની માના બાપ દાદા અને પરદાદાને આખો પીંડ આપી શકે છે અને ત્યાર પછીના બીજા ત્રણ વડવાને ફક્ત કટકાજ આપી શકેછે. ત્યાર પછીના બીજા સાત વડવાને

પાણી આપી શકેછે. પેહેલા ત્રણ વડવાનો તે सपींड કહેવાયછે. ચોથા પાંચમા અને છઠા વડવાનો તે सकुल्य (દુરનો સપીંડ) કેહેવાયછે, અને સાતથી તેર સુધીના સાત વડવાના સંબંધે તે समानोदक અથવા सोदक કરી કેહેવાયછે; માટે,

(૧) જેઓ આખો પીંડ આપેછે તેઓ, કટકા આપેછે તેના પેહેલાં આવેછે; અને કટકા આપનાર પાણી (તર્પણ) આપનાર પેહેલાં લેછે.

(૨) આપનારનો, લેનાર કરતાં ચઢીઆતો હક છે. માટે વંશજો, વડવા પેહેલાં વારસો લેછે.

(૩) જેઓ મરનારના બાપ તરફના તેમજ મા તરફના વડવાઓને આપેછે તેઓ ફકત બાપ તરફના વડવાને આપનારની પેહેલાં લેછે. માટે ઓરમાનભાઇ કરતાં સગા ભાઈનો હક ચઢીયાતો છે.

(૪) જેઓ મરનારના બાપ તરફના વડવાઓને આપેછે, તેઓ તેની મા તરફના વડવાઓને આપનારની પેહેલાં લેછે. મા તરફના વધારે વડવાને આપી શકતો હોય તેની ચીંતા નહીં गोविंदप्रसाद वी. मोहेश्चंदर ૧૫ बं. ला. री. ૩૫.

(૫) એકજ જાતના પીંડ આપનારામાં ઝાઝા વડવાને આપનાર થોડાને આપનાર કરતાં ચઢેછે અને જયાં બંને તેટલાજ વડવાને આપનાર હોય તેમાં જે નજીકના વડવાને આપે તેનો હક દુરના વડવાને આપનાર કરતાં ચઢીઆતો છે.

**૨૫૦** આ નિયમ પ્રમાણે વારસાનો ક્રમ નીચેના કોઠા મુજબ ગોઠવાયેલો છે.

# दाय भाग ( બંગાળા ) શાળા.

| કોલમનો નંબર. | | | 1 | 2 | 3 | 4 | 5 | 6 | 7 | 8 | | રીમાર્ક. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | નજીકના સગાં ( સપીંડ તથા બાંધુ ) નો ક્રમ. | | | | | | | | | |
| ચાલુ નંબર | લાઇન નોનં. | | | | પુત્રીઓ માથાદીઠ | | | | | | | |
| | | | | | | પરણેલી | | | | | | |
| 1 | 1 | મરદ કુટુંબ | પુત્ર પૌત્ર પરપૌત્ર } ઓરસ અને દત્તક. તથા શુદ્રમાં અનૌરસ એકત્ર અને શાખા દીઠ. | વિધવા માથા દીઠ | કુંવારી | પુત્રવાળી તથાપુત્રથવા સંભવ હોય તે | પુત્ર વગરની (વિધવા | દીકરી ના દીકરા માથા દીઠ | | | | અ गुरुगोवींद वी. आणंदलाल १३ वी. री. ४९<br>ब व्रजकीसोर वी. राधा गोवींद ३ बं. ला. री. ४३५ |
| | | | 1 | 3 | 3-4-5 | ६-7-8 | 9-10-11 | 12 | 13 | 14 | | |
| 7 | 2 | વડવા | બાપ | તે દરેકની ઓરત. | દરેક વડવાના * | દરેક વડવાના * | દરેક વડવાના * | દરેક વડવાની | દીકરાના દોહીત્ર | અ દરેક વડવાના દીકરાના દોહીત્ર | 20 | |
| 21. | 3 | | દાદો | | | | | | | | 33 | |
| 34 | 4 | | પરદાદો | | | | | | | | 46 | |

* આ કોલમમાં ત્રણ નંબર આપ્યા છે. તેના ભેદ આ પ્રમાણે.

(1) સગા ભેળા. (2) સગા જુદા અને ઓરમાન ભેળા એકત્ર.

(3) ઓરમાન જુદા शीवसुंदरी वी. प्रथीसींग ला. री. ४ इ. अ. १४७

| | | | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૪૭ | ૫ | માના વડલા | માનો બાપ | | પુત્ર માથા દીઠ | પૌત્ર માથા દીઠ | પરપૌત્ર માથા દીઠ | દીકરીના દીકરા માથા દીઠ | | | ૫૧ |
| ૫૨ | ૬ | | માનો દાદો | | | | | | | | ૫૬ |
| ૫૭ | ૭ | | માનો પરદાદો | | | | | | | | ૬૧ |
| | | | ૫૭ | | ૫૮ | ૫૯ | ૬૦ | ૬૧ | | | |

## દુરનાં સગાં.

| | |
|---|---|
| ૬૨ | સકુલ્યા |
| ૬૩ | સમાનોદક (સોદક) |

## ઉતરતા સંબંધવાળા.

| | |
|---|---|
| ૬૪ | આચાર્ય |
| ૬૫ | શિષ્ય. |
| ૬૬ | સાથે અભ્યાસ કરનાર |
| ૬૭ | એકજ ગામમાં રેહેનાર અને એકજ ગોત્ર નામ વાળો |
| ૬૮ | રાજા |

## क्रम विशेनी पूर्वणी.

આ ક્રમ गुरु गोविंद વી. आणंदलाल ૧૩ વી. રી. ૪૯ ના ફુલબેંચ કેસમાં મી. जस्टीस द्वारकानाथ मीतरे બતાવેલા વીચારને અનુસરીને છે. તે કેસ राजगोविंद दे વી. राजेसरी दासी ૪ વી. રી ૧૦ ના ચુકાદાને રદ કરેછે. પણ ત્યાર પછી પાછો गोविंद परसाद વી मोहस्चंदर ૧૫ બં. લા. રી. ૩૫૨ના કામમાં મરનારની ભાઈની દીકરીના દીકરા કરતાં મરનારના પૌત્રનો હક (એટલે કે આ ક્રમના નં. ૨૦ ના હક કરતાં નં. ૨૯ નો હક) ચઢીઆતો ગણ્યો.

આ કેસને द्वारकानाथ सीरकार વી. प्यारी मोहन मीतर ૨ લા. રી. ૪૮ ના કામમાં અનુસરવામાં આવ્યું અને ઠરાવ્યું કે મરનારના પરદાદાના પરપૌત્રનો હક મરનારના ભાઈની દીકરીના દીકરા કરતાં ચઢીઆતો છે. ત્યાર પછી गोपालचंदर વી. हरीदासचीनी ह ला. री. ११ कल. ૨૪૩ ના કામમાં દાદાની દીકરાની દીકરીના દીકરા (નં० ૩૨) ના હક કરતાં પરદાદાના પૌત્ર (નં ૩૯) નો હક ચઢીઆતો ગણ્યો. (તા० ૧૬ ફેબરવારી ૧૮૮૫) આ કેસમાં પણ સદરહુ गोविंद परसाद વી मोहशचंद ના કેસનો આધાર લેવામાં આવ્યો.

આ બધાનું વાસ્તવીક પરિણામ એ થાય કે બાંધુઓ બધા વચેથી નીકળી જાય, અને દાયભાગનું આખું બંધારણ તુટી પડે. પણ ત્યારે પોતાની અને દરેક વડવાની દીકરીના દીકરાને વચે લાવવાને માટે એક બીજુ કારણ એવું લાવે છે કે, દોહીત્ર તેના વડવાને તારે છે. પણ તેજ પ્રકારનો ફાયદો ભાઈની દીકરીનો દીકરો કરેછે. પણ ત્યારે પોતાની અને વડવાની દીકરીના દીકરામાં જુદોજ ફાયદો રહયો છે એમ ધારીએ તો સમાધાન થાય. ત્યારે, મી० मेन કહે છે કે દાયભાગ અને હાઈકોરટ ખરાં પડે અને દાયક્રમ સંગ્રહ ખોટું અને તેથી દરેક વડવાના દીકરાની દીકરીના દીકરા સપીંડ પછી અને સકુલ્યા પેહેલાં એક પછી એક આવશે. મી. मेनને આ ફેંસલાના કારણ તે શાળાના નિયમ પ્રમાણે બરાબર લાગતાં નથી અને તે ખરૂં છે. તે પછીના ફેંસલામાં પણ એનો એ વિચાર કાયમ રાખ્યો છે. તથાપિ કાંઈ વિશેશ ખુલાસો તેમાંથી મળતો નથી.

માટે ઉપરના ટેબલમાં સાતમો અને આઠમો કોલમ નીકળી જાયછે અને ૫૭ ની સંખ્યા રહે છે. તેઓ મી. मेन ની સુચના પ્રમાણે ૫૭ પછી એક પછી એક આવશે.

## सामान्य खुलासा.

**२५१** वारसाना संबंधे जुदा थएला पुत्रो पण विधवा करतां चढीआतो हक छे. जुदा थती वखत पोताना हक छोडी दीधा होय तेनी पण चींता नहीं. **बाल कृष्ण** वी. **सावित्रीबाइ इ. ला. री. ३ मुब. ५४; रामापा** वी. **मीथुमल इ. ला री. २ मद्रा. १८२; अदप्पा** वी. **डंडापा मु. हा. प्री. ज. १८८१ पृ. ४८०**

जुदा थएला पुत्र

शुद्रमां अनौरस पुत्र पौत्र अने परपौत्र बीजा पुत्रनी साथे लेछे तो पण मरनारनी मीलकत जुदा थएला पुत्रोने एकत्र प्राप्त थाय त्यारे अनौरस पुत्र, पौत्र के परपौत्र, तेने औरसभाई नही हशे तो वारसामां सहहीसेदार तरीके कांई हक मेळवी शकतो नथी. **कृष्णायन** वी **मुतुसामी इ. ला. री ७ मद्रा. ४०७; राणाजी** वी. **कांदाजी इ. ला. री. ८ मद्रा ५५७ मेश. वेस्ट** तथा **बुलर**नो आथी विरूध मत छे ३ वे×बु. ८३

शुद्रमां अनौरस पुत्र

अनौरस पुत्रनी मा साथे छीनाळानो अथवा जेनी साथेना लग्न नर्थक गणायछे तेवो संबंध नही होवो जोइए. **राही** वी. **गोविंद इ. ली. री. १ मुब. ९९; परीसी** वी. **बंगारु ४म. हा. २०**; तेवा संबंधथी थयेलो छोकरो मात्र भरण पोषणनो हकदार छे **वीरारामथी** वी. **सीगारवेलु इ. ला. री. १ मद्रा. ३०६**; परणेलो धणी जीवतां बीजा साथेनो संबंध छीनाळानो संबंध गणायछे. **नारायण भारती** वी. **लावींग भारती. इ. ला. री. २ मुंब. १४०; दलीप** वी. **गणपत इ. ला. री. ८ अल्हा. ३८७.**

अनौरस पुत्रनी वारसानीलायकीनी सरतो. १ छीनाळानो के गेरकायदेसर संबंध तेनी मा साथेन जोइए

अनौरस पुत्रनी वारसाने लायकीनी बीजी सरत एवी छे के तेनी मा साथेनो संबंध जाथुनो रखातनो होवो जोइए अथवा तो राखणीआत तरीकेनो होवो जोइए. ३ वे×बु ८२; **राही** वी. **गोविंद इ. ला. री. १ मुंब ८७**

२ जाथुनो के रखातनो संबध होवो जोइए

अनौरस पुत्रने औरस फरजंदना अभावे वारसो मळेछे, पण ज्यारे विधवा, दीकरी, के दीकरीनो दीकरो होय तो तेमने सरखो हिस्सो मळशे. मतलब बंने सरखे हिस्से लेशे **नोगेन्द्रो मोहन भुपती** वी. **नीत्यानंद नंदो इ. ला. री. ११ कल. ७१५.**

विधवा दीकरी अने दीकराना दीकरा साथे तेनो हक

तेमना अनौरस बाप शीवाय बीजानो ते वारसो लेतो नथी. **मीसर मर्तजा** वी. **कुवर धनवंत मार्श ६०९**

**२५२** दीकरीना दीकरा माथा दीठ लेछे એटले के બधा सरખे हिस्से लेछे. रामधन वी. कशिनकंथ ३ स. दी. १००(११३) तेमनो हक બधी दीकरीઓना અभावे छे. बैजनाथ वी माहावीर इ.ला री. १ अल्हा. ६०८. तेઓ कुल मालेक छे कामजय वी. तारांचंद २ मो. हा. ९९.

**२५३** सगा અने ઓरमान ભाई वच्चे ભेद छे तेवो ભेद काका અने तेवा બीजा संબंधवाળा सખसोमां नथी. सामन वी. अमरा इ. ला. री. ६ मुब. ३९४

**२५४** ભाईना दीकरा माथा दीठ लेछे. એक ભाईना બे અने બीजाना त्रण होय तो ते दरेक पांचमो पांचमो हीस्सो लेछे तेमना બापनो हीस्सो मળतो नथी. ब्रोजोनाथ वी. गौरीनाथ १५ वी. री. ७०; બीजा मरद वारसो तेज रीते लेछे.

**२५५** सगीर બेनना दीकरा के ઓरमान બेनना दीकरा બांधु तरीके બंगाળाशाળामां सरખे दरजे छे भोळानाथ वी. रखलदास इ. ला. री. ११ कल. ९९; मीताक्षराशाળामां सगी બेनना दीकरा प्रथम लेछे. तेज प्रमाणे तेवां બीजां બांधुना संબंधे समजवुं.

**२५६** विधवा અने બीजी ઓरतो जेઓ विधवा तरीके लेछे तेઓना हक पवित्रपणानी शरते छे माटे અपवित्र वीधवाने वारसो मળी शकतो नथा. काजीआदु वी. लक्षमी इ ला. री. ५ मद्रा. १४९ બे અथवा वधारे विधवाने वारसो मળे ते तेઓ वेंहेंचावी शकती नथी फकत એकत्र ભोगवटो करवा तेमनो हक छे. रामप्यारी वी. मुलचंद इ. ला. री. ७ अल्हा. ११४

वारसो એकवार मળ्या पछी બद चाल सબબ मળेलो वारसो ખोती नथी. मोनीराम कोलीता वी. करी कोलीतानी ला. री. ७ इ. अ. ११५. परंतु विधवा पुनरलग्न करे तो मળेला वारसा ઉपरथी तेणीनो तमाम हक ઉठी जायछे जुઓ सने १८५६ આकट १५ नी कलम २.

विधवा वटली जवाथी तेणीना वारसाना हक सने १८५० ना આकट २१ ने लीधे डुબता नथी.

**खुलासो**—એक ઓरत वटली गई અने पछी मुसलमानने परणी त्यार બाद तेणीએ पोताना આगला धणीनी मीलकत लेवा हक्को मा तेमां ठराव्युं के ते वटली जवाथी फरी लग्न करतां सने १८५६

ના આકટ ૧૫ મુજબ તેણીના હક ડુબતા નથી એટલા માટે કે પછી તે હિંદુ વિધવા રહી નથી. માટે તે આકટ લાગુ પડતો નથી. गोप-ळ वी. धंगाजी ३ बों. री. २०६

આ કેસ ખરેખર વીચીત્ર છે. એક નાલાયકીની સાથે જો બીજી નાલાયકીનું કૃત્ય કરે તો તે પછી લાયક થાય એજ નવાઈ ભરેલી વાત છે. પણ તે ફેંસલામાં આ પ્રમાણે ભુલ છે. સને ૧૮૫૬ નો આકટ ૧૫ જો લાગુ પડે તો તો કાંઈ અડચણ નથી. જો લાગુ ન પડે તો વટલી ગયા પછી પુનર લગનના કારણથી હિંદુલા તેને ના લાયકીમાંથી મુકત કરતો નથી. એ પ્રમાણે ખુલાસો मी. मेन સુચવેછે. માત્ર નાત બાહાર થવું કે વટલી જવું સને ૧૮૫૦ ના આકટ ૨૧ થી વારસાની નાલાયકી દુર કરાવે છે, પણ બીજી નાલાયકીઓ જેવી કે પવિત્રપણે ચાલવાની સરત પુનરલગ્ન નહીં કરવાં ઈત્યાદી, તેવી નાલાયકીનો એ આકટે બચાવ કર્યો નથી. એટલુંજ નહીં પણ એ આકટની અસર વટલી ગયા છતાં તે ઓરતને હીંદુ સ્થિતિમાં દાખલ કરાવવાની છે માટે ૧૮૫૬ નો આકટ ૧૫ લાગુ પડેછે.

વિધવા પછી તેનો વારસો તેણીના ધણીના વારસોને જાયછે તે બાબત પ્રકરણ ૮ જુઓ.

અપવિત્ર પુત્રઓ પણ વારસો લેવા લાયક છે તેઓ માથાદીઠ લેછે

**૨૫૭** દીકરીઓ પવિત્ર પણાની સરતે વારસો લેતી નથી.એમની સ્થીતી વિધવાના જેવી નથી. अदयावा वी. रुद्रावा इ. ला. री. ४ मुब. १०४; मु. गंगाजती वी. घसीता इ. ला. री. १ अलहा. ४६

દીકરાનો હક

દીકરીઓ વારસો લેછે ત્યારે પરસ્પર તેમનો હક માથાદીઠ છે; એટલે કે એક માની બે હોય અને બીજી માની ત્રણ હોય તોપણ તે દરેક સરખો હક ધરાવે છે.

દીકરીઓને બાપ તરફથી વારસામાં મળેલી મીલકત મુંબાઇ શાળામાં તેમના સ્ત્રીધન દાખલ ગણવામાં આવી છે. हरभिट वी. दामादर इ. ला. री. ३ मुब. १७१ बाबाजी वी० नालाजी इ. ला. री. ५ मुब. ६६०; तुलजाराम वी० मथुरादास इ. ला. री. ५ मुब. ६६२. આ છેલા કામમાં એક નિયમ તરીકે એમ મુકરર કરવામાં આવ્યું હતું કે મીતાક્ષરા તેમજ મયુખશાળામાં જન્મ સબંધથી વારસો લેનારી ઓરતો કુલ માલેકી હકથી વારસો લેછે અને લગ્ન સંબંધથી લેનારી ઓરતો તેવો હક મેળવતી નથી. (પ્ર. ૬૭૦—૧) પણ भुता वादुगनाथ वी० दोरासींग तेवाड ला. री. ८ इ. अ. ९२

ના કામમાં પ્રીવી કાંઊન્સીલે ઠરાવ્યું કે મીતાક્ષરા પ્રમાણે બધી ઓરતો અપુર્ણ હકથી વારસો લેછે, માટે તેમના મરણ પછી એ વારસો તેમના પોતાના વારસોને જતો નથી. છેલા મરનાર પુર્ણ માલેકના વારસોને પાછો વળે છે. **દલાત નરોતમ** વી० **भगवान खुशाल इ. ला. री. ९ मुंब.** ३०१ ના કામમાં એ કેસ બતાવી આઇ જસ્ટીસ સાહેબે કહયું કે મીતાક્ષરા શાળા માટે તો પ્રીવીકાઉન્સીલનો એ કેસ લાગુ પડશે, માત્ર મયુખ ચાલે છે ત્યાંજ દીકરીઓ સ્વતંત્ર માલકી હકથી લેછે. મુંબઇ શીવાય બીજી કોઈ જગાએ દીકરીઓ સ્વતંત્ર હકથી લેતી નથી.

પુત્રવાળી અને વંધ્યા (વાંઝણી) દીકરી વચ્ચે મીતાક્ષરા શાળાઓમાં ભેદ નથી **सीभानी अमल** वी० **मुता अमल इ. ला. री, ३ मद्रा.** २६५

બેનોમાં ગરીબ તવંગરનો ભેદ નથી

**૨૫૮** બેનો મુંબાઇ શીવાય બીજી જગોએ બાંધુ તરીકે આવેછે. દીકરીઓમાં ગરીબ તવંગરનો ભેદ છે તેવો ભેદ બેનોમાં નથી. **भागीरथीबाइ** वी० **बाया इ. ला. री. ५ मुंब.** २६४

દીકરીઓ માટેની સઘળી ટીકા તેમને લાગુ પડછે. માટે જ્યારે બેનો કુલ માલેકી હકથી વારસો લેછે. ત્યારે તેઓ પરસ્પર વેહેંચણ કરી શકે છે. **भागीरथीबाइ** वी० **बाया इ. ला. री.** २६४

**૨૫૯** માનો હક, બીજી વીધવાની માફક પવિત્ર પણાની સરતે નથી. **कोजीआदु** वी० **लक्ष्मी इ. ला. री. ५ मद्रा.** १४९. આ નિયમ મુંબઈમાં મીતાક્ષરા પ્રમાણે લાગુ પડશે. પણ જ્યારે તે મયુખ પ્રમાણે બાપની પછી લેછે ત્યારે બાપની વિધવા તરીકે લેછે માટે એ નીયમ લાગુ પડે કે નહીં એ સવાલ છે. કલકતા હાઈ કોરટે **रामनाथ** वी० **दुर्गा इ. ला. री.४ कल.**५५० ના કામમાં બદચાલ સબબ માને ઉઘાડી રીતે વારસાને ના લાયક ઠરાવીછે. માની અંદર ઓરમાન માનો સમાવેશ થતો નથી. ३ **बे.xबु.** ४७१; **बीसनप्रीय** वी० **राणी सुगंदा १ क. स. दी.** ३७; **कुमारवेलु** वी० **वीरण गौन्डन इ. ला. री. ५ मद्रा.** २९; **मुतामल** वी० **वेगा लक्ष्माअमल इ. ला. री. ५ मद्रा.** ३२; **लक्ष्मी** वी० **दादा नानाजी इ. ला. री.४ मुंब.**२१०; **मरी** वी० **चीनामल इ. ला. री. ८ मद्रा.** १०१; **रामसामी** वी० **नारसमा इ. ला. री. ८ मद्रा.** १३३.

મુંબઇમાં ઓરમાન મા ગોત્રજ સપીંડ તરીકે આવે છે. ઓરમાન અને સગાનો ભેદ
મદ્રાસમાં તે ગોત્રજ સપીંડ તરીકે પણ આવતી નથી મ[illegible]ી.
चीनामल इ. ला. री. ८ मद्रा (१३०)

મા તેના પુત્રના મરણ પહેલાં પુનર લગ્ન કરવાથી પુત્રનો વારસો લેવા સને ૧૮૫૬ના આકટ ૧૫ ના આધારે ના લાયક થતી નથી. अक्रोरा वी० बोरीआर्णा २ बं. ला. री. अ. सी. १९९ તેજ રીતે દાદી પરદાદીના સબંધે સમજવુ. પણ આ ચુકાદો વાસ્તવીક નથી તે વીશેનાં વારસાની નાલાયકી પ્રકરણમાં જુઓ.

**२६०** નજીકનો સંબંધ સાબીત કરવામાં બહુ મુશીબત આવતી નથી પણ સમાનોદકોને તેમનો ચોકસ સબંધ સાબીત કરવાને માટે ઘણી ભારે મુશીબતો પડેછે. ચોકસ રીતે કેટલી પેઢીએ મરનાર સાથે કોઇ માણસ ભેળો થાયછે તે કેટલીએક પેઢી સુધી મુકરર થઈ શકે. પણ તે ઉપરાંત ચોકસ સાબીતી મળવી મુશકેલ છે. ચોકસ પેઢી મુકરર ન થાય પણ સામાન્ય અકલના માણસની ખાતરી થાય કે અમુક માણસ કોઇ બીજા સખસના ગોત્રનો છે એવા પ્રસંગ બને. આવા પ્રસંગે કેટલો પુરાવો બસ થાય તેનો તાજેદાર દાખલો देवकार वी० अमृतराम जमीअतराम इ,ला,री. १० मुब. (३७८)ના કેસનો છે તેમાં નીચેના પુરાવા ઉપરથી દુરનો પીત્રાઈ ગણવામાં આવ્યો હતો, "પ્રતીવાદીઓ પરભુદાસના પીત્રાઈ હોવાનું કહેવાયછે, તેમની ઓટક એકજ છે. તેઓએ પરભુદાસ અને તેની વીધવાના મરણ પછી મુછો મુડાવી હતી અને સુતક પાળ્યું હતું, તેમને એકજ ગોર હતો, તેમને પરભુદાસ ની વીધવા છેટેના પીત્રાઇઓ દાખલ ગણતી. એ બધી હકીકતો ધ્યાનમાં લેતાં મારી ખાતરી થાયછે કે તેઓ દુરના પીત્રાઇઓ છે. મારૂં એમ કહેવુ નથી કે તેમાંની એક વાત પ્રતીવાદી તરફનો કેસ સાબીત ગણવાને બસ થાય પણ તે બધી હકીકતોને એકઠી લેતાં આવે પ્રસંગે વધારેમાં વધારે મજબુત કેસમાં આશા રાખીએ તેટલો મજબુત તે હકીકતો કરેછે. તેઓ તેર પેઢીમાં નથી તોપણ તેમને સમાનોદક ગણવાને માટે આધારછે. સગપણનો પુરાવો

## अंक ४.

## नैस्टीक ब्रह्मचारी यति तथा संन्यासी विशे.

નૈસ્ટીક બ્રહ્મચારી

**૨૬૧** નષ્ટીક બ્રહ્મચારીનો ક્રમ આ પ્રમાણે છે.

(૧) આચાર્ય; અને તેના અભાવે
(૨) સદ્ગુણી શિષ્ય; ,, ,,
(૩) ગુરૂભાઇ, ,, ,,
( मीता. १:१:१४; ३ वे×बु. ५०० ).

સંન્યાસી એટલે શું.

**૨૬૨** સંન્યાસી કેટલાએક આધાર પ્રમાણે ફક્ત બ્રાહ્મણોજ થઈ શકેછે અને બીજા આધારો પ્રમાણે બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈસ્ય ત્રણે થઈ શકેછે. (૩ वे.×बु. ૫૫૨) સંન્યાસીની ફરજ બ્રહ્મચર્ય પાળવાની અને સંસાર વ્યવહારથી તદન વિરકત રેહેવાની છે.

ગોસાઇ એટલે શુ.

ગોસાઇમાં શુદ્ર અને સ્ત્રીઓને પણ દાખલ કરવામા આવેછે કે જેને સન્યાસી થવા અધિકાર નથી. તેમ સંસ્કાર ક્રિયાઓ કરતા નથી. રાખણીઆત રાખવાનો ચાલ તેમનામાં હોયછે અને કેટલાક તો પરણી પણ શકેછે. એટલુંજ નહી પણ ધંધો રોજગાર અને સંસારી કામો કરેછે ૩ वे×बु ૫૫૩

આ લોકાને સન્યાસીના વર્ગમાં કે ગ્રહસ્થના વર્ગમાં મુકવા અસંભવીત છે. જોકે તેઓ સંસારી કામો કરેછે અને પરણેછે તો પણ ચેલા લેછે. ગોસામી શુદ્ર અને ઉતરતા વર્ગના સંન્યાસી જેવા ગણાયછે. ૨ वे.+बु. ૫૫૫—૬

યતિ એટલે શું

યતિમાં શ્રાવક (જૈન) ના સાધુઓ આવેછે. પવિત્રતા પાળવાની તેમની અવસ્યની ફરજ છે. રખાત રાખી શકતા નથી અને રાખે તો વારસાનો હક ખુએછે. ૩ वे×बु ૫૬૮—૯

## યતિ, સંન્યાસી અને ગોસામીને લગતા સામાન્ય નીયમો.

દરેક મઠ અને ગાદી તેની રીત પ્રમાણે ચાલવી જોઇએ

**૨૬૩** વિશેષે કરીને દરેક મઠ અને ગાદીનો તમામ વહીવટ તેની ચાલુ રીત રશમ પ્રમાણે થવો જોઇએ राजावर्मा વી० रवीवर्मा ला. री. ४ इ. अ. (૮૩) गीरधारीदास વી० नंदकीसोर ११ मु. इ. अ. ४२९

**२६४** પોતાના ગુરૂને જે ચેલો છોડછે તે ગાદી લેઈ શકતો નથી. **सगणचंद** વી० **गोपाळ गीर** ४ **अ. हा.** १०१

વારસો લેવાની નાલાયકી

(૧) છોડવાથી

આવા લોકોના વારસાનો આધાર જાતીક (પોતાની સાથેના) સહવાસના સબંધ ઊપર છે. **खगेन्दर** વી० **सरुपगीर इ. ला. रीं.** ४ ક.લ० ૫૪૪;

(૨) એકઠી રાખવાથી

તેમજ યતિ અને સંન્યાસી ઓરત રાખવાથી વારસાને ના લાયક થાયછે ૩ **वे+बु** ૬૬૯; ગોસામીને તેવી કાંઈ અડચણ નથી.

**२६५** કોઈ મઠ કે ગાદીના વિષેશ રીવાજના અભાવે તે મઠ માટે બે મહંત એકજ વખતે મઠ ભોગવી શકે નહીં અથવા બે મહંત એકત્ર તે મઠ ભોગવી સકે નહીં **गीरधारीदास** વી. **नंदकीसोर** ११ **मु. इ. अ.** ४२९

આ નીયમ યતિના સબંધે લાગુ છે એમ સમજવું નહીં. ૩ **वे**^**बु**. ૫૬૯;

**२६६** કોઈ યતિ, સંન્યાસી કે ગોસામી તેની ગાદીના વારસાની ચાલુ રીતમાં ફેરફાર કરી શકે નહી, એટલે કે વારસાનો અનુક્રમ બદલાવી શકે નહીં **रमणदास** વી० **आश्वलदास** १ **बॉ. री.** १६०

તેમજ વારસા ઊપર બીજી કાંઇ અટકાયતો લાગુ પાડી શકે નહી. **गीरधारीदास** વી० **नंदकीसोर** ११ **मु. इ. अ.** ४०५

ફ વારસાની રીતમાં ફેરફાર થઈ શકે

**२६७** કોઈ ગામમાં અથવા શહેરમાં કોઇ પંથ જાત કે મોહોલાના લોકો મળી વારમવાર મઠ કે દેવસ્થાન સ્થાપન કરેછે. આવે પ્રસંગે તે મઠ તથા દેવસ્થાન માટે ગોસામી કે વૈરાગીને પુજારી નીમ્યો હોય તેની સ્થિતિનો આધાર તે બંધારણના સરતો ઉપરછે. તો પણ ગેરવર્તણુંક માટે ખસેડી શકાયછે. **आचारजी लालु रणछोड** વી० **भगत जेठा लालजी मु. हा. प्री. ज.** १८८२ **पृ.** ४७४; એ દેવસ્થાન ઊપર માલેકી હક એ વર્ગના લોકોનો રહેછે અને ઊપજ ખર્ચની વ્યવસ્થા તેઓજ કરેછે ૪ **वे×बु** ૫૫૪—૫

કોઈ જાતી કે પંથના લોકોએ બંધાવેલા દેવસ્થાન

## संन्यासी.

**२६८** સંન્યાસીનો વારસો તેના સદાચરણી શિષ્યને જાયછે. **व्यव. म.** ४:८:२८.

ફ સંન્યાસીનો વારસ શિસ્ય

**२६९** સંન્યાસીઓમાં ચેલો થવાથીજ વારસાનો હક ઉત્પન થતો નથી. મરનાર ગુરૂ પોતાની હયાતીમાં ગાદીના વારસ તરીકે સ્થાપે તેજ ચેલો ગાદીનો હકદાર થાયછે અને તે નીમણુંક માટે તેની

ચેલાના હક વીશે

ઉતર ક્રિયા વખત ભેગા થએલા આસપાસના મહંતની સામાન્ય રીતે મંજુરી લેવામાં આવેછે. ગુરૂ પોતાના ચેલામાંથી પોતાનો ગાદીનો વારસ નીમી ન જાય ત્યારે મરનારની ઊતર કીયા વખત આસપાસના ભેગા થયેલા મહંત અને તે પંથના મુખ્ય માણસો ગાદીના વારસ તરીકે લાયક ચેલાને નીમે અને ગાદી ઉપર બેસાડે नीरंजन भारती वी. पदारथ भारती स. दी. १ अल्हा. ५१२; माधोदास वी.का मनादास इ. ला. री. १ अल्हा. ५३८.

## गोसांइ (गोस्वामी).

ગુંસાઈનો વારસો

**२७०** ગોસાઈનો વારસો તેના चेला ને મળેછે. गुसाइ राम भारती वी. महंत सुरज भारती इ. ला. री. ५ मुंब. ६८२. માટે તેનાં લેણાં વસુલ કરવા ચેલાનો હક છે. ગુરૂભાઇનો નથી. दखराम भारती वी. लछमन भारती इ. ला. री. ४ कल. ९५४.

(२) શિષ્યના અભાવે શિષ્યના શિષ્યને જાય પણ બીજો શિષ્ય હયાત હોય તો તે શિષ્યના શિષ્ય સાથે હિસ્સો લેશે.

(३) તેના અભાવે ગુરૂભાઈને જાય અને.

(४) તેના કોઇના અભાવે ગુરૂના ગુરૂભાઈને જાય ३ बे×बु. ५६३—४

લગ્ન કરવાનો અધીકાર છે

**२७१** ગુસાઈ મઠનો મહંત પરણે તેથી તેનો હક ડુબતો નથી, દક્ષીણમાં ગુસાઈ તેના પડોસી ગૃહસ્થની માફક પરણેછે. २ स्टील ४३४; તે ઉપરથી અમદાવાદ તાબાના દુધાદરી મઠના મહંતના સબંધે પણ તેજ પ્રમાણે ઠરાવવામાં આવ્યુંછે. गुसाइ रामभारती वी० महंत सुरज भारती इ. ला. री. ५ मुंब. ६८४;

માટે આ પરણેતરથી થયેલા પુત્રને એ વારસો પ્રાપ્ત થશે કે નહીં એ અગત્યનો સવાલ છે. જો એવા પુત્રને વારસો પ્રાપ્ત થાયતો चेला ને મળવાનો નિયમ તુટે, અને ગૃહસ્થના સઘળા નિયમો દાખલ થાય. જો ચેલાને મળેતો એ લગ્નથી થયેલા ફરજંદને વારસાને નાલાયક ઠરાવવા બરાબર થાય અને કાયદેસર કૃત્યનું પરિણામ ગેરકાયદેસર ગણાય. સદરહુ ઠરાવનું કારણ જોતાં વારસો તે ચેલાને મળશે, એટલા માટે કે ગુંસાઇ વિશેના નીબંધમાં મી. वार्डन જણાવેછે કે ગુંસાઈઓ યતિપણા અને પવિત્રતામાંથી ઘણે આડે રસ્તે ગયાછે અને તેઓ પરણેછે. પણ પરણે ત્યારે દક્ષીણ શીવાય બીજી જગોએ ગુસાઈ તરીકે મંજુર રહેતા નથી. આ વાત સદરહુ ફેંસલામાં જણાવી

કુધાદરીના મહંત ગુસાઇના સબંધે તેવી છુટ મુકવામાં આવીછે. **पण** તે, ચેલાને વારસો મળેછે, તે નિયમમાં ફેરફાર થવાના કારણસર નથી માત્ર વારસો મલ્યા પછી સંન્યાસીની સ્થીતિમાં લગ્ન જેવી બદચાલને લીધે વારસો છીનાવી નહી લેવો એવી રીવાજ સબબ માફી તરીકે છે તોપણ તે પેહેલાંના **नारायण भारती** વી. **लविंग भारती** इ. ला. रो. २ मुब. ૧૪૦ના કામમાં ધણીઆતી ઓરતને એક ગોસામી પરણ્યો હતો, અને તેથી એ લગ્ન અનિતિ ભરેલું ગણી રદ કર્યું, અને તે કારણથી એ લગ્નથી થએલા પુત્રને વારસાને નાલાયક ગણ્યો હતો. એ જોતાં એ લગ્ન જો કાયદેસર હોત તો તેથી થએલો પુત્ર વારસાને લાયક તેઓ ગણત એમ ઠરાવ ઉપરથી સાફ નિકળેછે. તેવા પુત્રને જો ચેલા તરીકે મુકવામાં આવે તો તે બધી મુશીબતો દુર થાય. અને તે પુત્ર વારસો લે. ૩ **वे×बु.** ૫૫૯. ઉપરના નિયમનું કારણ જોતાં તેવી કાંઈ સરત મુકવાની જરૂર નથી. વળી હરેક કાયદેસર લગ્નનું પરિણામ એવું છે કે તેથી થએલું ફરજંદ વારસો લેવાને લાયક છે. વિશેષ એટલા માટે કે એ ચેલાનો સંબંધ દત્તપુત્ર જેવો પણ કોઈ રીતે થતો નથી. ૩ **वे×बु.** ૯૨૪.

**२९२** ગાદીના વારસ તરીકે જે ચેલાને ગુરૂએ નીમ્યો હોય તેના કબજામાં મઠ જાયછે, અને નીમ્યો નહોય અને ચેલા એકથી વધારે હોય તો તેઓ અથવા **दशनाम** આવી નીમણુંક કરે ૨ **वे+बु.** ૩૫૦

ચેલાના હક વીશે

ગુરૂએ ગાદીનો વારસ નીમવો જોઇએ, અને તે ઉતરક્રિયા વખત ભેગા થએલા મહંતોએ બાહાલ કરવો જોઇએ, **आत्माराम** વી. **आत्माराम स.** दी. **अल्हा.** ૧૮૫૨ पृ. ૪૬૨

## ટીકા

ગોસાઇની ઘણી જાતો થાયછે. પરણનારા વર્ગના ગોસાઈ ઘર બારી કહેવાયછે.

## यति.

**२९३** યતિનો વારસો સંન્યાસીની માફક સદા ચરણી શીષ્યને મળે છે.(૩ **वे×बु**, ૧૪૪) બે શીષ્યો હોય તો બેને જાય. તે બેમાંનો કોઇ મરણ પામે ત્યારે તેનો મઝમુ હીસ્સો તે મરણ પામનાર શિષ્યને જાયછે. તે પ્રસંગે સહહિસ્સેદારી હક લાગુ થતો નથી.

જૈનના યતિનો ક્રમ

**२९४** કોઈએક શિષ્ય, **सीपुज** જાતની ક્રીયાથી બીજા ગુરૂનો શિષ્ય થયો અને ત્યાર પછી બંને ગુરૂનું નામ દાખલ થાય એવું મીશ્રીત નામ ધારણ કર્યું. તો પછી તે, પેહેલા ગુરૂના વારસામાંથી બા-

તલ થતો નથી. કેમકે આગલા ગુરૂનું નામ ધારણ કરે છે માટે તેને છોડયો કહેવાતો નથી ૩ બે×બુ ૬૬૯

परचुरण जातो.

પરચુરણ જાતો

**૨૬૫** નાનકસહી, વૈરાગી, માનભાઊ, જંગમ, એવા બીજા ઘણા પ્રકાર છે. તેમનામાં વારસો તેમની રીત પ્રમાણે ઉતરેછે.

જંગમ લોકો લીંગાયત લોકોના ધર્મ ઉપદેશકો છે, અને તેઓ સન્યાસીની માફક સંસાર છોડયાનું ડોળ ધરાવેછે.

માનભાઉમાં બે વર્ગ છે. એક વર્ગના કુંવારા રહેછે, અને બીજા વર્ગના પરણે છે.

વૈરાગીઓ પરણેછે, અને પરણેત ઓરત તથા તેનો પુત્ર વારસ થાયછે. તેઓ વૈશ્નવી યાચકો છે, અને શુદ્રને તથા ઓરતોને દાખલ કરેછે તેમના રીવાજ પ્રમાણે પેહેલે દરજ્જે વારસ સદા ચરણી શિષ્ય છે. તેમના મુખી ગુસાઇના મુખીની પેઠે મહંત કહેવાય છે. **महंत शीरप्रकाशदासवी मंहत जेरामदास ५ बो. री. ५७**

નાનકશાહીની ઉત્પતી પાછલા વખતમાં થયેલી છે માટે ધર્મશાસ્ત્રના નિયમો તેમને લાગુ પડતા નથી તોપણ તેમની મીલકત તેમની રશમ પ્રમાણે વારસોમાં જવાને અડચણ નથી. ૩ બે×બુ ૫૭૦

---

## अंक ५

## સ્ત્રીધનનો વારસો.

**૨૬૬** વગર પરણેલી ઓરતની મીલકતનો ક્રમ નીચે મુજબ છે.

કુંવારીકાની મીલકતનો વારસો.

(૧) ભાઈ, અને તેના અભાવે
(૨) મા "
(૩) બાપ "
(૪) નજીકનો સપીંડ.

} ૩ બે×બુ ૧૪૫, ૫૦૧,

**ખુલાસો**—સપીંડમાં તમામ સગાઓના શમાવેશ થાય છે. જે નિયમ મરદ માટેછે તે આંહી પણ લાગુ પડે છે.

**ટીકા**

કુંવારીકાને વિશેષે કરીને કાંઈ મુલ્યવાન માલમતા ભાગ્યેજ હોયછે.

**૨૭૭** પરણેલી ઓરતના પરિભાષિક સ્ત્રીધનના વારસનો ક્રમ મીતાક્ષરા શાળામાં અને દાયભાગ શાળામાં જુદા જુદા છે. મીતાક્ષરા-શાળામાં પાછા ભેદ પડે છે.

શુલ્કનો ક્રમ.

(૧) શુલ્ક, અને (૨) બીજુ પરિભાષીક શુલ્કના વારસોનો ક્રમ નીચે મુજબ છે:—

(૧) ભાઈ; અને તેના અભાવે } મીતા ૨: ૧૧: ૧૪
(૨) મા, ,,
(૩) બાપ, ,,
(૪) તેનાં સગાં—

**૨૭૮** શુલ્ક શિવાય બીજા પરિભાષિકમાં માત્ર યૌતકના સંબંધે મીતાક્ષરા અને મયુખ એકમત થાય છે. મીતાક્ષરા પ્રમાણે તો શુલ્ક શીવાય બાકીનાં બધાં પ્રકારના પારિભાષીકનો ક્રમ એકજ છે. મયુખ યૌતક અને અયૌતક વચ્ચે ભેદ પાડે છે. યૌતકનો ક્રમ મીતાક્ષરા અને મયુખના આધારે નીચેના કોઠામાં આપ્યા મુજબ છે.

યૌતકના વારસો મીતાક્ષરા

| | ક્રમ. | | તેનાં પ્રમાણ. | |
|---|---|---|---|---|
| | દીકરીઓ. | | મીતા ૨:૧૧:૧૩ | |
| ૧ | કુંવારી ........ ........ | | વ્યવ.મ.૪:૧૦:૧૭ | |
| | પરણેલી................ | | ૧૮, આશાબાઈ વી. | |
| ૨ | સધન........ ........ | | હાજીતૈયબઇ.લા. | બચાઝા વી. |
| ૩ | નિર્ધન.............. ...... | | રી.૯ મુ. ૧૧૫ | જગમોનઝા. |
| ૪ | દીકરીની દીકરીઓ } શાખા દીઠ. | | મીતા. ૨:૧૧:૯ | ઇ.લા.રી. ૬૨ |
| ૫ | દીકરીના દીકરા | | ૧૨,૧ -૧૮૧૯,૨૪ | કલ. ૩૮૭ |
| ૬ | દીકરા | | વ્યવ.મ.૪:૧૦:૨૦ | |
| ૭ | દીકરાના દીકરા \| શાખા દીઠ. | | રઘુનંદન વી. ગોપી- | |
| | પેહેલા ચાર પ્રકારે મરનાર પરણી હોય ત્યારે | ઉતરતા ચાર પ્રકારે પરણી હોય તો | નાથ ૨ મક. ૧૨૧ | |
| | | મરનારનાં સગાં | | |
| ૮ | ધણી | મા | મીતા.૨:૧૧;૧૧ | વીજ્યારંગમ |
| ૯ | ધણીનાં સગાં | બાપ | વ્યવ. મ.૪:૨૮ | વી. લક્ષ્મણ |
| ૧૦ | મા | બાપનાં સગાં | | ૮મુ.હા.ઓ. |
| ૧૧ | બાપ | માનાં સગાં | | સી.જે.૨૪૪ |
| ૧૨ | બાપના સગાં | ધણી | | |
| ૧૩ | માના સગાં | ધણીનાં સગાં | | |
| ૧૪ | રાજા | રાજા | | |

મીતાક્ષરા શાળામાં આ ક્રમ શુલ્ક વગર બીજા બધા પારિભાષીક સ્ત્રી ધનને માટે લાગુ પડેછે. માટે ધણીએ વસીઅતનામાથી આપેલી સ્થાવર મીલકત તેની દીકરીને જાયછે. (આ ક્રમ પ્રમાણે) भुजंग वी. रामायमा इ. ला. री. ७ मद्रा. ३८७

**खुलासो**—૧ ધણીના તથા બીજાના સગામાં ગોત્રજ સપીંડનો સમાનોદકનો, અને બાંધુઓનો સમાવેશ થાયછે. માટે જયાં જયાં સગાં લખ્યાંછે ત્યાં ત્યાં એ દરેક જાણે કે મરદ હોય તેવી રીતે તેના સપીંડ, સમાનોદક અને બાંધુ પાછળ આપેલા નિયમ પ્રમાણે ગણવા (३ वे×बु १५३)

માટે चंपट વી. शीबा इ. ला. री. ८ अल्हा. ३९ (તા૦ ૧૬ જુન ૧૮૮૬) ના કામમાં ધણીના પાંચમા વડવાના ચોથી પેઢીના વંશજનો હક મરનાર સ્ત્રીના ભાઇના કરતાં વધારે ચઢીઆતો ગણવામાં આવ્યો. એટલા માટે કે તે સ્ત્રીનું લગ્ન ઉત્તમ પ્રકાર થયાનું વીરૂધ સાબીત થતાં સુધી ગણમાં આવ્યું; हरी मोहन वी. सोनातन इ. ला. री. १ कल. २७५ માં ધણીની ફઇના દીકરાને તેના સગા તરીકે ગણ્યાછે.

**खुलासो**—२ ઉપરના ક્રમમાં એકના અભાવે બીજો (દુરનો) લેછે. માટે એક પણ પુત્ર હોય ત્યાં સુધી પ્રથમ મુએલા પુત્રના પુત્ર લેતા નથી.

અપ્રતિબંધદાયનો નિયમ સ્ત્રીની મીલકતના સંબંધે લાગુ નથી. જે પ્રસંગે તે લાગુ છે ત્યાં પુત્ર પૌત્ર અને પરપૌત્ર એકજ વારસ તરીકે લેછે. પણ ઉપરના કોઠામાં પુત્ર અને પૌત્રના જુદા નંબરો છે. रघुनंदन વી. गोपनिाथ २ मेक. १२१

બીજી પેઢીના એટલે દીકરીની દીકરીઓ, તેમના દીકરા, અને દીકરાના દીકરા ત્રણે અંદર અંદર શાખા દીઠ લેછે છતાં બાપના અભાવે પૌત્રો પુત્રોની સાથે ન લઇ શકે એ દેખીતીજ વિરૂધતા છે, કેમકે શાખાદીઠ લેવાના હકનો અર્થ એવો છે કે પૌત્રો તેમના મરણ પામેલા બાપની જગોએ ઉભો રહી તેમના બાપનો હિસ્સો લે. આ વિરૂધતાનું સમાધાન શાખાદીઠનો અર્થ સંકોચીએ અને એટલોજ કરીએ કે પરસ્પર તેઓ તેમના બાપ પ્રમાણે લે. પણ તેમાં પણ એ વિરૂધતા રહેછે કે તેમના બાપનો હિસ્સો પરસ્પર તેના પ્રતિનિધિ તરીકે લે ત્યારે પુત્રની સાથે તે પ્રતિનિધીપણાનો હક કેમ અમલમાં ન આવે.

**२७९** मयुख, अपौतकमां धणी तरफथी मळेली बक्षीसो अने लग्न पछी पोताना अने धणीना कुटुंब तरफथी मळेली बक्षीसो माटे बे जुदा जुदा क्रम आपेछे. ते नीचेना कोठाथी जणाशे.

धणीनी बक्षीसोना अने पोताना तथा धणी कुटुंबनी बक्षीसना वारसानो क्रम

| | प्रीतीदत्त (धणीनी बक्षीस) तथा अन्वाधेय (लग्न पछीनी पोताना के धणीना सगाए आपेली बक्षीस.) | रीमार्क. |
|---|---|---|
| १ | पुत्र अने (१) कुंवारी पुत्री, साथे<br>(२) परणेली, ,,<br>(आशाबाइ वी. हाजी तैयब इ. ला. री. ९ मुंब ११५ व्यव. म. ४:१०:१३,१६.) | पुत्र अने पुत्रीओना अभावे कोण ले ए कांई सुचव्युं नथी पण ते रीते जोतां पौत्र साथे पुत्रीनी पुत्री अने पुत्रोना पुत्र लेशे. |

छोकरांना अभावे पौतक प्रमाणेज क्रम आगळ चालेछे ३ वे.।.बु १४६

**२८०** बंगाळा शाळामां पौतक अने अपौतकना वारसाना भेद जुदा जुदा छे. शुल्क अपौतकनी रीतेज उतरे छे. पौतकनो क्रम नीचेना कोठा मुजब छे:—

| क्रम | प्रमाण. |
|---|---|
| (१) दीकरीओ वगर सगपण करेली.<br>(२) दीकरीओ सगपण करेली.<br>(३) परणेली पुत्रवाळा } दायक्रम २;<br>वगर पुत्र वाळी. } ३; ५: ६; | दाय ४, २, १३, २२, २३ अने २६ |
| (४) दीकरा<br>(५) दीकरीना दीकरा<br>(६) पौत्र.<br>(७) परपौत्र | मे. पे. ५७७ |
| (८) ओरमान पुत्र<br>(९) ,, पौत्र<br>१०) ,, परपौत्र | दाय. ४: ३: ३२. |

| ઉત્તમ પ્રકારે લગ્ન થયું હોય તે. | નીંદીત પ્રકારે લગ્ન થયું હોય તો | પ્રમાણ. |
|---|---|---|
| (૧૧) ધણી | મા | બીસ્તોપ્રસાદ વી. રાધાસુંદર ૧૬ વી. રી. ૧૦૫; મે. પે. ૫૭૭ હરીમોહન વી૦ સોનાતન ઇ. લા. રી. ૧ કલ. ૨૭૫ |
| (૧૨) ભાઇ | બાપ | |
| (૧૩) મા | ભાઇ | |
| (૧૪) બાપ | ધણી | |
| (૧૫) ધણીનો નાનો ભાઇ | | |
| (૧૬) ધણીનો ભત્રીજો | | |
| (૧૭) બેનનો દીકરો | | |
| (૧૮) ધણીની બેનનો દીકરો | | |
| (૧૯) ભાઇનો દીકરો | | |
| (૨૦) જમાઇ | | |
| (૨૧) સાસરો | | |
| (૨૨) ધણીનો મોટો ભાઇ | | |
| (૨૩) સકુલ્યા | | |
| (૨૪) વિદ્વાન બ્રાહ્મણ | | |
| (૨૫) રાજા | | |

**૨૮૧** અપૈતૃકનો ક્રમ દાયભાગ (બંગાળા) શાળામાં નીચે પ્રમાણે છે.

| | બધા પ્રકારનું અપૈતૃક. | પ્રમાણો. |
|---|---|---|
| ૧ | દીકરો અને કુંવારી પુત્રી; | દાય ૪; ૨; ૯ ૧૨; દાય ક. ૨, ૪; ૧ ૧૦, શ્રીનાથ ગંગોપાધ્યા વી. સર્વમંગળ ૨ બં. લા. રી. એ. સી. જ. ૧૪૪ |
| ૨ | પરણેલી પુત્રી છોકરાં વાલી કે છોકરાં થવા સંભવ હોય તે | |
| ૪ | પૌત્ર | |
| ૪ | દોહીત્ર (દીકરીના દીકરો) | |
| ૫ | પરપૌત્ર; | |
| ૬ | ઓરમાન પુત્ર | |
| ૭ | વિધવા પુત્ર વગરની પુત્રી | |

ત્યાર પછી વારસાનો ક્રમ એ મીલકતની ઉત્પત્તિના આધારે ચાલેછે.

| | કુંવારા પણામાં આપેલી બક્ષીસ, અને લગ્ન પછીની બક્ષીશો | પ્રમાણો. |
|---|---|---|
| | मरनारनां सगां | दाय. २; ३; १०; २९, ३१, जदुनाथ वी० बंसत कुमार ११ बं. ला री. २८६; हरीमोहन वी. सोनातन इ. ला. री. १ कल. २७५ |
| ९ | સગા ભાઇ | |
| ८ | મા | |
| १० | બાપ | |
| ११ | ધણી | |

અયૌતકમાં આ કોઠામાં જણાવેલા પ્રકાર શિવાયનું સ્ત્રીધન ફરજંદના અભાવે યૌતકની રીતે ઉતરેછે.

આ કોઠામાં બતાવેલું અયૌતક સગાભાઈ, મા, બાપ, અને ધણી પછી યૌતકની રીતે ઉતરે છે.

| નં. | બાપે આપેલી બક્ષીસ | પ્રમાણ |
|---|---|---|
| १ | કુંવારી પુત્રી | दाय ४; २: १६; जदूनाथ वी० बसंतकुर ११ बं ला. री. २८६ ३०७ |
| २ | પુત્ર વાળી કે પુત્ર થવા સંભવ હોય તે | |
| ३ | વિધવા અને પુત્ર વગરની | |
| ४ | પુત્રા | |
| ६-१० | (યૌતક પ્રમાણે) | |
| ११ | ભાઈ | |
| १२ | મા | |
| १३ | બાપ | |
| १४ | ધણી | |
| | (યૌતક પ્રમાણે) | |

**२८२** મરદ અને ઓરત તરફથી વારસામાં મળેલી મીલકતના વારસો વિશે જુદા જુદા વીચાર છે.

મરદ તરફથી વારસામાં મળેલી મીલકતના વારસો

વારસામાં મળેલી મીલકતના થોડા ભાગને સ્ત્રીધન પ્રકરણમાં પારિભાશીક તળે દાખલ કરી છે. પણ તેથીકરીને ઊપર બતાવેલો ક્રમ તેને લાગુ પડી શકતો નથી.

વારસામાં મળેલી મીલકતમાં પણ બે ભેદ પડે છે; (૧) ઓરતના તરફથી વારસામાં મળે તે; અને; (૨) મરદ તરફથી મળેલી.

૧
મરદ તરફથી મળેલો વારસો પાછો તે મરદના વારસોને વળે.
અપવાદ
મુંબઇમાં લોહી સંબધવાળી ઓરતે લીધેલો પાછો વળતો નથી ત્યાં મીતાક્ષરા અને મયુખ બંને પ્રમાણે લાગુ કર્યો પણ મુતાવાદુગનાથનાપ્રી. કા. ના ચુકાદાથી મીતાક્ષરામાં લાગુ પડસેનહી

મરદ તરફથી વારસામાં મળેલી મીલકત મુંબાઈ શીવાય બીજી બધી જગોએ ઓરતના મરણ પછી પ્રથમના મરદના વારસોને પાછી વળે છે. પણ મુંબાઇમાં મીતાક્ષરા અને મયુખ પ્રમાણે એમ ઠરાવવામાં આવ્યું છે કે દીકરી, બેન ઇત્યાદી લોહીના સબંધવાળી ઓરતે લીધેલો વારસો તેણીના પોતાના વારસોને જાય છે અને લગ્ન સંબંધવાળી ઓરતે લીધેલો વારસો મુળ માલેકના વારસોને પાછો જાયછે. तुलजाराम वी.मथुरादास इ. ला. री. ५ मु. ६६२; પણ दलपत नरोतम વી० भगवान खुशाल इ. ला. री. ९ मुंब. ३०१ ના કામમાં મુંબાઇ કારટે જણાવ્યું કે मुता वादुगनाथ तेवाड વી० दोरासींग तेवाड ला. री. ८ इ. अ. ५२ ના પ્રીવી કાઉન્સીલના ચુકાદાને લીધે મુંબાઈ ઇલાકાના જે ભાગોમાં મીતાક્ષરાજ ચાલે છે ત્યાં સદરહુ વિચાર કાયમ રહેશે નહીં.

એ બધુ જોતાં મયુખ ચાલેછે ત્યાંજ લોહીના સંબંધવાળી ઓરતે લીધેલો વારસો તેના પોતાના મરણથી તેના પોતાના વારસોને જાયછે.

મરદ તરફના વારસાના સંબંધે મયુખ પ્રમાણે વારસોનો ક્રમ.

**२८३** મરદ તરફથી લોહીના સંબંધવાળી ઓરતે લીધેલા વારસા કોને કોને ઊતરેછે તે વિશે મયુખ નીચે મુજબ આપેછે.

"દીકરીઓ હોય તોપણ માની મીલકત दीकरा કે बीजाओने જાયછે'... ....."

આનો અર્થ जस्टीस वेस्ट (મુંબઇ હાઈ કારટના જડજ)એમ કરેછે કે તે ઓરત મરદ હોત અને તેના જે વારસોને જાત તેવા (તેના) વારસોને જાયછે. विज्यारंगम વી० लक्षमण ८ मु. हा.आ.सी.२६०

મી० मेन તેનો બીજી રીતે, મીતાક્ષરા શાળાને મળતોજ, અર્થ આ પ્રમાણે કરેછે.

"એ મીલકતનો વારસો સ્ત્રીધનની રીતે ઉતરતો નથી પણ એ"
"મીલકત તેને પ્રાપ્ત ન થઇ હોત તો તેણીના વારસ જેવા કે दीकराके"
"बीजाओने જાત, તેવાઓને તે મીલકત જાયછે. મતલબ જે મરદનો
"વારસો ઓરતે લીધો હોય તે મરદના વારસોને જાય." मे. पे. ४२९

પણ આ અરથ માત્ર દીકરીના સંબંધે લાગુ પડેકેમકે દીકરીનો દીકરો એ દીકરીના બાપનો દીકરીના અભાવે તરતજ વારસ થાયછે. એનના સંબંધે લાગુ પડે નહી. એનનો વારસો મળ્યા પછી તે ગુજરે ત્યારે તરતજ તેનો દીકરો આવી શકતો નથી તેતો માત્ર બાંધુ તરીકે ઘણો છેટે આવેછે. मी मेनના અર્થને કલકતા કોરટનો प्राणकीशन वी० मु. भगवती (१ स. दी. ७३) નો કેસ પુષ્ટી આપેછે. બીજી તરફ મી. वेस्टના વિચારને रघुनंदन वी. गोपीनाथ २ मेक. १२१ નો કેસ કેટલેક દરજ્જે પુષ્ટી આપેછે.

**૨૮૪** ઓરત તરફથી ઓરતને વારસામાં મળેલી મીલકતને સ્ત્રી ધનનો ક્રમ લાગુ પડતો નથી. મી. મેન કહેછે કે શા માટે લાગુ નહીં પાડયો હશે તે સમજાતું નથી. દાયક્રમ સંગ્રહ એમ જણાવેછે કે તેનો વારસો, જે ઓરત તરફથી પ્રથમ સ્ત્રીધન તરીકે ઊતર્યું હતું તેના વારસને પાછો જાયછે. તેજ પ્રમાણે કલકતા હાઇકોરટે प्राणकीशन वी. मु. भगवती १ स. दी. ३ ના કામમાં ચુકાદો કરવામાં આવ્યો હતો. તેમાં નીચે મુજબ હકીકત હતી.




क નું સ્ત્રીધન તેની દીકરી ड ને વારસામાં ઊતર્યું ત્યાર પછી ड પુત્ર વગરની વિધવા દીકરી ग અને ब (તેની માનો ભાઈ) મુકી મરણ પામી તેમાં ઠરાવ્યું કે એ મીલકત ग ને નહીં જતાં તેની માના ભાઈ ब ને જશે. मेश, वेस्ट અને बुलर કહેછે કે जगन्नाथ મા તરફથી દીકરીને મળેલા સ્ત્રીધન ઉપર તે દીકરીનો કુલ અખત્યાર ગણે છે. ३ वे×बु. ३०३

પણ તેઓ પોતાનો કાંઇ અભીપ્રાય આપતા નથી.

**૨૮૫** બદચાલ સ્ત્રીધનનો વારસો લેવામાં નાલાયકીનું કારણ થતું નથી. मु. गंगा वी. दासीता इ. ला. री. १ अल्हा. ४६

ઓરત તરફથી મળેલો વારસો કોને જાય છે.

સ્ત્રીના વારસો લેવા માટે બદચાલ નાલાયકીનું કારણ નથી

# प्रकरण १२

## वारसानी नालायकी.

ना लायक वारसो.

**२८६** वारसा प्रकरणमां जेओने बीजाना हकहिस्सो लेवाने लायक गणेला छे तेओ वारसानी नालायकीथी मुकत होय तोज बीजाना हक हिस्सो मेळवी शके छे. वारसो मळ्या पछी नालायक थवाथी वारसो छुटतो नथी. **मु. बलगोविंद** वी. **लालबाहादुर कल. स. दी.** १८५४ **पृ.** २४४ **पुनर्लग्नना संबंधे** तेम नथी.

वारसानो नालायकीना मुख्य बे वर्ग छे.

१ शरीर के मननी नालायकी; अने,

२ निति विशेनी ना लायकी.

| १ | शरीर के मननी नालायकी | प्रमाण |
|---|---|---|
| (१) | नपुसकपणुं. | |
| (२) | **जन्म** अंधापो. | |
| (३) | लुलापणुं. | **मीता.** २:१०:१ |
| (४) | बेहेरापणुं | |
| (५) | मुगापणुं. | |
| (६) | बीजी कांई ईंद्रानी खामी. | |
| (७) | विचार शुन्यता. | |
| (८) | गांडापणुं. | |
| (९) | असाध्य दरद | |

| २ | नीतीनी खामी | प्रमाण |
|---|---|---|
| (१) | बापनी **साथे** दुश्मनी. | वे×बु ५८३ |
| (२) | नात बहार थवुं. | |
| (३) | दुरगुणीपणुं. | |
| (४) | ओरतो पुनर्लग्न करवाथी. | **मे. पे.** ५०९.५१७ |
| (५) | यति संन्यासी (संसार विरक्त) थवाथी. | |

शरीरनी खामी जन्मनी जोइए

**२८७** शरीरनी खामी वीशे सामान्य नियम एवो छे के ते खामी जनमनी होवी जोईए. **जन्म** शब्द जेम अंधापाने लागु पडे छे तेम बीजी खामीने पण सरखी रीते लागु पडे छे. **बलमराम** वी. **बाद हरी गंगा** ४ **मु. हा. ए. सी. जे.** १३५—७

माटे ज्यां એક આંધળી ઓરત જન્મથી તેવી નહોતી, તે પ્રસંગે તેણીના ધણીના વારસાને લાયક છે એમ ઠરાવવામાં આવ્યું; मोरारजी गोकलदास वी० पारवतीबाइ इ. ला. री. १ मुंब. १७७; તેમજ આંધાપો મટે તેવો ન હોય તોપણ તે જન્મથી ન હોય તો પછી તે વારસાને માટે નાલાયકીનું કારણ થતું નથી. कमाबाइ वी. भावु पदमनजी इ. ला. री. १ मुंब ५५७; આથી बकुबाइ वी. मंछाबाइ २ मु. हा. ५ ने केस २६ समजवो.

તેજ રીતે મુંગાપણું જન્મથી હોવું જોઇએ वलभराम वी० हरीगंगा ४ मु. हा. अे. सी. ज १३५; તેમજ બેહેરાપણું જન्मथी હોવું જોઇએ. बाइ अमरत वी० बाइ माणेक १२ मु. हा. ७८

મનની ખામી જન્મની હોવા જરૂર નથી.

**२८८** જે મનની અશક્તતા વારસાને નાલાયક કરેછે તે જન્મની હોવાની જરૂર નથી.

માટે ગાંડાપણું જન્મ પછીનું હોય પણ જો વારસો ઉતરવા વખત હોય તો તે વારસાની નાલાયકીનું કારણ થાય છે. राम साही भगत वी० लाला लालजी साही. इ. ला. री. ८ कल. १४९ बुमाप्रसाद वी० गीसचंदर प्रचंडी इ. ला. री. १० कल ६३८

ગાંડાપણું મટે એવું હોય તેની ફીકર નહીં देवकीशन वी० बोधप्रकाश इ. ला. री. ५ अल्हा ५०९

દરદ કેવું જોઇએ

**२८९** જ્યારે કોઇ દરદની વાત વારસાને નાલાયક ઠરાવવા માટે મુકવામાં આવે છે ત્યારે તે દરદ અસાધ્ય એટલે મટે એવું નહીં હોય તોજ તે નાલાયકીનું કારણ થાયછે. जनारदन वी० गोपाळ पांडुरंग ५ मु. हा. ए. सी. जे. १४५; अनंता वी० रमाबाइ इ. ला. री. १ मुंब. ५५४

પત્તનો રોગ જ્યારે ઘણોજ ભારે પ્રકારનો હોય અને લોહી પરૂ અને પાચ વહેતું હોય એવી પત હોય ત્યારે તે નાલાયકીનું કારણ થાય છે. अनंता वी० रमाबाइ इ. ला. री. १ मुंब. ५५४

## नीतीनी खामीओ

બાપનો શત્રુ તથા દુરગુણી નાલાયકીનું કારણ નથી.

**२९०** બાપની સાથે વિરૂધતાનું કારણ બને તેથી કરીને દીકરાને તે નાલાયક કરે તો કોઇપણ પુત્રને બાપ વારસાને નાલાયક ન કરી શકે એમ ભાગ્યેજ બનશે માટે બાપની સાથે દુસ્મની વારસની

નાલાયકીના કારણ તરીકે ન્યાયની કોરટો મંજુર રાખશે નહીં નહીં તો કોઈપણ દીકરો તેના બાપ ઉપર એક પણ દાવો ફતેહમંદીથી લાવી શકે નહીં. કેમકે દાવો લાવવો એજ બાપની સાથેની દુશ્મની ગણાય. આ વીચારને મી० મેન પુષ્ટી આપેછે એમ કહીનેકે, આવું કારણ હાલમાં મંજુર રહેશે કે નહીં, એ શંકા વાળું છે. मे. पे. ५१३ તેજ રીતે દુરગુણ પણ નાલાયકીના કારણ દાખલ કાયમ રેહેશે નહી. પરંતુ महेरवानजी વી० पुनीआ (१ बारो. १४१)ના કામમાં બાપે દીકરાની દુરગુણી ચાલ માટે વારસાની તમામ મીલકતનું વસીઅતનામું કરી બીજાને આપી દીધી અને તે મંજુર કરવામાં આવ્યું પણ આ પ્રસંગે તેની બદ ચાલની વાત અલગ રાખતાં પણ તે મીલકત સ્વોપાર્જીત હોવાથી વસીઅતનામાથી, આપી દેવા બાપને સત્તા હતી.

વટલવું નાલાયકીનું કારણ નથી

**२९१** હીંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે કોઈ માણસ નાત બહાર થવાથી વારસો લેવાને નાલાયક થતો પણ સન १८५० ના २१ મા આકટથી એમ ઠરાવ્યું છે કે નાત બહાર થવાથી કે ધર્મ બદલવાથી કોઈના વારસાના હકને કશી ઈજા થશે નહીં. सोनामा વી० तीमानाभट ह. ला. री. १ मुंब ५५८; भुजनलाल વી० गयाप्रसाद २ अ. हा. ४४६. જ્યારે હીંદુશાસ્ત્ર પ્રમાણે કાંઈ કૃત્ય વારસાની નાલાયકી ગણાયછે. અને તે કૃત્યનું બીજું પરીણામ નાત બહાર થવાનું હોયછે ત્યારે સદરહુ આકટને લીધે તે કૃત્યની પેહેલી અસર દુર થતી નથી. श्रीमती मातंगीनी देवी વી० श्रीमती जयकालीदेवी ५ बं. ला. री. ४६६. જુઓ આગળ કલમ. २९२

પુનર્લગ્ન કરવાથી વારસો લેવાનો વીધવાનો હક બંધ પડેછે

**२९२** જ્યારે કોઈ વિધવા પુનર્લગ્ન કરેછે ત્યારે તેણીના આગલા ધણીનો કે તેના વંશજનો વારસો લેવાનો, કે બીજો હક બંધ પડશે. સને १८५६ ના આકટ १५ ની કલમ २. તેમજ ભરણ પોષણનો કે બીજો હક પણ બંધ પડેછે.

## ટીકા

આ કલમનો અર્થ બંગાળા કોર્ટે आक्रोरा सुत वी. बोरीआणी (२ बं. ला. री. ए. सी. १९८) ના કામમાં એવો કર્યોછે કે વીધવાના પુનર્લગ્ન વખતે જે હકો હોય તેજ માત્ર બંધ પડેછે માટે પુનર્લગ્ન કર્યા પછી તેણીના આગલા ઘરના પુત્રનો તે વારસો લઇ શકેછે. પણ આ અર્થ બે કારણથી નભી શકતો નથી.

(१) તેણીના ધણીના કે તેના વંશજમાં તેના દીકરાનો સમાવેશ થાયછે માટે એ પ્રમાણે અર્થ કરવામાં આવે તો "ધણીના વં-

શજના વારસાનો હક'' એ શબ્દો નકામા થાય પણ તેનો એમ જ-વાબ દેવામાં આવે કે તેના દીકરાનો વારસો લીધો હોય તે છોડવો પડે એવો અર્થ કરતાં તે શબ્દો નકામા ન થાય.

જ્યારે દીકરાનો લીધેલા વારસો છોડવો પડે અને પુનર્લગ્ન કર્યા પછી દીકરો મરે તો વારસો લે એ વિચાર હસવા લાયક છે. તેજ રીતે ભરણ પોષણનો ચઢત માટે હક બંધ પડે પણ ભવિષ્યના ભરણ પોષણનો હક રહે. મુદલ વીના વ્યાજ કયાંથી એ સમજવું મુસ્કેલ છે. કોઈ નિયમની પશ્ચાત અસર કરવામાં આવે ત્યારે તેની ભવિષ્યમાં અસર નહીં ગણવી એ મુર્ખાઈ છે.

(૨) એટલુંજ નહી પણ તે વીધવા તે વખત મરણ પામી હોય એવી રીતે તેના હક બંધ પડશે એમ સદરહુ કલમ ઉઘાડી રીતે ઠરાવેછે પણ જ્યારે આગલા ધણીના કોઈ વંશજનો વારસો લે ત્યારે તેટલે દરજ્જે મરણ પામ્યાની વાત ઊભી રહેતી નથી, અથવા તો તે સજી-વન થાયછે.

પણ એ બંને કારણો અલગ રાખી એમ માનીએ કે આ કલમ તે વખત વીધવાને प्राप्त थयला हको છોડાવવાને (Devest) મા-ટેજ છે, અને ભવિશ્યમાં પ્રાપ્ત થવાના હકોને લાગુ નથી. ત્યારે તેવા હકોને આ આકટજ લાગુ પડતો નથી તો પછી પુનર્લગ્ન કરવાથી હિં-દુ ધર્મશાસ્ત્ર વારસો લેવાની નાલાયકીનું કારણ ઠરાવેછે તે કારણ ઊભું રહેછે અને તેને આ આકટ અસર કરે નહીં પણ તેથી ઊલટુ તેની મદદમાં આવેછે એવી રીતે કે પુનર્લગન કરે ત્યારે પ્રાપ્ત થએલા હક કાયમ રહેતા નથી. એટલે કે હીંદુલાના નિયમને પશ્ચાત અસર પણ આપવી. જો ભવીષ્યમાં હક છે એમ ગણવામાં આવે તો બીજી વીરૂધતા એમ ઊઠેછે કે જ્યારે વારસાનો ભવિષ્યનો હક ઊભોછે ત્યારે તેનો તેજ હક પ્રાપ્ત થ-યા પછી કેમ છોડાવી શકાય. જસ્ટીસ જેકસન એટલું તો કબુલ કરે છે કે અમારો ઠરાવ તે આકટના શબ્દોને અનુસરતો છે પણ કાયદા બાંધનારી સભાના ઈરાદાથી વીરૂધ છે. ग्रेडो मे. पृ. २८. ११ बी. री. ८१

એ બધું જોતાં સદરહુ અર્થ ટકી શકતો નથી. જ્યારે કોઈ વિ-ધવા વિધવાના દરજ્જે વારસો લેછે. ત્યારે તે બદચાલથી વારસા લેવા-ને ના લાયક થાયછે. તે વિશે વારસા પ્રકરણમાં લાયક વારસના અં-ગભુત તરીકે બતાવી ગયા છીએ.

યતિ કે સંન્યાસી થવું.

**૨૯૩** જેમ પુનર્લગ્ન કરવાથી પ્રથમનો ગ્રહસ્થાશ્રમ છોડયો ગણાયછે તેમ યતિ કે સંન્યાસી થવાથી ગ્રહસ્થાશ્રમ છોડયાનું ગણાયછે. આ બંને પ્રસંગે તેઓ સંસારી મરણ પામ્યા બરાબર તેમની નાલાયકી ગણાય છે. પણ યતિ સંન્યાસીની બાબતમાં યાદ રાખવાનું છે કે તેઓએ સંસારવ્યવહાર તદન છોડયો હોય તો; થોડે ભાગે છોડયો હોય તો બસ નથી **तीलकचंदर** વી० **सामचर्ण** ૧ વી० રી. ૨૦૯; **महंत मधुबन** વી० **हरीकीशन स. दी.** ૧૮૫૨ પ્ર. ૧૦૮૯; **अमीनाखतुन** વી० **राधा सीनोदी सादी.** ૧૮૫૬ પ્ર. ૫૯૬ **खोडीराम** વી० **रुखीणी** ૧૫ **वी. री.** ૧૯૧; **जगननाग** વી. **वीदयानंद** ૧ **बंला. री. ए. सी.** ૧૧૪; **दयाराम भारती** વી० **लछमन भारती इ. लॉ. री.** ૪ **कल.** ૯૫૪

## ટીકા.

આથી જણાશે કે પુનર્લગ્ન કરનાર અને બીજે પ્રકારે ગૃહસ્થાશ્રમ છોડનાર એકજ દરજજે આવી ઉભા રહેછે.

જેમ આ લોકોનું સંસારી મરણ ગણાતાં તેમની મીલકત બીજાને વારસામાં ઉતરેછે, તેજ રીતે સને ૧૮૫૬ ના આકટ ૧૫ ની કલમ ૨ મુજબ વિધવાના આગલા ધરની મીલકત બીજાને ઉતરે છે; અને તેને ખુલી રીતે કાયદા બાંધનારી સભાએ મરણ પામ્યા બરાબર ગણેલી છે. તેજ રીતે બંને પ્રકારના સખસો વારસો લેવાને લાયક રહેતા નથી. આ કલમનો નિયમ કલમ ૨૯૧ ની ટીકામાં જણાવેલા વિચારને મજબુત કરાવેછે. જ્યારે હિંદુધર્મ શાસ્ત્ર, ધર્મના કારણસર ગૃહસ્થાશ્રમ છોડનારને વારસો લેવા રજા આપતું નથી, ત્યારે ધર્મ ફરજોનું ઉલંધન કરી પુનર્લગ્ન કરનારને તેવી રજા કેમ આપશે. જો લીધેલો વારસો રાખવાને પાત્ર નથી તો લેવાને પાત્ર કેમ થઈ શકે. સદરહુ આકટનો હેતુ એટલોજ છે કે તેવું લગ્ન તથા તે લગનથી થયેલું ફરજંદ અનૌરસ ન ગણાય અને તેથી ફરી તે ફરજંદ વારસાની નાલાયકીમાંથી મુક્ત થાય, એજ વાત બતાવે છે કે વિધવા હીંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે પુનર્લગ્ન કરવાથી વારસો લેવા નાલાયક થાયછે. તે નાલાયકી દુર થતી નથી, એમ કલમ ૧ બતાવે છે એટલુંજ નહીં પણ કલમ ૨ લીધેલા હકો પણ મરણ પામ્યા બરાબર ગણી છીનવિ લેવા ઠરાવે છે.

**२९४** આ બધી નાલાયકી માત્ર નાલાયક માણસોની જાતનેજ માટે છે. તેમના લાયક પુત્રો હોય તો તેઓ વારસો લેવાને શકતીવાન છે. પરંતુ આ કલમના કારણુસર પુત્રોમાં દત્ત પુત્રોનો સમાવેશ થતો નથી એટલે કે જે હક તેમના બાપને નથી તે હક દત્તવિધાનથી પ્રાપ્ત થઇ શકતો નથી मीता १: १०: ९, १०; दाय ५: १७ १९: कृष्णा વી૦ सामी इ. ला, री.९ मद्रा ६४ (તા૦ ૧ મે ૧૮૮૫) बालकृष्ण वी. सावीत्रीबाइ इ. ला. री. ३ मुंब.५४

નાલાયકી જાતનેજ માટે છે.

**२९४** अ નાલાયક સખસોને લાયક પુત્ર વારસો ખુલતી વખત હયાત ન હોય પણ પાછળથી જન્મેતો જે સખસે તેના અભાવે વારસો લીધો હોય તેની પાસેથી તે વારસો છીનાવી શકેછે. कृस्णा વી૦ सामी इ. ला. री. ९मद्रा. फु. बें. ६४

વારસો ખુલ્યા પછી લાયક વારસ જન્મે તો પણ ફીકર નહીં

પણ અલહાબાદ હાઇકોર્ટે देवकीशन वी. बुधप्रकाश (इ.ला. री. ५ अल्हा. ५०९ સને ૧૮૮૩) ના કામમાં તેથી ઊલટું ઠરાવ્યું છે.

### ટીકા

મદ્રાસકોર્ટ, બંગાળા કોર્ટના पारसमणीदासी વી૦ दीनानाथ १ बं. ला. री. ११७ અને कालीदास વી૦ क्रीशन २ बं. ला. री. १०३ ના કેસથી ખુલી રિતે જુદી પડી છે.

મદ્રાસનો ફેંસલો અલહાબાદના ફેંસલા પછીનો છે એટલુંજ નહીં પણ તેના કારણો મજબુત અને વાસ્તવિક છે.

**२९५** નાલાયક વારસની નાલાયકીનું કારણ દુર થાય તો પછી તે નાલાયક પુત્રની રીતેજ તે લાયક થાયછે. વારસો બીજાને ઉતર્યા પછી દુર થાય તોપણ ફીકર નહીં. कृष्णा वी. सामी इ. ला. री. ९ मद्रा. फु. बें. ६४

નાલાયકી દુર થાય તો વારસો પાછો વળે છે.

# प्रकरण १३.

## બીનામી.

મીલકતની વ્યવસ્થા પક્ષકારના કૃત્યથી તેના ભેદ.

૨૯૬ કુટુંબની મીલકતની વ્યવસ્થા થવાનો બીજો પ્રકાર કુટુંબના માણસો પોતે કરે તે છે. વ્યવસ્થાના આ પ્રકારના બે ભેદ પડેછે.

(૧) बीनामी કાર્યો અને (૨) खरेखरां कार्यो.

બીનામી કાર્ય તેની ઉત્પતી અને સ્વરૂપ.

बीनामी કાર્યના શબ્દાર્થ "કાંઈ મીલકતને જુઠા નામ તળે મુકવાની રીત" એવો થાયછે. આ વિશે મી. मेन કહેછે કે દુનીઆમાં હિંદુસ્તાન વગર બીજો એક દેશ નથી કે જયાં આવી રીત વિશે એક બાબ ચીતારવાની જરૂર થઈ પડે, અને એવાં કાર્યો એટલાં બધાં તો સાધારણ છે કે તેના સંબંધે સંખ્યાબંધ ફેંસલાઓનો જથો એકઠો થયોછે. बीनामी રીત વીશે ज्योर्ज कॅम्पबेल કહેછે કે સૌથી વધારે આબરૂદાર માણસ પણ એમ ધારેછે કે જોકે હાલ કોઈને ઠગવાની મારે ગરજ નથી, તોપણ તેમ કરવાનો કોઈક દીવસ મારે પ્રસંગ આવશે. અને આખા દેશનો તેવો ચાલછે તેથી પોતાની જાગીર પોતાની ઓરતની દાદીના નામથી એક ગુપ્ત ટ્રસ્ટ તરીકે માંડી આપેછે. જો કરજદારો અથવા દાવેદારો ચઢી આવે તો તે મીલકત તેની નથી એમ કહેછે. જો તેની ઓરતની દાદી પચાવી પડવા માગે તો તે ટ્રસ્ટમાં છે એમ ઠરાવવા દાવો લાવેછે.

પણ मी. मेन કહેછે કે ઘણા પ્રસંગે તો કપટ માટે સાધનો તઈયાર કરી રાખવાનો હેતુ હોતો નથી. માત્ર સરકારી અમલદારોની આગળ અને કોર્ટોમાં જવા આવવા બીનામીદાર શક્તીવાન થાય અને તેથી પોતાને તસ્દી ઓછી પડે તેવા હેતુથીજ એમ કરેછે; અને કેટલાએક પ્રસંગે તો દેશી લોકો હરેક કાર્યના ખરા સ્વરૂપનું બીજું રૂપ દેખાડવાની જે જીજ્ઞાસા રાખેછે તે જીજ્ઞાસાને લીધે તેઓ તે પ્રમાણે કરેછે. પણ એ એકલાજ કારણથી એમ કરેછે એમ માનવાનું નથી. તેની સાથે બીજું કાંઇ પણ કારણ ભળેછે અને ઉપરના કારણોની સાથે બીજું કારણ દેશી રાજયોના જુના વખતના જુલમાટનું છે. એકતો માલેક માત્ર પોતાની મીલકતની સલામતી અર્થે તેમ કરેછે અને બીજું લેણદેણ બરાબર વસુલ થાય એટલા માટે કાંઈ કાબુદારને મળી તેને બીનામીદાર ઠરાવેછે, અને વખતે તેમાં તેનો હીસ્સો

પણ રાખેછે. એટલે તેટલે દરજે તે સખસ ખરા માલેક તરીકે રહેછે ગમે તેવી રીતે બીનામી રીત હયાતીમાં આવી હોય તોપણ તે રીત હિંદુસ્તાનની કોરટોએ અને પ્રીવીકાઉન્સીલે મંજુર રાખેલીછે.

**૨૯૭** બીનામી કાર્યનું ધોરણ એવું છે કે જે બે પક્ષકારોના નામથી કાર્ય થાયછે તેઓ ખરી રીતે પક્ષકારો હોતા નથી અથવાતો એ કાર્યજ નામનું હોયછે એટલે એ રીતે જોતાં બીનામી કાર્યોના બે ભેદ પડેછે.

બીનામી કાર્યોનાં ભેદ

(૧) ખરા પક્ષકારના નામની અવેજી બીજાજ માણસનુ નામ દાખલ થાયછે અને તે ખરી રીતે ખરા પક્ષકાર વચેનો કરાર હોયછે.

(૨) પક્ષકારોનાં નામ ખરાં હોયછે પણ કાર્ય નામનુંજ હોયછે મતલબ અવેજ કે ઉદેશ જેવું કાંઇ જતું આવતું નથી

અને તે ઓળખવાની કસોટી.

**૨૯૮** કોઇ કાર્ય બીનામી છે કે નહી તે નકી કરવાની, બીજા ભેદની કસોટી એટલીજ• છે કે "એ કાર્યમાં અવેજ કાંઇ નીકળ્યોછે કે નહીં અને પેહેલા ભેદની કસોટી એ છે કે અવેજ નીકળ્યોછે તો કોનો પાસેથી". બંને ભેદમાં સામાન્ય ગુણ એટલોજ હોયછે કે જેની તરફે-નમાં એ કાર્ય થયું દેખાયછે તેની પાસેથી અવેજ નીકળેલો હોતો નથી. પેહેલા ભેદમાં અવેજ બીજા માણસ પાસેથી નીકળેછે. બીજા ભેદમાં મુદલ નીકળતોજ નથી.

**૨૯૯** अ જયારે क ના નામથી ब પાસેથી કાંઇ મીલકત અ-વેજથી ખરીદ કરેછે ત્યારે તે કાર્ય પેહેલા પ્રકારનું બીનામી ગણાયછે આ કાર્ય ખરી રીતે अ અને क વચેનો કરાર છે. માત્ર જુદાપણું એટલુંજ છે કે अ પોતાના નામની અવેજી ब [નું નામ બતાવેછે. **बीपीन बीहारी** વી. **रामराय** ૫ **बं. ला. री.** ૨૩૪ ના કામમાં **ज-स्टीस जेकसने** કહ્યું કે બીનામી કાર્યોનો નીયમ એ છે કે अ અને ब વચેના કરારમાં એક અથવા બીજા પક્ષકારની મરજીથી કે સગવડ ખાતર क નું નામ અવેજીમાં નાંખવામાં આવેછે તોપણ તે કરાર अ અને ब વચે થાયછે. આથી કરીને ભાડુતને એમ કહેવા પ્રતીબંધ નથી કે જે માણસ જમીનદાર થવા માગેછે તેતો માત્ર બીનામીદાર છે અને જમીનદાર કે જેની સાથે તેણે કરાર કર્યોછે તે તો જુદોજ છે. (જુઓ **डोनेली** વી. **केदारनाथ** ७ **बं. ला. री.** ७२०)

ખોટા પક્ષકાર વચે ખરૂં કાર્ય.

ખરા પક્ષકાર અને ખોટું કાર્ય.

**૩૦૦** બીજા પ્રકારનો ભેદ તેથી પણ ભયંકર છે કે જેમાં મીલકત કરજદારોને હાથ જતી અટકાવવાના કારણસર બીજાના નામ ઉપર કરી દેવામાં આવેછે. **मे. पे.** ૩૭૦

ખોટા કાર્યનું પરિણામ.

**૩૦૧** જ્યારે કોઈ કાર્ય બીનામી છે એમ માલુમ પડે ત્યારે ન્યાયની કોર્ટો તેનો કેટલેક દરજ્જે અમલ કરશે એ ખરેખર વ્યવહારીક કામજના પ્રસંગે અતી અગત્યની વાત છે. જ્યારે કોઇ બીનામી કાર્યનું પરીણામ નિરપરાધી માણસને ઠગવાનું થાય ત્યારે કોરટો ખરા માલીકના હક અમલમાં લાવશે નહી. બીજી તરફ કેટલાએક એવા પણ પ્રસંગ છે કે જ્યાં ખરા માલેકની લુચાઈ કરતાં બીનામીદારની લુચાઈ ઘણી વધારે હોયછે તેથી તથા બીજા કારણથી બીનામીદાર બીજાની મીલકતનો માલેક થઇ પડે એ યોગ્ય નથી એમ પણ ગણવામાં આવ્યુંછે.

એ બધું જોતાં ન્યાયીક નિયમ એટલોજ છે કે:—જ્યાં સુધી બીનામી કાર્યથી ત્રીજો માણસ છેતરાયો નથી ત્યાં સુધી કોર્ટ ખરા માલેકની મીલકત છીનવી લેશે નહી. પણ જ્યારે આવા કાર્યના સાધન વડે કાંઈ કપટયુકત કે ગેરકાયદેસર હેતુ પાર• પાડવામાં આવ્યોછે ત્યારે કોર્ટ એમાંથી એક પક્ષકારને મદદ કરશે નહી અને તેને ન્યાયની નીચેની કહેવત લાગુ પડશે.

"સરખા અપકૃત્યના સંબંધે કબજેદારની સ્થીતી બળવાન છે:" એટલે કે "જ્યાં મીલકત પડીછે ત્યાંજ રહેવા દો." **स्टारी ईक्व. वी. ज्यु.** २९८; **पे. पे.** ३७१

ખોટા પક્ષકાર વચ્ચે ખરા કાર્યનો અમલ થઇ શકે.

**૩૦૨** પણ જ્યારે ખરો માલેક બીનામીદાર ઉપર કાંઈ બીનામી કાર્યનો અમલ કરાવવા માગે ત્યારે ઉપર બતાવેલો નીયમ લાગુ પડતો નથી તેનું કારણ કલકતા સદર દીવાની અદાલત આ પ્રમાણે જણાવેછે:

"આ કામમાં વાદી કપટ અર્થે કરેલું કાંઈ કાર્ય રદ કરાવવા માગતો નથી અથવા બીજી રીતે કહીએ તો પોતાના કપટ યુકત કૃત્યના પરીણામમાંથી મુકત થવા માગતો નથી પણ તે માત્ર પોતાના કાયદેસર કૃત્યનો અમલ કરાવવા માગેછે કે જે કૃત્ય જો કે હાલને પ્રસંગે કરજદારોને હાથ મીલકત જતી અટકાવવાના હેતુથી કરેલુંછે તોપણ તે જાતે કાયદેસર છે." (**कुबुया वी. वीक्रमादीत स. दी.** १८५८ પ મું). આ પરિણામ બીનામી કાર્યના પેહેલા ભેદનું છે. **बीपीन बोहारी वी. रामराय ५ बं. ला. री.** २३४

**303** હુકમનામામાં ઠરાવેલા હક તથા પક્ષકારની સ્થીતી વિશે તે,હુકમનામાના પક્ષકારો વચ્ચે નિર્ણયકારક છે. જે માણુસ કામની નોંધ ઉપર નથી તેને એમ બતાવવાની છુટ છે કે તે દાવો ખરી રીતે તેની વતી ચલાવવામાં આવ્યોછે. **लछमन**बीबी વી. **पतनीराम** इ. ला. री. १ **अल्हा.** ૫૧૦

કોર્ટનાં પ્રોસીડીગ.

**304** હુકમનામાની બજાવણીમાં બીજાના નામથી બીનામી ખરીદી થવાના ત્રણુ પ્રસંગ છે, તે એકઃ—

બજાવણીના ખરીદદાર.

(૧) પેહેલો પ્રસંગ દી. પ્રો. કોડ ૨૯૪ મુજબ હુકમનામાનો લેણુદાર બીજાના નામથી ખરીદી કરેછે તે છે.

(૨) બીજો પ્રસંગ તેજ કાયદાની કલમ ૩૧૭ મુજબ બીજાના નામથી ખરીદી કરી સર્ટીફીકેટ મેળવનારનો છે.

(૩) ત્રીજો પ્રસંગ કલેકટર કલમ ૩૨૫ પ્રમાણે ખરીદી કરી લે તે છે.

(૧) પહેલા પ્રસંગે એ ખરીદીથી જેના હકને નુકશાન થયું હોય તેની અરજી ઉપરથી એ બીનામી ખરીદી રદ થાયછે. તેવી અરજી શીવાય તેવું વેચાણુ રદ થતું નથી કેમકે તેવાં વેચાણુ શરૂથી નીર્થક નથી. **झवेरभाइ** વી. **पीराभाइ** इ. ला. री. ५ **मुंब.** ૫૭૫

(૨) બીજે પ્રસંગે ખરીદી કરી સર્ટીફીકેટ મેળવવામાં આવ્યું તો પછી તે ખરીદી મારી વતી કરીછે એવો એ સરટીફીકેટ મેળવનાર ઊપર બીજા કોઈનો દાવો ચાલતો નથી. પણુ જ્યાં સવાલ તે ખરીદદાર સામે ન હોય પણુ એમ હોય કે **अ** એ ( સર્ટીફીકેટવાળા ખરીદદારે) કોઈ મીલકત ખરીદ કરી **ब** ને સોંપી. **क** કહેછે કે **अ** અને **ब** માટે ખરીદ કરી નથી પણુ મારે માટે ખરીદ કરીછે માટે એ પ્રમાણે ઠરાવવાનો દાવો ચાલી શકેછે **हाजी अर्जण मुलीक** વી. **शेख फरतुला** ९ **कल. ला. री.** २९५; **रामकृष्णापा** વી. **आदीनारायण** इ. ला. री. ८ **मद्रा.** ५११

**अ** એ મઝીઆરા પૈસા વડે કાંઇ મીલકત **ब**ના નામથી હરાજીમાં ખરીદ કરાવી. **अ** નો દીકરો **क** એ મીલકત તેના બાપની વતી ખરીદીના કારણુથી મઝીઆરી હોવાનું કહી તેમાંથી તેનો હીસ્સો લેવાનો દાવો કરે છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે કલમ ૩૧૭ મી

આ કામને લાગુ પડતી નથી. પહેલે દરજ્જે આ ઠરાવનું વ્યાજબીપણું શંકાવાળું જણાય છે પણ તેનો વિચાર કરતાં તે વાસ્તવિક છે, એટલા માટે કે, દીકરાની માગણી ब એ કરેલી ખરીદી બીનામી છે એવા સબબથીજ રદ કરાવવાની નથી પણ તેની સંમતી વગર મજીઆરી મીલકતનો કાંઈ હીસ્સો બીનામી કાર્ય થવા માટે આપ્યો તેથી હીંદુશાસ્ત્ર પ્રમાણે તે મીલકત દીકરાની મઝીઆરી રહેછે એ કારણથી એ દાવો ચાલી શકેછે. જો अ એ ब ઉપર દાવો કર્યો હોત તો કલમ ३१७ પ્રમાણે ચાલી શકત નહીં તેમજ તેના મરણ પછી क તેના વારસ તરીકે તેના બાપના હીસ્સાનો દાવો કરે તો કલમ ३१७ પ્રમાણે ચાલી શકે નહી કેમકે તે પ્રસંગે તેમના માટે તે બીનામી ખરીદી થઈછે એટલાજ કારણથી તે રદ કરાવવાની તેની માગણી થાય नातेसाआयर वी. वेंकटरामायन इ. ला. री. ६ मद्रा. १३५

બીનામીની સાબીતીની જરૂર.

**३०५** હરકોઈ કાર્ય બીનામી છે એમ કહેવામાં આવે ત્યારે તે તરફ સખત નજરથી જોવું જોઇએ. માટે બીનામીની વાત મજબુત રીતે સાબીત થવી જોઈએ. गोपीक्रीस्त वी० गंगाप्रसाद ६ मु. इ. अ. ५३

અવેજ નીકલ્યા ઉપરથી બીનામી હોવાનું અનુમાન

**३०६** જયારે કોઈ ખરીદીની અંદર તેનો અવેજ તે ખરીદ કરનાર પાસેથી નહી પણ બીજા માણસ પાસેથી નીકળ્યો હોય ત્યારે તે નીકળ્યાની વાત એવો પ્રથમ દર્શનીય પુરાવો છે કે તે કાર્ય તે બીજા માણસને માટે કે તેની વતી થયું છે. गोपीक्रीस्त वी० गंगाप्रसाद ६ म. इ. अ. ५३; मौलवी सहमद वी. मु. बीबी १३ मु. इ. अ. २३२; बीसेसरलाल वी० महाराज लछमेसरसींह ला. री. ६ इ. अ. २३३ અને તે બીનામી નથી એમ સાબીત કરવાનો બોજો તેમ કહેનાર ઉપર આવી પડે છે.

અવિભકત કુટુંબનો મરદ માણસના નામ ઉપર હોવાથી લેવાનુ અનુમાન.

**३०७** જયારે કાંઈ મીલકત હીંદુ અવિભકત કુટુંબના કોઈ માણસના નામ ઉપર હોય ત્યારે અનુમાન એવું છે કે તે મીલકત તે કુટુંબની વતી તેના નામ ઉપર બીનામી છે. नारायणदेशपांडे वी भनाजी देशपांड इ. ला. री. ५ मु. १३०;

**द्रष्टांत**—જયાં દીકરાના નામ ઉપર મીલકત હતી તેમાં ઠરાવવામાં આવ્યું કે તે બીનામી ખરીદી છે એમ અનુમાન લેવાય છે; અને જયારે કરજદારો સામે સવાલ ઉઠે ત્યારે એ ખરીદી છોકરા માટે હતી એમ કહેવા માગતા હોય તેણે સાધારણ રીત કરતાં વધારે વજ-

નદાર પુરાવાથી તે વાત સાબીત કરવી જોઇએ. नगनिदास वी० अ-
वहला इ. ला. री. ६ मु. ७१७

३०८ જયારે કોઇ કુટુંબની સ્ત્રીના નામે કાંઇ મીલકત હોય ત્યારે અવેજ કયાંથી નીકળ્યો એ વીશેના પુરાવાના અભાવે તે મીલકત તેના ધણીની છે, અને તેના પૈસાથી ખરીદ કરી છે, એવું અનુમાન લેવાશે કે નહીં એ એક સવાલ છે. चोधराणी वी० तरी णीकंथलाहीरी इ. ला. री. ८ कल. ५४५; આ કામમાં जसटीस फील्ड જણાવ્યું કે બેમાંથી એકે તરફનું અનુમાન લેવાતું નથી. પણ કોરટે તે સવાલ ખુલી રીતે ઉભો રાખ્યો છે. પણ મદ્રાસ કોર્ટ તો जस्टीस फील्ड થી પણ આગળ ચાલીછે કે સ્ત્રીના નામ ઉપરની મીલકત વીશે અવેજના પુરાવાના અભાવે અનુમાન એવું છે કે તે સ્ત્રીધન છે. મદ્રાસ હાઇ કોરટનો ઠરાવ વાસ્તવીક નથી–જયારે દીકરાના નામ ઉપરની મીલકત વિશે કલમ ૩ ૭ પ્રમાણે કુટુંબને માટે બીનામી હોવાનું અનુમાન લેવાય છે ત્યારે તે નિયમ ઓરતની બાબતમાં શામાટે નહી લાગુ પાડવો તેનું કાંઇ કારણ નથી. જે સલામતીથી હીંદુ કુટુંબ તેના કોઇ મેંબર ઉપર મીલકત ચઢાવી શકે તેટલીજ સલામતીથી તે કુટુંબની સ્ત્રીના નામ ઊપર ચઢાવી શકે. સ્ત્રીનો અથવા વિધવા માનો હક વ્યવસ્થા શીવાય બીજી રીતે સહહીસ્સેદારના જેવોજ છે. વેંહેંચણમાં હીસ્સો મળે છે. તેની બાબતમાં મરદ કરતાં વધારે મજબુત અનુમાન લેવાનું કારણ એ છે કે તે વધારે તાબાની સ્થીતી ભોગવે છે. કલકત્તા કોર્ટ સદરહુ ઠરાવ હકીકત ઉપરથી પ્રીવીકાઊન્સીલે ફેરવી ઠરાવ્યું કે તે સ્ત્રીધન છે धरणाकित लाहीरी वी० क्रीस्ता कुमारी इ. ला. री. १३ कल. १८१ (તા૦ ૬ માર્ચ ૧૮૮૬)

> સ્ત્રીના નામ ઉપરની મીલકત ઉપરથી બીનામીનુ અનુમાન

३०९ જયારે કાંઇ મીલકત એક માણસે ખરીદ કર્યા પછી તે બીજાના કબજામાં હોય ત્યારે તે બીજાના કબજામાં હોવાની વાત ઉપરથી, અનુમાન એવું છે કે પહેલા માણસે કરેલી ખરીદી કબજેદાર ની વતી બીનામી છે અને તે પ્રમાણે નથી એમ સાબીત કરવાનો બોજો તેમ કહેનાર ઉપર છે. हरीराम वी० रानकुमार उपादया इ. ला री. ८ कल. ७५९ ગમે તો પછી તે ખરીદી ખાનગી રીતે થઇ હોય કે જાહેર હરાજીથી થઇ હોય તેની ચીંતા નહીં.

> કબજા ઉપરથી બીનામીનું અનુમાન.

दृष्टांत—જયાં એમ હતું કે અમુક જમીનનો કબજો પ્રતીવાદીએ પડાવી લીધાનું કહી કબજો લેવાનો વાદીએ દાવો કર્યો. પ્રતિ-

વાદીઓ કે જેમના કબજામાં એ જમીન હતી તેમણે કહ્યું કે હરા-જી વખત તે જમીન વાદીએ અમારી વતી ખરીદ કરેલી છે. તેમાં ઠરાવ્યું કે એ કાર્ય બીનામી નથી એ સાબીત કરવાનો બોજો વાદી ઉપર છે. हरीराम वी० राजकुमार उपादया इ.ला. री. ८ कल. ७५९; जानमहमद वी० इलाहीबक्ष इ. ला. रीं. १ अला. २९०

**३१०** હીંદુ અવિભકત કુટંબના એક માણસના કબજામાં કાંઈ મીલકત હોય ત્યારે તે મીલકત તેની સ્વાંગ નથી પણ કુંટુંબની મીલકત તેની પાસે છે એટલે કે તે મઝીઆરી છે એમ અનુમાન થાયછે. આ વિશે જુઓ મીલકત પ્રકરણ કલમ ૧૪૨ અને તેની ટીકા.

# प्रकरण १४

## ચોકશ વ્યવસ્થા,

### अंक १.

### વેચાણ ગીરો

વ્યવસ્થા વિશે સામાન્ય નિયમ

**૩૧૧** ખરાં કાર્યોથી માલકતની વ્યવસ્થા કરવાનો પહેલો ભેદ વેચાણ ગીરો, કે બીજી રીતે અવેજ માટે મીલકત માંડવા વિશેનો છે, ઓરતને મળેલી મીલકતની વ્યવસ્થા કરવાના અધીકાર વિશે ૭મી-પન પ્રકરણમાં કહી ગયા છીએ. જેવી અટકાયતો ઓરતને વારસામાં મળેલી મીલકતની વ્યવસ્થાના સબંધે રહેલી છે, તેવીજ અટકાયતો મરદના સબંધે છે. માત્ર તેના અંશમાં ફેર છે. હીંદુ ધર્મ શાસ્ત્ર પ્રમાણે અટકાયત એ નિયમ છે. સ્વતંત્ર સત્તા એ અપવાદ છે. (मे. पे. ५२०--१) બાપને દાકરા અટકાવે છે, ભાઈને ભાઈ અટકાવે છે, અને ઓરતને તેના વારસો રોકેછે. (मे. पे. १९५) મઝીઆરા કુટંબમાં એ અટકાયતો ઘણી વધે છે. તેમાં પણ દાયભાગ શાળા કરતાં મીતાક્ષરા ઘણો ભારે ગુંચવાડો કરાવી મુકે છે. **मु. ननोमी** વી० **मदनमोहन** इ. ला. री. १३ कल. (३५) ના કામમાં **प्रीवीकाउन्सीले** જણાવ્યું કે "મીતાક્ષરાનો એક નિયમ એવો છે કે વડીલો-" 'પાર્જીત મીલકતમાં દાકરા તેમના જન્મથીજ બાપના સહહીસ્સેદાર" "તરીકે એકત્ર હક મેળવે છે, અને બીજો નિયમ એ છે કે જે ક-" "રજ અનિતીના કારણુસર કરેલાં નથી તેવાં, બાપનાં કરજ ચુકાવવા" "પુત્રની કાયદેસર ફરજ છે; આ બંનેનો પુરેપુરો અમલ કરવામાં ઘણી" "ભારે મુશકેલી પડી છે એ વિશે કાંઇ પણ શંકા નથી. આંહી કે", "હીંદુસ્થાનમાં ચુકાએલા કેસો બધા પરસ્પર, સંપુર્ણ રીતે મળતા" "છે એમ તો કહેવું તદન અસંભવિત છે."

બીજી તરફ બાપ કુટંબનો સ્વભાવિક મેનેજર છે. **सुरजबंसी कुंवर** વી० **शीवप्रसादसींग** ला. री. ६ इ. अ. (१००) તેથી એ ગુંચવાડામાં ઉમેરો થાયછે. માટે પ્રથમ કુટંબની મીલકતના વ્યવસ્થા કરવાના બાપના અધીકાર વિશે જણાવીશું.

મઝીઆરા કુટંબમાં દીકરા સા-

**૩૧૨** બાપના વ્યવસ્થા કરવાના અધિકારના સંબંધે તેની બંને સ્થિતી વીશે જુદું જુદું કહેશું. પહેલું બાપ તરીકે તેની સ્થિ-

बे बापना अ-धीकार

ती विशे लइએ. "પુત્રોના સહહિસ્સેદારી હકોમાં ગમે તેવી ખામી" "પડે તોપણ કેટલોક વખત થયાં એતો ચોકસ રીતે સ્થાપિત થયું છે કે आगला करज माटे બાપે કરેલી વ્યવસ્થા સામે અથવા અનિતિ :'ભરેલાં નહીં' હોય एवां करज माटे કરજદારોના ઇલાજ સામે" "પુત્રો પોતાના હકો આડા લાવી શકે નહીં" मु. ननोमी बबुवासीन વી. मदन मोहन इ. ला. री. १३ कल. ३५

આથી કરીને બે પ્રકારની વ્યવસ્થાઓ સંપુર્ણ રીતે ન્યાયસર છે.

(१) અનિતિ ભરેલાં નહીં હોય એવાં આગલાં કરજ માટે બાપે કરેલું વેચાણ, ગરિો, તેવું બીજું કાર્ય. અને

(२) તેવાં કરજ માટે થયેલા હુકમનામાની બજાવણીમાં થયેલું વેચાણ.

अपवाद १—પણ એવી સરતે કે (१) એ મીલકત બાપે કરજ માટે માંડી નહોય ત્યારે (२) દીકરાને પક્ષકારમાં દાખલ કરવા જોઈએ; અથવા (३) બાપને મેનેજર કરી દાવો લાવવો જોઈએ; અથવા (४) બજાવણીમાં તે મીલકત પુરેપુરી ખરીદ થઈ હોય તો.

તે ચારમાંનું એક વાનું કરવામાં ન આવે તો ખરીદદારને બાપનો હિસ્સોજ પ્રાપ્ત થાયછે. मु. ननोमी बबुवासीन વી. मदन मोहन इ. ला. री. १३ कल.२१; नगाभाई વી. भुखणदास इ. ला री. ११ मुब ३७; सखारामशेठ વી. सीतारामशेठ इ. ला. री. ११ मुब. ४२

अपवाद २—હરરાજીમાંથી વડીલો પાર્જીત મીલકત ખરીદ કરનારને એ કરજ અનિતિના કામ માટે કરેલું હોવાની ખબર નહોય તો અનીતી ભરેલા કરજ માટે હરરાજી થયાના સબબથી તે રદ થશે નહી. એ ખરીદદાર તદન ત્રાહીત હોવાથી કામના પ્રોશીડીંગ ઉપરથી જણાય તેથી વીશેષ તજવીજ કરવા તેની ફરજ નથી. सुरजबंसी कुंवर વી. शीवप्रसादसींग इ. ला. री. ५ कल. १४८; शीवशंकर. વી. पार्वती इ. ला. री. ४ मद्रा. फु. बें. ८६; रामफलसींग વી. दीगनारायणसींग इ. ला. री. ८ कल. (૫૨૨)તેમાં ઠરાવ્યું કે હુકમનામાનો લેણદાર બજાવણીમાં પોતે ખરીદી કરેછે. ત્યારેતે ખરીદદારને આ ,અપવાદનો લાભ મળતો નથી. તે તો ખાનગી વેચાણ લેનારની સ્થિતિમાંજ રહેછે. (पृ. ૫૨૨); लछमनदास વી. गीरीधर चोधरी इ. ला. री. ५ कल. ८५५

## ટીકા

**मी. मेन** કહેછે કે દીકરાનો, બાપને અટકાવવાના હક વિશેનો મીતાક્ષરાનો નીયમ, બાપના નિતિ ભરેલાં કરજ પતાવવાની તેમની ધાર્મીક ફરજ વિશેના મીતાક્ષરાના બીજા નિયમને લીધે નહીં સરખો થઇ ગયોછે. (૩ मे. पे. ૨૮૦ अ. ૨૮૦ ब. અને ૩૦૨).

બીજે પ્રસંગે બાપના અધિકાર બીજા મનેજર જેવાજ.

**૩૧૩** જયારે બાપે કરેલી વ્યવસ્થા આગલું કરજ પતાવવા માટે નહોય પણ રોકડ રકમના બદલામાં કરી હોય ત્યારે તેની સ્થિતિ બીજા મેનેજરના જેવીજ છે. માટે **पुरती कायदेसर** જરૂરીઆતના કારણથીજ તે અને બીજો મેનેજર કુટંબની મીલકતની વ્યવસ્થા કરી શકે છે. **मेखनारायण** વી. **जनकसींग** इ. ला. री. ૨ **कल.** ૪૩૮; **कुवर हसमतराय** વી. **सुंदरदास** इ. ला. री. ૧૧ **कल.** ૩૯૬.

**खुलासो** ૧—આ નિયમને લીધે પુરતી જરૂરીઆતના કારણસર બીજા મેનેજરે કરેલા કરજની બજાવણીમાં થયેલા વેચાણથી બીજા સહહિસ્સેદારનો હિસ્સો પણ ખરીદદારને પ્રાપ્ત થાયછે; પણ એવી સરતે કે તેવા કરજના દાવામાં બીજા સહહિસ્સેદારને પક્ષકારમાં દાખલ કર્યા હોય તો **सुब्रामनीमयन** વી. **सुब्रामनीयमन** इ. ला. री. ૫ **मद्रा.** ૧૨૫; **अबीलखराय** વી. **रुबीराय** इ. ला. री. ૧૧ **कल.** ૨૯૬; (મેનેજર તરીકે કરજ કરનાર ઉપર દાવો કર્યો હોય તોપણ.) **मारुती** વી. **लीलाचंद** इ. ला. री. ૬ **मुंब.** (૫૬૪); **कीरनसींग** વી. **मोरेश्वर** इ. ला. री. ૭ **मुंब.** (૯૪); [પણ મદ્રાસ હાઇકોર્ટે ઠરાવ્યું કે મેનેજર તરીકે કરજ કરનાર ઉપર દાવો આણ્યો ન હોય તો (બીજા સહહીસ્સેદારને પ્રતીવાદીમાં દાખલ કરવા જોઇએ.)] **माररायवमा** વી. **समुद्रालाइ.** ला. री. ૮ **मद्रा.** ૨૦૯

**खुलासो** ૨—બાપે પુરતી જરૂરીઆત માટે વેચાણ કર્યું સાબીત ન થાય તો વેચાણ માટે લીધેલો અવેજ કરજના સ્વરૂપમાંથી જતો નથી. માટે બાપે કુટંબની મીલકત વેચાણ કરી આપી હોય ત્યારે ખરીદી રકમ અનિતિના કારણ માટે લીધાનું દીકરા સાબીત ન કરી શકે ત્યાં સુધી તેઓ એ મીલકતનો કાંઇ ભાગ ખરીદી રકમ પુરેપુરી ભર્યા શીવાય ખરીદદાર પાસેથી લઇ શકે નહીં. **कुंवर हस्मतराय** વી. **सुंदरदास** इ. ला. री, ૧૧ **कल.** ૩૯૬.

**खुलासो** ૩—બાપે કરેલી વ્યવસ્થા જરૂરીઆત માટે નથી એમ સાબીત કરવાનો બોજો દીકરા ઉપરછે. **नगाभाइ** વી. **भुखणदास** इ. ला. री. ૧૧ **मुंब.** (૪૧). તા૦ ૩૦ જુન ૧૮૮૬

અવીભાજ્ય જમીનદારી

**૩૧૪** અવિભાજય જમીનદારીની પણ તેજ રીતે પુરતી જરૂરીઆતના અભાવે જમીનદાર વ્યવસ્થા કરી શકે નહીં. **राजा नीलमणीसींग** વી. **बीक्रमसींग** (તા૦ ૧૦ માર્ચ ૧૮૮૨); **भवानी बुलाम** વી. **देवराज कुवरी. इ. ला. री. ५ अल्हा.** ૫૪૨.

## ટીકા.

આ પ્રમાણે કેટલોક વખત સુધી વહીવટ ચાલ્યા બાદ **ठाकुर कपीलनाथ** વી. **सरकार** ૧૩ **बं. ला. री.** ૪૪૫ ના કામમાં **चीफ जस्टीस सर काउच साहेबे** આ નિયમ ઉથલાવી નાંખ્યો હતો. તે કામમાં એક બળવાખોરની જાગીર ખાલસા કરવામાં આવી. તેના દીકરાએ વાંધો લીધો કે મીતાક્ષરા પ્રમાણે તે મીલકતમાં મારો જન્મથી હક રહેલો છે માટે મારા બાપની હયાતી સુધીને માટેજ ખાલસા થઈ શકે. તેમાં **काउच साहेबे** કહ્યું કે મીતાક્ષરા પ્રમાણે દીકરો જન્મ હકને લીધે વેંહેંચણ કરાવી શકેછે. પણ અવિભાજય મીલકતની વેંહેંચણ થઈ શકતી નથી એટલુંજ નહીં પણ બાપના મરણ પછી પણ, કાંઈ હિસ્સો બીજા પુત્રને મળવાને બદલે માત્ર વડા પુત્રનેજ મળેછે માટે દીકરો બાપને રોકી શકતો નથી. **मी. मेन** આ ઠરાવના વાજબીપણા વીશે શંકા ઉઠાવેછે, પણ તેજ પ્રમાણે **प्रिवीकाउन्सीले आणंदलाल दवे** વી. **महाराजा धीरज गुरु नारणदेव** (૫ **मु. इं अ.** ૮૨) ના કેસને અનુસરી **राजा उदय आदीत्य** વી. **जादवलाल आदीत्य** (**इ. ला. री.** ૮ **कल.** ૧૯૯) ના કામમાં ઠરાવ્યું પણ કમનશીબ જોગે તેના તેજ જડજ સાહેબ આ ઠરાવમાં સામેલ હતા. અલ્હાબાદ હાઈકોર્ટે આ કલમમાં બતાવેલા કેસમાં આ કેસોથી જુદી પડી ઠરાવ્યું કે દાયભાગશાળા પ્રમાણે તેમ થઈ શકે પણ મીતાક્ષરાશાળા પ્રમાણે તેમ થઈ શકે નહીં; અને આખરે પ્રીવીકાંઊન્સીલે આ કલમમાં આપેલા કેસમાં કહ્યું કે "જે નિયમ વેંહેંચણ થવાને માટે મને કરેછે તેજ" "નિયમ વ્યવસ્થા કરી કાંઈ ભાગ જુદા પાડવા અટકાવેછે."

પુરતી જરૂરીઆત કેવા પ્રસંગને કહેવી તે વિશે ક. ૧૪૯ અને ક. ૧૬૬ થી ૧૭૧ સુધી ની જુઓ.

જરૂરીઆતની ખામી કોણે એમ કેવી રીતે પુરી પાડવી.

**૩૧૫** પુરતી જરૂરીઆત હતી અને તેને માટે કાંઈ રકમ ઉપાડી મીલકત માંડી હતી એમ બતાવવાનું અથવા પુરતી જરૂરીઆત માટે બાપ ઉપાડ કરી મીલકત માંડે છે, એમ માનવાને સારાં કારણ હતાં એમ સાબીત કરવાનું, કામ એ વ્યવસ્થાનો લાભ લેનાર

માગનારનું છે, भखनारायण વી૦ जनकसींग इ. ला. री. २ कल ४३८; कुवर हस्मतराम વી૦ सुदरदास इ. ला. री. ११ क.३९९ (४००) हनुपरसादपांडे વી૦ मु. बाबुइकुवर मनराज ६. मु इ. अ. ३९३ गुरुशार्मा वी. गणपथ्यपीलाइ इ. ला. री. ५ मद्रा. ३३७

પણ એક ઘણાજ તાજેતર કેસમાં મુંબાઈ હાઈકોર્ટે જણાવ્યું કે એ બાનો પુત્ર ઊપર છે. जगाभाइ વી૦ भुखणदास इ. ला. री. ११ मुब. ४१ १८८७ ચુકાદાનો મુદ્દો તે નહીં હતો,

खुलासो–१ જરૂરીઆત હતી એમ માનવાને ખરીદદારને સારાં કારણ મળ્યાં હોય તો પછી વિશેષ તજવીજ કરવા તેને કારણ નથી માટે વેચાણમાં લીધેલા પઈસા મેનેજર કયાં વાપરે છે એ જોવાની ખરીદદારને જરૂર નથી, मु. नवरतन वी. बाबुगौरीदतसींग ६ वी. री. १९३

खुलासो–२ અનિતી ભરેલા કામ માટે પૈસા મેળવવા બાપ વેચાણ કરે અને ખરીદદાર શુધબુધીથી અને પુરતા અવેજ માટે ખરીદી કરે તોપણ શાને માટે વેચાણ કરવામાં આવે છે તે વીશેની તજવીજ કરવા ખરીદદારની ફરજ છે અને તજવીજ ન કરે તો બાપના હીસ્સા જેટલે દરજે પણ એ વેચાણ કાયમ રહે નહીં. चमायली कुवर વી૦ रामप्रसाद इ. ला. री. २ अल्हा. फु. बे. २९७; બીજા કેસોમાં માત્ર પુત્રનોજ હીસ્સો મુકત કરવામાં આવ્યો છે. જુઓ सुरजबंसकिुवर વી૦ शीवप्रसादसींग इ. ला. री. ६ कल. (प्री. કૌ.) १४८

खुलासो–३ કલમ ૩૧૩ નો પ્રતિબંધ ખરી રીતે જે વડીલો પાર્જીત મીલકત કહેવાય છે તેનેજ લાગુ પડેછે. માટે બાપ વડીલો શીવાય બીજાના વારસામાં મળેલી મીલકતની ગમે તેવી રીતે વ્યવસ્થા કરી શકે છે. बाबु नंदकुमार વી૦ रासीउदीन हुसेन १० बं ला. री. १८३

खुलासो–४ જ્યારે થોડા ભાગે રકમ કાઢવાની જરૂરીઆત હોવાનું સાબીત થાય ત્યારે કોર્ટ વેચાણ બાત રદ કરે અને જેટલી રકમની જરૂરીઆત હતી તેટલી રકમ આપી જમીન કબજે લેવાનો હુકમ કરે અથવા તો જરૂરીઆતના પ્રમાણમાંજ વેચાણ બાત રદ કરે रामाराम तेवारी વી૦ लछमनप्रसाद ४ बं. ला. री. प. सॉ. को. ११८

**खुलासो १** બીજા સહહીસ્સેદારોની સંમતી લઈ વ્યવસ્થા કરવી એ જરૂરીઆતનીજ બતાવણી કરે છે. બાપની સંમતી વિના દીકરાએ કરેલું વેચાણ રદ છે. **सींवरतन** વી० **गौरबीहारी** ७ **बी. री.** ૪૪૫; દીકરાની સંમતી વગર વડીલો પાર્જીત મીલકતનું બાપે કરેલું વેચાણ દીકરા રદ કરાવી શકે છે. **अघोरीराम सुरयसींग** વી० **ज. के. क्रेन**. ५ **बं. ला. री. अपे**. १४; અવિભકત પુત્રો હોય ત્યારે તેમની સંમતી બસ છે. જુદા થએલા પુત્રોની સંમતીની જરૂર નથી. **तरिबेगोनी कुंवी** વી० **जटासंकर आग्रा स. दी**. १८६२ **प्र. ७१** તેમજ કાકે ભત્રીજાની સંમતી વગર કરેલું વેચાણ રદ છે **गोपालदत पंडे** વી. **गोपाललाल मीसर कल. स. दी. क**. १८५९ **प्र. १२१४**; **गंगुलु** વી० **अंछाबापुलु इ. ला. री**. ४ **मद्रा**. ७३; પુરતી જરૂરીઆત બતાવવામાં આવે ત્યારે સંમતીની જરૂર નથી.

## ટીકા.

કરજના સંબંધે કરજ વખત સહહિસ્સેદારો પુખ્ત વયના હોય તો અનુમાન એવું છે કે તે કરજ કુટંબના ફાયદા માટે કરવામાં આવ્યું છે. (**कृष्णाजी** વી. **बाबाजी इ. ला. री**. २ **मु**. ६६६) અને કાંઇ કરજ માટે કુટંબની મીલકત સાન ગીરો માંડી હોય ત્યારે આ કલમ પ્રમાણે અનુમાન તેથી ઊલટું લેવાય એ દખીતીજ વિરૂધતાવાળી વાત છે. પણ તેનો એવી રીતે લેતાં ખુલાસો થાય કે કુટંબનો મેનેજર કામકાજને પ્રસંગે સામાન્ય રીતે જે કરજ કરેછે તે તેનાં અધીકાર માંહેનાં ગણી શકાય પણ તે કરજ માટે કુટંબની સ્થાવર મીલકત માંડે ત્યારે વિશેશ જરૂરીઆત હોવી જોઇએ. માટે મીલકત મંડાવી લેનારે બતાવી આપવું જોઇએ કે તે કરજ માટે વિશેષ જરૂરનું કારણ હતું.

મીલકત ઉપર વ્યવસ્થાના અવજ માટે બોજો

**३१६** જયારે જરૂરીઆતની ખામીના કારણથી કુટંબની મીલકતની વ્યવસ્થા રદ થાય ત્યારે એ વ્યવસ્થાના અવેજ દાખલ મેનેજરે લીધેલી રકમ તેણે કરેલા કરજની સ્થિતિમાં રહેછે માટે તે રકમને કરજ વિશેના સઘળા નિયમો લાગુ પડેછે. અને તે ઉપરાંત, એ રકમ માટે કરજ તરીકે કરજ વિશેના નિયમ પ્રમાણે સહહિસ્સેદારોની જે જવાબદારી હોય તેટલે દરજે, સદરહુ વ્યવસ્થાથી મળેલી મીલકત

ઉપર એ મીલકત મંડાવી લેનારનું चार्ज* રહેછે. माहावीरप्रसाद वी. रामयादसींग १२ बं ला. री. ८०; कुवर हसतमराय वी. सुंदरदास इ. ला. री. ११ कल. ३९६

दृष्टांत—જરૂરીઆત સાબીત થવાની ખામીથી બાપે કરેલું વેચાણ દીકરા સામે રદ છે, પણ તે વેચાણ માટે લીધેલી રકમ અનિતિ ભરેલા કામ માટે લીધી ન હોય તો કરજ માફક તે રકમ માટે દીકરા જવાબદાર છે. વાસ્તે તે રકમ આપ્યા શિવાય વેચાણ આપેલી મીલકત ખરીદદાર પાસેથી પુત્રો લઈ શકતા નથી એટલે તે રકમ માટે ખરીદદારનો દીકરાના હીંસા ઉપર પણ ચાર્જ રહે છે. कुवर हसमतराय વિ० सुंदरदास इ. ला. री. ११ कल. ३९६

खुलासो—થોડે ભાગે રકમ કાઢવાની જરૂરીઆત હતી એમ સાબીત થાય તો કોરટ કાંતો તે વેચાણ ખત રદ કરી જરૂરીઆત હતી તેટલી રકમ આપી વેચેલી મીલકત કબજે લેવાનો હુકમ અથવા તો વેચાણ તેટલે દરજે કાયમ રાખો. राजाराम तेवाडी वी. लछमनप्रसाद ४ बं. ला. री. अे. सी. जे. ११८

પોતાનો મઝીઆરો હિસ્સો વેચવા સાટવાનો સહહિસ્સેદારનો અધીકાર

३१७ કોઈ પણ સહહિસ્સેદાર તેનો અવિભકત હિસ્સો વેચાણ ગીરોથી માંડી શકેછે એવો નિયમ મુંબઇ અને મદ્રાસમાં તો ચોકસ રીતે સ્થાપીત થયેલોછે. कीसनसींग वी. मोरेश्वर इ. ला. री. ७ मुंब. (९४);

તોપણ બંગાળા અને અલ્હાબાદ કોર્ટે એટલો ભાગ તો મંજુર કર્યોછે કે કોઇ સહહિસ્સેદાર ઉપર મેળવેલા હુકમનામાની બજાવણીમાં હુકમનામાનો લેણદાર તેનો મઝીઆરો હિસ્સો વેચાવી શકેછે અને હરરાજીમાં ખરીદદાર સખસ તે હિસ્સો મુંબઇ અને મદ્રાસની માફક વેહેચણ કરાવી જુદો કઢાવી શકેછે. (૩ વે×બુ ૬૦૫); दीनदयाळ वी. जगदीपनारायणसींग इ. ला. री. ३ कल. १९८; जोगलकीशोर वी. शीवसहाय इ. ला. री. ५ अल्हा. ४३० बालाजी वी. गणेश जर्नादन इ. ला. री. ५ मुंब ४९९; वरिराग वमा वी. समुद्राला इ. ला. री. ८ मद्रा. २०९

આથી કરીને બંગાળા અને બનારીસમાં મીતાક્ષરા પ્રમાણે બીજી

* ફુટનોટ—चार्ज અને लीअन એ બંને, મિલકત ઉપર અમુક પ્રકારના હક છે. તેમની વચ્ચે તફાવત એવો છે કે चार्ज પક્ષકારના કૃત્યથી ઉત્પન થાય છે. लीयन હક કાયદાના જોરથી પેદા થાય છે. फीशरको ओफ मोर्गेज प्र. ७७ અને १०२

શાળા જેવુંજ પરિણામ આવશે. ૩ બેxનુ ૬૦૫; लखमीचंद वी. नारोलाल (इ. ला. री, १ अलहा. ६१८) ના કામમાં અલ્હાબાદ હાઈ કોર્ટે ઠરાવ્યું કે સહહિસ્સેદાર વગર બીજા કોઈ ત્રાહીતને પોતાનો મઝીઆરો માંડવાની કબુલાયત ન્યાયસર છે. અને તેનો અમલ કરાવી શકાયછે. મતલબ કરાર થાયછે. અને તેનું ઉલ્લંઘન કરી ત્રાહીતને કરેલું વેચાણ રદ કરાવી શકાયછે. मीं मन કહેછે ત્રાહીત જે કે આવા કરાર વીશેના અજાણપણામાં ખરીદી કરેછે તેવા સખસને તે કરાર બંધનકારક શું થશે?

મઝીઆરો હિસ્સો વચાણ ગીરાથી સ્વતંત્ર રીતે ક્યારે પ્રાપ્ત થાય

**૩૧૭અ** જ્યારે કોઈ સહહીસ્સેદાર વેહેંચણ કરાવ્યા વગર ગુજરી જાય ત્યારે તેનો મઝીઆરો હિસ્સો સહહીસ્સેદારીમાં મળી જાયછે અને પછી તેના કરજ માટે પાત્ર થતો નથી. માટે વેહેંચણ પહેલાં સહહિસ્સેદાર ગુજરી જાય તો તેનો હીસ્સો ખરીદ કરનારને કાંઇ પ્રાપ્ત થશે નહીં. सखाराम વી० हरीकृष्ण इ. ला. री. ९ मु ११३; તોપણ सुरजबंसी कुवर વી० शीवप्रसादसींग ला. री. ६ इ. अ. १०४ ના કામમાં પ્રીવીકાઉન્સીલે જણાવ્યું છે કે કરજદારે હુકમનામું મેળવી મઝીઆરો હિસ્સો જપ્ત કરાવી વેચાણ માટે હુકમ થયો તોપછી અડચણ નથી આ ઠરાવ પ્રમાણે વેચાણ માટે સહહિસ્સેદારનો હીસ્સો જપ્ત થયા પછી તે મરણ પામે તોપણ તેનો હીસ્સો ખરીદ કરનાર વેહેંચણ કરાવી મેળવી શકશે. તે પ્રમાણે મદ્રાસ હાઈકોર્ટે ઠરાવ્યું बाइलरकृस्ण लक्षमण વી० इ. ला. री. ४ मद्रा: (३०७)

આ નિયમ બાપને લાગુ પડતો નથી.

ખરીદદારને કબજાનો હક નથી

**૩૧૭ब** મઝીઆરા હીસ્સાના ખરીદદારને મઝીઆરો કબજો અપાવવો વાજબી નથી दीनदयाल વી० जगदाम्रनारायणसींग इ. ला. री. ३ कल १९ अनंत वी गणेश जर्नादन इ ला री ५ मु. ४९९; પણ તેને મઝીઆરો કબજો કોઇ રીતે મળી ગયો તો સહહીસ્સેદારોનો ઇલાજ વેહેચણ કરવાનો છે, महाबलाय વી० तीनाया १२ मु. हा. १२८

મઝીઆરી મીલકતનો સ્વતંત્ર કબજો કોઈ રીતે મળ્યો તો તેને કબજામાંથી ખસેડાવવા બીજા સહહિસ્સેદારનો હક છે. वेंकटचेला વી. चीनाया ५ म. हा. १६६

**૩૧૮** દાયભાગશાળામાં (બંગાળામાં) દીકરા બાપના સહહિસ્સેદાર ગણાતા નથી. બાપ મુઆ પછી ભાઈઓ, પીત્રાઇઓ ઇત્યા. સહહિસ્સેદાર થાયછે. તે પ્રસંગે પણ તેમાંનો કોઇ મરે ત્યારે તેનો મઝીઆરો

હિસ્સો સહહીસ્સેદારી હકથી બીજા સહહિસ્સેદારોને પ્રાપ્ત થતોજ નથી. તેના પોતાના વારસોને જાયછે એટલે કે અવીભક્તની રીતેજ મઝીઆરો હીસ્સો ઉતરેછે માટે તે હિસ્સાની કોઈ પણ રીતે વ્યવસ્થા કરવાને અડચણ નથી. कमलाकंत वी. गुरुगोविंद ४ स. दी. ३२१ (४१०)

## ટિકા

આટલાજ કારણથી સને ૧૮૭૧ ના આકટ ૯ (મુદતનો) ના પરીશીષ્ટની કલમ ૧૨૬ નવા મુદતના આકટમાં દાખલ કરવામાં આવી નથી.

**૩૧૯** અવિભક્ત ગૃહસ્થ પોતાની જુદી તથા સ્વોપાર્જીત મીલકતની ગમે તેવી રીતે વ્યવસ્થા કરી શકેછે. गंगाबाइ वी० वामनाजी २ मु. हा. ३०४

અવિભક્ત ગૃહસ્થની જુદી મીલકત.

अपवाद—પણ (મુંબઈ અને મીથીલા) શીવાય મીતાક્ષરા શાળા પ્રમાણે દીકરાની સંમતી વગર સ્થાવર મીલકતની વ્યવસ્થા કરવા બાપને અધીકાર નથી.

મુંબાઈ હાઈ કોર્ટ તો નહીં—મઝીઆરી તમામ મીલકતની ગમે તે રીતે વ્યવસ્થા કરવા બાપને સત્તા આપેછે. गंगाबाइ वी० वामनाजी २ मु. हा. ३०४; જંગમ મીલકતના સંબંધે તેવી સત્તા હોવાનું બધી કોરટોએ મંજુર કર્યું છે. मदनगोपाळ वी० रामबक्षपंडे ६ वी. री. ७१ તેમજ

મીથીલાશાળા પ્રમાણે બાપને પોતાની સ્વોપાર્જીતના સંબંધે કુલ સત્તા છે. वीशान पीर्थे वी. नावामीसर १२ बं. ला. री. प्री. का. ४३०; बरिपरताप वी. राजेन्दरपरताप (१२ मु. इ. अ. १) ના કામમાં સ્થાવર જંગમ વચ્ચે ગર્ભીત રીતે ભેદ રાખનારો નિયમ જણાવ્યોછે.

## ટીકા

આ નિયમનું કારણ એવું છે કે બાપની સતા ઉપર અટકાયતોનું હોવી એ સહહિસ્સેદારીનું પરિણામ છે. करुपा वी. अलगुपीलाइ इ. ला. री. ४ मद्रा. १५२. જુદી મીલકતના સંબંધે કે વિભક્ત હોય ત્યારે દીકરાઓ સહહિસ્સેદાર ગણાય નહીં.

**૩૨૦** વિભક્ત ગૃહસ્થને પોતાની મીલકતની કાંઈ પણ રીતે વ્યવસ્થા કરવાને અડચણ નથી. करुपा वी० अलगुपीलाइ. इ. ला. री. ४ मद्रा. १५२

વિભક્ત ગૃહસ્થનો વ્યવસ્થા હક.

પણ યાદ રાખવાનું છે કે તેને છોકરાં જન્મે કે તરતજ મીતાક્ષરા શાળામાં તે છોકરા સહહિસ્સેદાર થાય છે, અને અવિભકત કુટુંબ થઈ પડેછે. માટે છોકરા જન્મ્યા પેહેલાં કરેલી વ્યવસ્થા રદ કરાવવા દીકરા માગણી કરી શકે નહીં. बार्नीकुछतर વી० ग्रीधारीसींग ४ वी. री ४३७.

અલ્હાબાદ કોરટે ઠરાવ્યું કે પુત્રનો ગર્ભ રહ્યા પેહેલાં કરેલી વ્યવસ્થા તે પુત્ર રદ કરાવી શકતો નથી. जादोसींग વી० मु. रीणाय अ. हा. ११३

પુત્ર જનમ્યા પેહેલાં અને દત્તપુત્રનું દત્તવિધાન થયા પેહેલાં કરેલી વ્યવસ્થા તે પુત્ર રદ કરાવી શકે નહીં. रामभट વી० लक्ष्मण चींतामण इ. ला. री. ५ मुंब. ६३०; कस्तुर भवानी વી० आपा इ. ला. री. ५ मु. ६२१; रामभट વી० लक्ष्मण इ. ला. री. ५ मुंब. ६३७;

કબજાની જરૂર નથી.

**૩૨૧** સહહિસ્સેદારોએ પોતાના અખત્યાર પૈકી કરેલા વેચાણ કે ગીરોથી માંડેલી મીલકતનો કબજો હોવાની કે આપવાની કેટલી જરૂર છે તે વિશે સંખ્યાબંધ એક બીજાથી વિરૂધ ઠરાવો થયા પછી એમ ચોકસ રીતે નિર્ણય કરવામાં આવ્યોછે કે વેચાણ ગીરો માંડનાર પાસે કબજો હોવાની કે તેણે મંડાવી લેનારને આપવાની અવશ્યતા રહેલી નથી. कालीदास વી. कनाईलाल ला. री. ११ इं. अ. २१८; इ. ला. री. ११ कल. प्री. का. १२१; उगरचंद વી. मदापा इ. ला. री. ९ मुंब. ३२४; वासुदेवभाटलु વી. नरसामा इ. ला. री. ५ मद्रा. ७०

## ટીકા

उगरचंद વી. मदापाના કેસમાં મુંબઈ હાઈકોર્ટે પ્રીવીકાઉન્સીલના સદરહુ કેસને અનુસરી પોતાના આગલા સંખ્યાબંધ કેસો રદ કર્યાછે તેમાં વિશેષ કરીને પોતાનો છેલામાં છેલો बाद सुरज વી. रूपतराम (इ. ला. री. ६ मुंब. ३८०)નો ફુલબેંચ કેસ રદ કીધો છે.

લખાણની જરૂર નથી.

**૩૨૨** હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે કોઈ પણ કાર્ય લખાણમાં થવા જરૂર નથી માટે વેચાણ ગીરો મોઢે થવાથી રદ થતું નથી. हरप्रसाद વી. शीवदयाल ला. री. ३ इं अ. २५८

अपवाद—પણ મીલકતની વ્યવસ્થા કરવાના આક્ટ (સને १८८२

નો ૪) થી એમ ઠરાવ્યુંછે કે રૂ. ૧૦૦ ઉપરાંતનો સ્થાવર મીલકત ઉપરનો હક હિસ્સો લખેલા રજીસ્ટર કરાવેલા દસ્તાવેજથી માં- ડી શકાય. (જુઓ વેચાણ માટે તે આકટની ક. ૫૪ તથા ગીરો માટે ક. ૫૯) આ આકટના ઠરાવો મુંબઇ ઈલાકાને હજી લાગુ કરયા નથી. માટે ત્યાં તો આ કલમનો નિયમ લાગુ રહેછે.

---

## अंक २

### બક્ષિસો

**૩૨૩** જ્યાં સુધી કોઇ કુટુંબ અવિભકત હોયછે ત્યાં સુધી મીતાક્ષરાવાળા પ્રમાણે તે કુટુંબનો કોઈ મેમ્બર आहीतने के सगा संबंधीने કુટુંબની સ્થાવર યા જંગમ મીલકત પોતાના હિસ્સા જેટલી પણ બક્ષીસ આપી શકતો નથી. માટે તેવી રીતે કરેલી બક્ષીસ રદ થતાં બક્ષીસ આપેલી મીલકત પાછી લેવા બીજા સહહિસ્સેદારોનો હક છે. चंदारतनदास વી. यमुनाबाइ १२ मु. हा. २१८; लक्ष्मीशंकर વી. वैजनाथ इ. ला. री. ६ मुब (२६)

बक्षीसआपवा નો અધીકાર અ વિભકત કુટુંબમાં

**द्रष्टांत अ** आहीतने કરેલી બક્ષીસનો કેસ बाबा वा तीमा (इ ला. री, ७ मद्रा. ३५७) નો છે. તે કામમાં બાપે आहीतने આ- પેલી બક્ષીસ પુત્રની ફરીઆદથી રદ કરવામાં આવી.

**द्रष्टांत ब** સંબંધીને કરેલી બક્ષીસનો કેસ पोनुसामी વી. थथा (इ. ला. री. ९ मद्रा. २७३, તા૦ ૮ ફેબરવારી ૧૮૮૬) નો છે. તેમાં વાદીના ભાઈએ પોતાની દીકરીના દીકરાને બક્ષીસ આપેલી સ્થાવર મી- લકત પાછી લેવા દાવો કર્યો. પ્રતિવાદીએ વાંધો લીધો કે વાદીના મ- રનાર ભાઈના હિસ્સા જેટલે દરજ્જે તે બક્ષીસ ન્યાયસર છે. તે પ્રસંગે એ બક્ષીસ રદ ઠરાવી બક્ષીસ કરેલી મીલકત પાછી અપાવવા વાદીને હુકમનામું કરી આપ્યું, અને ઠરાવ્યું કે હિંદુધર્મશાસ્ત્રનો જે નિયમ મઝીઆરી મીલકતની ખુશીથી (વગર જરૂરીઆતે) વ્યવસ્થા ક- રવાની સહહિસ્સેદારને મનાઇ કરેછે તે નિયમ आहीतने કરેલી બક્ષીસોને જેમ લાગુ પડેછે તેમજ સગાં સબંધીને કરેલી બક્ષીસોને લાગુ પડેછે. તેજ પ્રમાણે મુંબઇ હાઈકોર્ટે સંખ્યાબંધ કેસોમાં ઠરા- વ્યુંછે, रामभट વી. लक्षमणचींतामण इ. ला. री. ५ मुब. ६३७

वंदरावनदास वि० यमुनाबाइ १२ मु. हा. २२९

અવિભકત હીંદુ વશીઅતનામું કરી શકે નહીં.

**૩૨૪** વશીઅત એટલે મૃત્યુ પછી અમલમાં આવવાની બક્ષીસ. હીંદુઓમાં વશીઅત પત્ર થવાનો રીવાજ સ્થાપન થયો છે. वीरपरताप वी० राजेन्दरपरताप १२ मु. इ. अ. ३८

હાલ આપેલી બક્ષીસનો ક. ૩૨૩ માં આપેલો નિયમ, અવિભકત કુટંબમાં વશીઅતનામાથી આપેલી મીલકતને સરખી રીતે લાગુ પડછે. लक्षमीशंकर वी० वैजनाथ इ. ला. री. ६ मुब. २४; पोनुसामी वी० थथा; इ. ला. री. ९ मद्रा. २७३; वोटला बटन वी. यमनामा २ म. हा. ६; गुरवाबटन वी० नारायणसामी ८ म. हा. १३

खुलासो ક. ૩૨૩ તથા આ કલમનો નિયમ અવિભકત સખસની સ્વોપાર્જીત તથા જુદી મીલકતને લાગુ પડતો નથી. सुरनुमणीदासी वी दीनबंधु ९ मु. इ. अ. १२३; नरोतम वी० नरसनदास ३ मु. हा ए. सी. १

જરૂરીઆત માટે કરેલી બક્ષીસો

**૩૨૫** જ્યારે જરૂરીઆતના કારણસર બક્ષીસ આપવામાં આવે તે પ્રસંગોને આ નિયમ લાગુ પડતો નથી. ખુશીના કારણસર કરેલી બક્ષીસોને લાગુ છે. मु. राधा वी. बीसेसर ६ अ. हा. २७७

## ટીકા.

માત્ર જરૂરીઆત શીવાય, બીજા કારણસર વ્યવસ્થા કરવા મીતાક્ષરા મનાઈ કરેછે, એ નિયમનો, શુધબુધીથી અને કીમતી અવેજ માટે કરેલા વેચાણ હાલ મંજુર કરવામાં આવે છે, એ અપવાદ છે.તેનું કારણ એછે કે ખરીદદારની તરફેનમાં અવેજ અને શુધબુધીનાં કારણને લીધે ઈકવીટી રહેલી છે પણ બક્ષીસના આધારે વગર પૈસે દાવો રાખનારની તરફેનમાં કાંઈ ઈકવીટી હક રહેલો નથી. માટે સદરહુ નિયમનો તેથી વધારે વિસ્તાર કરી શકાતો નથી, અથવા દાન પત્ર કે વશીઅત પત્રના આધારે હક ધરાવનારની તરફેનમાં ઈકવીટી હક ફેલાવી શકાતો નથી. (पोनुसामी वी० थथा इ. ला. री ९ मद्रा. २७४) પણ તે બધુ જરૂરીઆત શિવાયને માટે છે. તેની જરૂરીઆતના પ્રસંગ ઉપર કાંઈ અસર નથી. મઝીઅસર કુટંબના મરદ અને ઓરતોને તથા પુત્રીઓને લગન વખત તથા બીજા જુદા જુદા પ્રસંગે જે બક્ષીસો કુટંબની રીત પ્રમાણે આપવી ઘટીત છે તે બક્ષીસો મંજુર રહેછે. આનું કારણ ઉઘાડ છે. જે કારણસર કરેલાં

કરજ મંજુર રહેછે તે કારણ અર્થે કુટુંબની મીલકત વાપરવામાં આવે તે અયોગ્ય નજ કહેવાય. सलु वी० हरी मु. हा. प्री. ज. १८७१ पृ.२४ राधी वी० गोविंद इ. ला. री. १ मुंब. ९७; આવી બક્ષીસ વાસ્તવીક રીતે બક્ષીસ નથી. અવેજવાળી કબુલાયત છે. नरबदाबाई वी० महादेवनारायण इ. ला. री. ५ मुंब. ९९

વિભક્ત હીંદુ ગમે તેમ વ્યવસ્થા કરી શકે.

**३२१** જ્યારે હિંદુ કુટુંબ વેંહેંચાયલું હોયછે ત્યારે બક્ષિસથી, વશીઅતથી કે બીજી ગમે તેવી રીતે પોતાની મીલકતની વ્યવસ્થા કરવા છુટ છે, कृष्णाराव वी० रंगराव ४ मु. हा. १; कस्तूर भवानी वी. आपा इ. ला. री. ५ मुं. ६२१

ખુલાસો—જ્યારે કોઇ હિંદુ તેના બાપઆથી જુદો થએલો હોય તોપણ તેના છોકરા તેના ભેળાજ હોય ત્યારે વેંહેંચણમાં આવેલી મીલકતના સબંધે કે તે મીલકતની મદદથી મેળવેલી મીલકતના સંબંધે તેને વિભક્ત ગણવાનો નથી. તેમજ બાપઆથી જુદો થતી વખત દીકરા ન હોય પણ પાછળથી જન્મે તો તે જન્મ્યા પછી એ મીલકત (વડીલો પાર્જીત) ના સબંધે ભેળો ગણાય છે. દીકરા જન્મ્યા પહેલાં વ્યવસ્થા ગમે તે રીતે કરી નાખી શકે. रामभट वी० लक्ष्मण चीतामण इ. ला. री. ५ मुं. ६३०; [illegible] वी० [illegible] ७ मु. इ. अ. १६६; [illegible] वी० [illegible] ला. री. ३ इ. अ. १५४—१९३ जगमोहनदास वी. सवाईलल्लूदास इ. ला. री. १० मुंब. ५२८

ખુલાસો-૧ અવિભક્ત કુટુંબના સભાસની સ્વોપાર્જીત અને જુદી મીલકતને આજ નિયમ લાગુ પડે છે. [illegible] वी० दीनबंधु ८ मु. इ. अ. १२३; [illegible] वी० दर्शनारायण १ ला. री. ३७;

ખુલાસો ૨ હિંદુ ઓરત પોતાના સ્ત્રીધનની વશીઅતનામાથી વ્યવસ્થા કરી શકે છે. अभयचंदर वी० सामसुंदरी १ ला. री. १७६; આથી ક. १६० માં કહેલા નિયમમાં કાંઇ ફેરફાર થાયછે એમ સમજવું નહીં.

તેમજ તેણીના ધણી તરફથી વારસામાં કે વશીઅતથી મળેલી જંગમ મીલકત વશીઅતથી આપી શકેછે. दामोदर वी० परमाणंददास इ. ला. री. ७ मू. १५५ (१६३—४) મદ્રાસ કોરટ ધણી તરફથી વારસામાં મળેલી જંગમ મીલકત ઉપર ઓરતનો અટકાયતી હક ઠરાવેછે.

नरसींह वी० वेंकटाद्री इ. ला. री. ८ मद्रा. २९०

બક્ષીસ લેનાર-ની હયાતી,

**३१७** બક્ષીસ લેનાર સખસ બક્ષીસ અમલમાં આવતી હોય તે વખત હયાત હોવો જોઇએ; એટલે કે હાલની બક્ષીસમાં બક્ષીસ વખત હયાત જોઇએ. અને વશીઅતથી કરેલી બક્ષીસમાં બક્ષીસ કરનારના મૃત્યુ વખત હયાતીમાં હોવો જોઇએ. सौदामीनीदासी वी० जोगेशचंदर इ. ला. री. २ कल. २६५; अबदल कादर वी० सी. ए. टरनर इ. ला. री. ९ मु. १५८; सुरजुमणदासी वी० दीनोबंधु ७ मु. इ. अ. १२३;

अपवाद—પણ મરનારના મોત પછી દત્ત પુત્ર લેવામાં આવે ત્યારે અથવા પુત્ર જન્મે તેની તરફેનમાં કરેલી બક્ષીસ ન્યાયસર છે. આ સખસો ન્યાયના જુઠાણા* ( લીગલ ફીકશન ) વડે મરનારના મોત વખત હયાત હોવાનું માની લેવાય છે. टेगोर वी० टेगोर ९ बं. ला. री. ४७७;

જ્યારે બોજાવાળો બક્ષીસ હોય ત્યારે બક્ષીસ લેનાર તે બક્ષીસનો સ્વીકાર કરવાને લાયક હોવો જોઇએ. વશીઅતમાં સંમતીની જરૂર નથી. માટે ઘેલા કે સગીરની તરફેનમાં વશીઅતથી કરેલી બક્ષીસ ન્યાયસર છે; તેજ રીતે વશીઅતથી લેનાર વારસાને બીજી રીતે નાલાયક હોય તોપણ ચીંતા નહિં. कलदेव नारायण वी० मु. बुनाकुमारी. मार्श ३५७.

खुलासो જ્યારે કાંઇ બક્ષીસ અમુક સખસોને એકત્ર કરી હોય અને તેમાંનો એકાદ કે વધારે જણ હયાત નહીં હોવાના કે દુરના સંબંધના કારણથી અથવા બીજા કારણથી તે બક્ષીસ લેવાને અશક્ત હોય ત્યારે બધાના સંબંધે તે બક્ષીસ રદ છે. सौदामीनीदासी वी. जोगेस्वंदर इ. ला. री. २ कल. २६५.

---

* फीकशान એટલે ખોટી ઊભી કરેલી વાત કે સ્થિતી. ન્યાયનું फीकशान એનો અર્થ એવો છે કે વસ્તુની ખરી સ્થીતી લેવાથી અન્યાય થાય, અને ખોટી સ્થીતી ધારણ કરવાથી ન્યાય થાય, એમ હોય ત્યારે તે ખોટી સ્થીતીની હયાતી માની લેવાને ન્યાય રજા આપે છે. આ માની લીધેલી વાત ન્યાયનું જુઠાણું (फीकशान) કહેવાય છે.

## ટીકા

આનું કારણ એવું છે કે તે બધા સાથે લે એવો બક્ષીસ આપનારનો ઇરાદો છે માટે બીજાને રહેવા દઇ એકજ સખસ લઇ શકે નહી.

વસ્તુની હયાતી જોઈએ.

**૩૨૮** હાલની બક્ષીસમાં આપવાની મીલકત હયાતીમાં હોવી જોઇએ. હયાતીમાં હવે પછી આવવાની મીલકત બક્ષીસમાં આપી શકાતી નથી. વસીઅતથી આપેલી મીલકત મરનારના મોત વખત હયાતીમાં હોવી જોઇએ. (જુઓ સને ૧૮૮૨ ના આક્ટ ૪ કલમ ૧૨૨).

સરતી બક્ષીસ ખુશી સરતો.

**૩૨૯** બક્ષીસ આપનાર બક્ષીસ લેનાર ઉપર બીજા હયાત સખસોની તરફેનમાં ગમે તેવા બોજાવાળી સરતો મુકી શકેછે. **सुरजमणी** વી **दीनाबंधु** ૯ मुं. इ. अ. १२३

**खुलासो** १—ગમેતો પછી એ બોજા બક્ષીસ લેનારે કટકે કટકે આપવાના હોય કે તેના મરણ વખત અમુક બનાવ બને તો મીલકત બીજાને જાય એવી રીતે હોય તો થોના નહી **सुरजुमणीदासी** વી. **दीनाबंधु** ९ मु. इ. अ. १२३.

**अपवाद**—પણ જેઓને બક્ષીસ આપીછે તેઓના વારસાના ક્રમ કેવી રીતે ચાલે એવી સરત થઇ શકે નહી. **जतींद्रमोहन टेगोर** वी. **गणेंद्रमोहन टेगोर** ९ बं. ला. री. ३७७

તેમજ સ્વતંત્ર માલેકી બક્ષ્યા છતાં માલેકીનું કાંઇ કામ કરી શકે નહી એવી સરત પણ મુકી શકાય નહીં, જેમકે વહેંચણ કે વ્યવસ્થા કરવાની અટકાયત મુકવી. **आशुतोस** વી. **दुर्गाचर्ण** ला. री. ६ इ. अ. १८२: **मकुंदोलाल** વી. **गणेश्चंदर** इ. ला. री. १ कल. १०४

**द्रष्टांत अ.** બક્ષીસ આપનારની ઉત્તરક્રિયા બક્ષીસ લેનારે કરવી એવી સરત ન્યાયસર છે. **रामनारायण** वी० **मु. सुतबंसी** ३ श दी. ३७७;

**द्रष्टांत ब.** તેમજ આપનારનું ભરણ પોષણ કરવાની કે બીજા કોઇના ભરણપોષણની સરત ન્યાયસર છે **रामनारायण** वी. **मु सुतबंसी** ३ स. दी. ३७७

**द्रष्टांत क.** બક્ષીસ લેનારે દેનાર ઉપરના તમામ હકો છોડી દેવા અને બીજાં કોઇ ખર્ચ ઉપાડવાં એવી સરત ન્યાયસર છે. **माधवचंदर** वी. **बामासुंदरी** स. दी. १८५३ पृ. १०३

द्रष्टांत ड બક્ષીસ લેનાર અપુત્ર ગુજરે તો તેની ઓરતને વારસો નહીં જતાં બીજાઓને જાય એવી સરત ન્યાયસર છે. सुरसुमणी વી. दीनोबंधु ९ मु. इ. अ. १२३; પણ ત્યાર પછી વારસો કાણું લે એટલે કે ફલાણાનર અમુક માણસોને જાય એવો વારસાનો ક્રમ બાંધી શકે નહીં. जतींद्रमोहन टेगोर વી गणेन्द्रमोहन टेगोर ९ बं. ला. री. प्रीका. ૩૭૭

द्रष्टांत ग મીલકતને બાંધી રાખવી અને તેની ઉપજ આવે તે મરદ વંશજોને વેહેંચી આપવી એવી સરત નિરર્થક છે. सुखमणीचंदर વી. मनोहरीदासी इ. ला. री. ७ कल. २६९

द्रष्टांत इ જમીન બક્ષીસ આપી તેની સાથે વ્યવસ્થા કરવાનો પ્રતીબંધ મુકયો તેમાં ઠરાવ્યું કે એ અટકાયત હિંદુધર્મશાસ્ત્ર પ્રમાણે નિરર્થક છે. अनंथतीर्थ વી. नागामुथु इ. ला. री. ४ मद्रा, २००; प्रोमोथोदासी વી. राधीकाप्रसाद १४ बं. ला. री. १७५

द्रष्टांत फ તેમજ વેહેંચણ કરવા ન કરવાનો પ્રતીબંધ મુકવાની સરત નિર્થક છે, जुदी जुदी અથવા एकत्र બક્ષિસ આપવાને આડચણ નથી. रामप्रसाद વી० शीवचर्णदास १० मू. इ. अ. ४९९

ગર્ભીત બોજા.

૩૦ ભરણપોષણ માટે પુરતી મીલકત રાખ્યા શિવાય કાઇ મીલકત બક્ષીસ કે વસિઅતનામાથી આપી દેવામાં આવે ત્યારે જેઓના એ મીલકતના સબંધે કે બીજી રીતે મરનાર ઉપર ભરણપોસણનો હક હોય તેઓના એ હકના બોજા સાથે એ મીલકત જાયછે. [illegible] વી० महादेवनारायण इ. ला. री. ५ मू. ९८

૩૧ હાલની બક્ષીસમાં કબજો મળવાની અવશ્ય જરૂર છે, બક્ષીસ આપવા કબુલ કરેલી મીલકતનો કબજો મળ્યા વગર બક્ષીસ પુરૂં થતી નથી, हरजीवन आणंदराम વી० नारण हरीभाइ ४ मू. हा. ए. सी. जे ३१; સને ૧૮૭૨ ના આક્ટ ૯ ની કલમ ૨૫

બક્ષીસ આપેલી મીલકતનો કબજો આપવાની રીત એ છે કે કબજો સોંપવો અથવા બાકુતે ભાડાનો દસ્તાવેજ કરી આપ્યો હોય તે સોંપવા અથવા બાકુ હવે પછી બક્ષીસ લેનારને આપવાની કબુલ કરાવવી. हरजीवन વી. नारण हरभाइ ४ मु. हा. ए. सी. जे. ३१; हींदुस्थाननी बेंक વી. प्रेमचंद ५ मु. हा. को. री. जे. ८३; पलानी વી. सीलंबरा इ. ला. री. ८ मद्रा. २६७

**अपवाद** १—આ નિયમ વશીઅતથી કરેલી બક્ષીસોને લાગુ નથી એટલે કે કબજાની જરૂર નથી.

**अपवाद** २—જ્યારે બક્ષીસ આપેલી મીલકતનો કબજો બક્ષીસ આપનાર પાસે ન હોય પણ ત્રાહીત પાસે હોય ત્યારે બક્ષીસ લેનાર તે મીલકત લેવા દાવો કરે તેમાં બક્ષીસ આપનાર બક્ષીસની વાત ઈનકાર ન કરે તો કબજો નહીં મળ્યાની વાત કાંઈ અસર કરતી નથી અને તે મીલકત (એ ત્રાહીતના કબજામાં) બક્ષીસ આપનારની ઠરે તો તે બક્ષીસ લેનારને તે અપાવી શકાયછે. **कालीदास वी. कनैहीलाल इ. ला. री. ११ कल. (१३२)**; બક્ષીસ આપનાર બક્ષીસની વાત ઈનકાર કરે તો કબજો નહીં મળ્યાના કારણથી દાવો ચાલી શકે હીં **हरजीवन वी. नारण हरीभाइ ४ म. हा. ए. सी. जे. ३१**

**अपवाद** ३—સ્નેહના કારણથી નજીકના સંબંધીની તરફેનમાં બક્ષીસની કબુલાયત રજીસ્ટર કરેલા દસ્તાવેજથી કરી આપી હોય તો યોગ્ય છે. સને ૧૮૭૨ ના આક્ટ ૯ ની કલમ ૨૫ અપવાદ ૧ જુઓ.

**३** ३२ બક્ષીસ કે વશીઅતનામું લખેલું થવાની જરૂર નથી. મોઢાનું વશીઅત ન્યાયસર છે. **भगवान दलभ वी. कालाशंकर इ. ला. री. १ मुंब. ६४१**; તેજ રીતે વશીઅત વગર લખાણે થઈ શકેછે. **माहाराज परताप नारायणसींग वी. माहाराणी शुभा कुवर ला. री. ४ इ. अ. २२८**

**अपवाद** १—પણ બંગાળા ઈલાકો, મદ્રાસ અને મુંબઈ શેહેરમાં સને ૧૮૭૦ ના આક્ટ ૨૧ ના ઠરાવોને લીધે મોઢાની વશીઅત મંજુર રહે નહીં. તે શીવાય બીજી જગોએ એ આક્ટ પછી પણ મોઢેથી વશીઅત થવા અડચણ નથી. **भगवान दुलभ वी. कालाशंकर इ. ला. री. १ मुंब. ६४१**

**अपवाद** २—તેમજ સ્થાવર મીલકતની બક્ષીસ સને ૧૮૮૨ ના આક્ટ ૪ ની કલમ ૧૨૩ મુજબ રજીસ્ટર કરાવેલા દસ્તાવેજથીજ થઈ શકેછે; અને જંગમ મીલકતની બક્ષીસ રજીસ્ટર કરાવેલા દસ્તાવેજથી, અથવા કબજો આપીને થઈ શકેછે. આ આક્ટ મુંબઈ ઈલાકાને પંજાબને અને બ્રીટીશ બ્રહ્મદેશને લાગુ કરવામાં આવ્યો નથી. માટે તે શીવાયના બીજા ભાગોને આ અપવાદ લાગુ પડેછે.

**अपवाद** ३—કબજો આપ્યા વગર નજીકના સંબંધ અને સ્ને-

હના કારણથી બક્ષીસ આપવાની કબુલાયતો ર૯૮સ્ટર દસ્તાવેજથી કરી આપી હોય તોજ અમલમાં આવી શકેછે. સને ૧૮૭૨ ના આક્ટ ૯ ની કલમ ૨૫ અપવાદ ૧.

## धर्मादाय.

ધર્માદાય એટલે શું.

**૩૩૩** જ્યારે કાંઇ મીલકત ધર્મકાર્ય અર્થે હમણાં કે ભવિષ્યમાં અમલમાં આવે એમ બક્ષીસ આપવામાં આવેછે ત્યારે તેને **ધર્માદાય** કરી કહેછે. સાદી બક્ષીસ અને વસીઅત જ્યારે ધર્મના કારણસર કરવામાં આવે ત્યારે તે ધર્માદાય થઈ પડેછે.

માટે ધર્માદાય સંબંધી નિયમો બક્ષીસ અને વસિઅતનામા વિશેના નિયમોથી ધર્મનું કારણ પાર પડવાના સંબંધમાંજ જુદા પડેછે.

આપનારના અધિકાર.

**૩૩૪** બક્ષીસ કે વસીયત કરવાના અધિકાર વિશેના સઘળા નિયમો ધર્માદાય કરનારને લાગુ પડેછે. માટે કોઇ માણુસ પોતાનો મઝીઆરો હીસ્સો ધર્મ અર્થે બક્ષીસ કે વસીઅતનામાથી આપવાને શકતીમાન નથી. **वंदरावनदास** વી० **यमुनाबाइ** ૧૨ **मु. हा.** २२९; **क. क्षमीशंकर** વી० **वैजनाथ** इ. ला. री. ६ **मुब.** २४

પણ અવિભકત મીલકતના પ્રમાણમાં થોડો ભાગ ધર્મ કાર્ય માટે દીકરાની સંમતી લીધા વગર દાન આપી શકે છે. તે પ્રમાણ ઉપરાંત બક્ષીશ આપે તો તે બે ભાન થયાનું અનુમાન થાય પણ તે અનુમાન પુરાવાથી દુર થઇ શકે ૩ वॅ×बु २०६

આપવાના પ્રકાર.

**૩૩૫** ધર્માદાયના બે પ્રકાર છે. એક પ્રકારમાં કાંઇ મીલકત આપી ધર્મ અર્થે અર્પણ કરવામાં આવે છે. બીજા પ્રકારમાં મીલકત અમુક માણુસને બક્ષીસ કરી તેમાંથી કાંઈ ભાગ ધર્મ અરથે વાપરવાનો તેના ઉપર બોજો મુકવામાં આવે છે, કે જે બોજો ટ્રસ્ટના નામથી ઓળખાયછે. **मे. पे.** ३६१; **फतेसाहेब** વી० **दामोदर** **इ. ला. री.** ३ **मुब.** ८४; બીજા પ્રકારમાં પણ પાછા બે ભેદ પડેછે, તે એકઃ સદરહુ બોજો નામનો હોય કે ખરેખર હોય. **मे. पे.** ૩૬૧;

**૩૩૬** જ્યારે મીલકત પુરેપુરી રીતે ધર્મ અથવા સાર્વજનીક કામ માટે અર્પણ કરી હોય ત્યારે.

**(अ)** તે મીલકતના વારસાનો ક્રમ ગમે તે રીતે દાન કરનાર

સ્થાપન કરી શકે છે.

(ब) તેજ પ્રમાણે હમેશાને માટે વ્યવસ્થા સબંધી ગમે તે-
વી અટકાયત દાખલ કરી શકે છે. **चोआनेव** વી૦ **भोगचोग-
नेव ला. री. ६ प्री, का. अ. ३९४: द्वारकानाथ** વી૦ **बरोडाप्र-
साद ह. ला. री. ४ कल. ४४५; लक्ष्मीशंकर** વી૦ **वैजनाथ ६
मु. २४; खुशालचंद** વી૦ **महादेवगीरी १२ मु. हा. २१४**

કુટુંબની દેવમુર્તી અર્થે કરેલા ધર્માદાય અને લોકોપયોગી કામ
માટે કરેલાં દાન વચ્ચે હીંદુધર્મ શાસ્ત્રો જુદાપણું રાખતા નથી. એવી
મીલકત હુકમનામાની બજાવણીમાં જપ્ત થઈ હરાજ થઈ હોય તો તે
હરાજી રદ થાયછે. **रुपाजगशेठ** વી૦ **कृष्णाजी गोवींद ह. ला.
री. ९ मुब. १६९**

## ટીકા

**मे. वेस्ट** તથા **बुलर** કહે છે કે "જાથુને માટે કાંઈ મીલકત એ-
કજ રીતે ઉતરે અને એકજ સ્થિતીમાં રહે એવી સરતે ખાનગી મા-
ણસની તરફેનમાં કાંઈ બક્ષીસ થઈ શકતી નથી. ઘણુંખરે ભાગે તેવા
પ્રકારની બક્ષીસ પુરોહીત (કુલગોર) ની તરફેનમાં કદાચ થઈ શકે. હ-
મેશાં કાંઇ મીલકત પુરોહીતના કુલમાં રહે એવી બક્ષીસ કેટલેક દરજ્જે
**धर्मादायना** પ્રકારની છે. કુલ માલેકીની મીલકતની ધર્માદાય સ્થા-
પન કરવામાં વ્યવસ્થા કરવાની બેહદ સત્તા છે. પણ સરત એટલીજ
છે કે ભરણ પોષણના હકદાર સખસોના હકને ઈજા ન થાય. (**नग-
नचोटीनीदासी** વી૦ **सुखमणादसि १७ वी. री. ४१**)

દાન કરનાર, હયાત ન હોય તેવા સખસોને દાન લેનારના વારસ
ઠરાવી શકે છે. **खुशालचंद** વી૦ **माहादेवगीरी १२ मु. हा.
२१४**, અને કેટલેક દરજ્જે વારસો ઊતરવાની રીત અથવા વારસો
લેવાની લાયકી મુકરર કરી શકે છે." **श्रीधारीदास** વી૦ **नंदोकीशोर
(११ मु. इ. अ. ४२१)** ના કામમાં પ્રીવીકાઉન્શીલે કહયું કે "જ્યારે
કોઈ માણસ કોલેજ કે કાંઈ ધર્મ કાર્યની સ્થાપના કરે છે ત્યારે તેનો
વારસો ઉતરવાનું નક્કી કરવાનો તેને હક છે" મુર્તી, દેવ કે ધર્મના
પદાર્થને મનુષ્યના રૂપમાં ગણવામાં આવે છે (**माजाराणी सीबसरी**
વી૦ **मथुरनाथ २३ मु. इ. अ. १७०; मूनशी महमद** વી૦ **काली-
चर्ण १५ वी. री. ४०१;**) ધર્મ પુજારીઓ તેનો એકત્ર ઉપયોગ કરી

શકે છે પણ સામાન્ય રીતે વહેંચણ કરી શકતા નથી. आणंदमइ वी० वैकुंठनाथ ८ वी. रि. १८३

દંત કથાનો પુરાવા.

આવા ધર્માદાયની તકરારમાં સ્થાપના કરનારના ઇરાદા બાબુ દંતકથા ઊપરથી એકઠા કરવાના છે અને તેનો વારસો દરેકની ચાલતી આવેલી રીત ઊપરથી મુકરર થાય છે. राजावर्मा वी० रविवर्मा ला. री. ४ इ. अ. ८३

ધર્માદાય વારસામાં ઉતરવાનો આધાર.

૩૩૭ ધર્મ અર્થે પુર્ણ રીતે દાન કરેલી મીલકતનો વારસો એક લીધા અને ભોગવ્યા પછી દાન કરનારની સરતો પ્રમાણે બીજાને ઉતરે છે. જ્યારે દાન કરનારનું વ્યવસ્થા પત્ર ન હોય ત્યારે દરેક પ્રકારની રશમ પ્રમાણે મીલકત વારસામાં ઉતરે છે. गुरुराम्मलिंग वी. पर्वनयगम् ला. री. १ इ. अ. २०९

જ્યારે દાન પત્રમાં વારસો ઉતરવા વિશે કાંઈ જણાવ્યું નહોય ત્યારે अटकावत बतावनारा शब्दोना अभावे સ્વભાવિક વારસોને મળે એવી જાગીર દાનપત્ર ઉત્પન કરાવે છે એ નિયમ પ્રમાણે એ મીલકતનો વહિવટ કરવાનો હક દાન લેનારના સ્વભાવીક વારસોને ઉતરે છે. તોપણ મીલકતનો કે તેના મેનેજમેન્ટની वेंच्याण थइ शकती नथी. आणंदमइ वी. वैकुंठनाथ ८ वी. री. १८३; जाफर मोहीदीन वी. अली मोहीउद्दीन २ म. हा. १४

જ્યારે કોઈ ધર્માલયના મુખ્યીની કુંવારા રહેવાની ફરજ હોય છે; ત્યારે, તે, પોતાની પછી વહીવટ કરનારની, વસીઅતથી કે બીજી રીતે નીમણુંક કરે છે. गिरधारी वी. नंदकीशोर ११ मु. इ. अ. ४०५

પણ દાનની સરતોની સાથે પણ વહીવટ કરવાનો હક તે વેચી શકે નહીં. राजावर्मा वी. रविवर्मा ला. री. ४ इ. अ. ७६

જ્યારે દાન લેનારનો વારસો બંધ પડે છે ત્યારે વહીવટનો હક પાછો એ સ્થાપના કરનારના સ્વવીભાક વારસોને જાય છે. फतेसाहब वी. दामोदर इ. ला. री. ३ मुब. ८४

૩૩૮ પુર્ણ રીતે ધર્મ અર્થે દાન કરેલી મીલકતજ વેચી ગીરો માંડી શકાતી નથી કે બીજી રીતે વ્યવસ્થા થઇ શકતી નથી, જરૂરીઆતના ખર્ચ માટે તેની ઊપજ માત્ર ઘરેણે માંડી શકાય છે. प्रसनकुमारी वी. गलाबचंद बाबु ला. री. २ इ. अ. १४५; नारायण वी. चींतामणी इ. ला. री. ५ मुंब ३९३ (२९६); थाणानो कलेकटर वी. हरी सीताराम इ. ला. रि. ६ मुब. (५५२)

તેમજ દેવસ્થાન કે ધર્મસ્થાનના વહીવટ હકની પણ વેંહેંચણ થઈ શકતી નથી. आणंदराइ વી० वैकुंठनाथ ८ बॉ. रि. १९३

તેમજ દાન લેનારના કરજ માટે હરરાજ થઈ શકતી નથી. रुपा जगसठ વી० कृष्णाजी इ. ला. री. ९ मू. १५९

**३३९** પુર્ણરીતે ધર્માદાય આપ્યા પછી તે કોઈ રીતે પાછું લઇ શકાતું નથી. थाणानो कलेकटर વી० हरी सीताराम इ. ला. री. ६ मुब (૫૫૨); તેની ફરજો બજાવવાની દાવો કરી ફરજ પાડી શકાયછે. जूगल मोहोनी વી० मू. सुखमणीदासी १४ म. इ. अ. ३०२

અપુર્ણ ધર્માદાય.

**३४०** જ્યારે અપુર્ણ રીતે ધર્માદાય આપવામાં આવે એટલે કે ધર્માદાયના રૂપમાં કાંઈ વશીઅતનામું કરવામાં આવે પણ જેના લાભમાં વશીઅત કર્યું છે તેના માટેજ ખરી રીતે એ વશીઅતનામું હોય અને તેના ઉપર કાંઇ ધર્મ કાર્ય કરવાનો બોજો મુકયો હોય ત્યારે તે ધર્માદાયનો વિચાર હીંદુશાસ્ત્રના નિયમ પ્રમાણે થશે, માટે આ મીલકતનો અમુક રીતેજ વારસો ઉતરે તથા તેની વ્યવસ્થા અમુક રીતેજ થાય અથવા ન થાય એવા તેમાં કાંઈ ઠરાવો હોય તો તે સાવ રદ સમજવા. આનું પરિણામ એ થશે કે વારસો ઊતરવા વિશેના નિયમોના સંબંધે તે વશીઅતનામું રદ કરવામાં આવશે અને બાકીના ભાગે કાયમ રેહેશે એટલે કે તેમાં જણાવેલા ધર્મકાર્ય, દેવ, મુર્તી અને પુજા માટે જોઈતા ખર્ચો ઉપાડવાની સ્વભાવીક વારસોનો જવાબદારી રહેશે. फतेसाहेब વી० दामोदर इ. ला. री. ३ मुब. ८४

જે સખસ વારસાના કામમાં હોય અને પુજા તથા બીજાં જરૂરના કામકાજો બજાવવાને લાયક હોય તો તે સખસને આવી રીતે ધર્મ માટે મળેલી બક્ષીસ વેચાણથી કે બીજી રીતે આપી શકાયછે. मंछाराम वी. प्राणशंकर इ. ला. री. ६ मुब. २९८ ના કામમાં બેનના દીકરાને કરેલું વેચાણ મંજુર કરવામાં આવ્યું.

# प्रकरण १५.

## વેહેંચણ

### અંક ૧

#### વેંહેંચણમાં હિસ્સો લેવાને હકદાર શખસો.

વેહેંચણ એટલે શું.

**૩૪૧** વેહેંચણ એટલે મઝીઆરા અથવા સંસૃષ્ટ કુટંબના સહહિસ્સેદારોના હક હિસા જુદા પાડવાની રીત (कर्नीग. १०५) मेश. वेस्ट અને ડુલર પણ તેની આવીજ વ્યાખ્યા આપેછે. ૩ વેં×રૂ. ૫૯૭(૧)

---

વેહેંચણની ઉત્પાત.

૧ જ્યારે સ્વોપાર્જીત કે જુદી મીલકત વધારે સાધારણ અને સહી સલામત થઇ પડે ત્યારે વેંહેંચણ કરવાની ઇચ્છા ઉત્પન્ન થાય, જ્યારે કુટંબના બીજાં માણસો કરતાં હું વધારે કમાઉછું એમ તે કુટંબના કોઇ માણસના મનમાં લાગણી થાય ત્યારે પોતાની મેહેનતના ફળમાંથી બીજા ભાગ લઇ જવા ન પામે એમ અગાઉથી ગોઠવણ થવાની ઇંતેજારી તેને રહે. પણ એક માણસને લાભ થાય તે બીજા બધાઓ ખુએ એટલા માટે વેહેંચણ નહી કરવા તરફ કુટંબની લાગણી એટલી બધી તો જબરજસ્ત છે કે જો બ્રાહ્મણી વિચારો તરફથી બાહારનો ટેકો ન મળ્યો હોત તો વેહેંચણ કરવાની રીત નીકળીજ નહી હોત એમ સંભવેછે. આ ટેકો ખરેખરો મળેલો જોઇયે છીએ. કુટંબ મઝીઆરૂં હોયછે ત્યાં સુધી ધર્મક્રિયાઓ કુબીજ માણસ કરેછે. પણ જ્યારે તે કુટંબના કટકા થાય ત્યારે તેટલીજ ધર્મક્રિયાઓ વધી પડે, અને તેથી કરી તેટલોજ બ્રાહ્મણોને વધારે લાભ થાય. સંસ્કૃત ગ્રંથકારો આ કારણસર વેહેંચણની વકીલાત કરવામાં તદન નીખાલશપણે વર્ત્યાછે मनु કહેછે કે ભેળા રહો અને ધર્મક્રિયા ચાહતા હો તો જુદા થાઓ. જુદા રહેવામાં ધર્મ ક્રિયા વધેછે માટે વેંહેંચણ ન્યાયસર છે. (मनु ९:१११) આમાં कुलुक भट એટલો ઉમેરો કરેછે કે વેહેંચણ કરવાની રીત ન્યાયસર છે એટલુંજ નહીં વખાણ તે વખાણવા લાયક છે તેમજ गौतम કહેછે કે જો વેહેંચણ થાય તો ધર્મક્રિયાની વધારે લાયકી પ્રાપ્ત થાયછે. (૨૮:૪) મે. પે. ૨૧૬

**૩૪૨** સહહિસ્સેદાર[2]ની જે વ્યાખ્યા સહહીસેદારી હકના સંબંધમાં ક. ૨૩૫ માં આપીછે તે વ્યાખ્યા વેહેંચણના કારણસર પણ લાગુ સમજવી. પણ યાદ રાખો કે તે મીતાક્ષરા શાળા માટે છે.

સહ હિસ્સેદાર એટલે શું.

દાયભાગશાળામાં કોઈ હિંદુ મરણ પામે ત્યારેજ તેના દીકરાઓ સહહિસ્સેદાર થાયછે, અને તેમાંના એકના મરણથી વારસાના ક્રમ પ્રમાણે તેનો હિસ્સો જેને ઊતરેછે તે સખસ મરણ પામેલા સહહિસ્સેદારની જગોએ દાખલ થાયછે ગમે તો પછી તે સખસ મરદ હોય કે ઓરત હોય તેની ચીંતા નહીં.

(૧) મીતાક્ષરા.
(૨) દાયભાગ.

---

(૨) શરૂઆતમાં વેહેંચણની રીત ઘણી નબળી હોવી જોઈએ તે વખત મીલકતમાં દીકરાનો જન્મથી હક નહીં હતો. જે કોઈ સહહીસેદાર જુદો નીકળી જવાનું ધારે તે સખસ માત્ર નામનોજ હીસો, અથવા બીજા ભાગીદારો ખુશી થઈ આપે તે લઈને નિકળી જાય. એટલું તો તદન ચોકસ છે કે શરૂમાં દીકરો બાપને વેહેંચણ કરી આપવાની ફરજ પાડી શકતો નહીં, મનુ કહેછે કે બાપના મરણ પછીજ વેહેંચણ થાય અને જયાં સુધી માબાપ જીવેછે ત્યાં સુધી દીકરાનો મીલકત ઉપર કાંઈ અખત્યાર નથી. कुलुकभट्ट તેમાં ઊમેરો કરેછેકે બાપની ખુશી હોય ત્યારે તો તે વેહેંચી આપે; અને તેજ પ્રમાણે એક પછી એક થોડું થોડું વધારતા ગયા. પાછળથી એમ થયું કે બાપ જો વૃધ થયો હોય અથવા મનની સ્થીરતામાં ન હોય ત્યારે તેની મરજી વિરૂધ પણ વેંહેંચણ થઈ શકે. છેલું પગથીયું એ થયું કે વડીલોપાર્જીત મીલકતમાં બાપ અને દીકરાનો સરખો માલીકી હક ગણાવા લાગ્યો. ત્યારથી એવો નિયમ નીકળ્યો કે દીકરાઓ વડીલોપાર્જીત મીલકતની વેહેંચણ કરાવી શકે, મરજીઆરૂં કુટુંબ મરજીમાં આવે ત્યારે તોડી શકાય એવું એક પંત્યાળું થઈ પડયું અને વેહેંચણ સામેની બધી અટકાયતો બંધ પડી. मे. पे. २१६—७.

દાદાની મીલકતમાં દીકરાંનો જન્મ હક.

વેહેંચણ કયારે થઈ શકે તે વિશે જણાવતાં જે નિયમોનો मिताक्षरा આગલા ગ્રંથકારોમાંથી ઊતારો કરેછે તે ઉપરથી એમ નકી થાયછે કે બાપની હયાતીમાં નીચેના ત્રણ પ્રસંગે વેંહેંચણ થઈ શકે

(૧) વેંહેંચી આપવા બાપની મરજી થાય ત્યારે;
(૨) માને છોકરાં થતાં બંધ થાય ત્યારે; અથવા,

મીતાક્ષરાએ લીધેલો અર્થ.

**द्रष्टांत अ—अ** દાયભાગ શાળામાં ब અને क બે અવિભક્ત પુત્રો મુ-કી ગુજરી જાયછે, ત્યાર પછી क, વીધવા મુકી ગુજરી જાયછે ત્યારે તે, વીધવા અને ब સહહિસ્સેદાર થાયછે. વિધવાની અવેજી દીકરી કે મા મુકી ગુજરી ગયો હોત, તો તે દીકરી અથવા મા, તેના મઝીઆરા હીસ્સાના સંબંધે ब ની સહહીસ્સેદાર થાત.

**द्रष्टांत ब—ब** પુત્ર અને એક બીજા મરણ પામેલા પુત્રનો પૌત્ર क મુકી अ ગુજરી જાય છે. ત્યારે ब અને તેના મરણ પામેલા ભાઈનો પૌત્र क સહહીસ્સેદાર થાય છે. હવે જો अ ના મરણ વખત क હયાત નહોત અને क નો પુત્ર ड હયાત હોત તો ड ब નો સહ-હીસ્સેદાર થાત નહીં, કારણ કે દાયભાગ શાળા પ્રમાણે પણ પૌત્ર અને પરપૌત્ર પુત્રોની સાથે વારસો લેછે, પરપૌત્રનો પુત્ર તે શાળાના વારસાના ક્રમમાં નથી.

---

(૩) બાપ આડે રસ્તે ચઢી જાય કે તેનું મન કે શરીર વ્યાધીથી પીંડીત થઇ પડે ત્યારે.

(मीता. ૨:૭) અને પછી એ નિયમ વીશે કાંઈ વાંધો બતાવ્યા શીવાય આ નિયમનો ઊતારો કરેછે: (૪) માવતરના મરણ પછી ગમે ત્યારે વેહેંચણ થઇ શકે. પણ વડીલોપાર્જીત મીલકતની અંદર બાપના હક વિશે જણાવતાં આ બધા ઉતારાનો એમ ખુલાસો કરી નાંખેછે કે તે નિયમો બાપની સ્વોપાર્જીત મીલકતને લાગુ પડેછે, અને છેવટ એમ નિર્ણય લાવેછે કે દાદાની મીલકતની વેંહેંચણ છોકરાંની મ-રજીથી થઈ શકેછે (मीता. ૧:૬:૫-૭-૮-૧૧) આજ પ્રમાણે मनुजी જણાવેછે.

બંગાલાએ લી-ધેલો અર્થ.

બંગાળમાં તેથી ઉલટ કાયદો થયું. બાપની હયાતીમાં વેહેંચણ ન થઈ શકે એ વિશેના આગલા ગ્રંથકારોના મત પોતાની પુષ્ટીમાં લઇ जीमुतवाहन એમ નિર્ણય કર્યો કે બાપના મરણથી મીલકત પ્રાપ્ત થાયછે. તેમના જન્મથી પ્રાપ્ત થતી નથી. માટે વડીલોપાર્જીત મીલકત-ની પણ બાપની હયાતીમાં વેંહેંચણ થઈ શકતી નથી. दाय. ૧:૧૧. ૩૧, ૩૮—૪૪.

આનું પરિણામ એકંદર એ છે કે સહહિસ્સેદાર વચ્ચે ગમે ત્યારે વે-હેંચણ કરવા હક છે એ નિયમ સર્વ ઠેકાણે કબુલ કરવામાં આવ્યોછે પણ બંગાળા(દાયભાગ) શાળાના ગ્રંથકારો દીકરાને બાપના સહહિસ્સે-દાર ગણવા ના પાડેછે. બીજે બધે ઠેકાણે દાદાની મીલકતમાં દીકરા બાપના સહહિસ્સેદારો ગણાયછે. मे. पे. ૨૨૩.

**दृष्टांत क—** ब અને क. નામનાબે પુત્રો મુકી अ મરણ પામેછે ત્યાર પછી क એક ड નામનો પરપૌત્ર મુકી ગુજરી જાયછે ત્યારે ड ब નો સહહીસ્સેદાર થાયછે. કેમકે अ ના મરણથી તેનો વારસો ब અને क ને ઊતર્યો; અને क ના મરણથી તેનો મઝીઆરો હીસ્સો તેના પરપૌત્ર ड ને ઊતર્યો.

## ટીકા

મીતાક્ષરા શાળા અને દાયભાગ શાળાના સહહિસ્સેદારો વચ્ચે બે તફાવત છે: (૧) દાયભાગ પ્રમાણે બાપની સાથે પુત્ર, પૌત્ર કે પરપૌત્ર સહહિસ્સેદાર થતા નથી. પણ તેના મરણ પછી એક શાખા સાથે બીજી શાખાના ત્રણ પેઢી સુધીના વંશજો અનુક્રમે સહહિસ્સેદાર થાયછે અને (૨) સહહિસ્સેદારના મરણથી તેનો વારસ સહહિસ્સેદારીમાં દાખલ થાયછે. મીતાક્ષરા પ્રમાણે બીજા સહહીસ્સેદારનેજ તેનો હીસ્સો પ્રાપ્ત થાયછે. ઔરત કોઈ દાખલ થઇ શકતી નથી.

બે શાળા વચ્ચે મળતાપણું એટલુંજ છે કે વારસો ઊતરવા વખત ત્રણ પેઢીના વંશજ મરણ પામ્યા હોય તેનો વંશજ સહહીસ્સેદારીમાં દાખલ થઇ શકતો નથી.

મીતાક્ષરા શાળામાં શુદ્રનો અનૌરસ પુત્ર ઔરસ પુત્રની સાથે વારસો લેછે તોપણ મીતાક્ષરા પ્રમાણે દાદાની મીલકતમાં, તેને બાપના સહહિસ્સેદાર તરીકે ગણવા મદ્રાસ હાઇકાર્ટે ઊપરા ઉપર ના પાડી છે તેથી તેટલે દરજ્જે તે અપવાદ છે. તે મત પ્રમાણે તેનો હક મીતાક્ષરા અને દાયભાગ શાળામાં સરખો થઇ પડે છે. **मश वेस्ट** અને **बूलर** કહે છે કે શુદ્રના અનૌરસ પુત્રને અપ્રતીબંધાય હકથી લેનાર વીરોના પ્રકરણના છેડ વીજ્ઞાનેશ્વર (મીતાક્ષરાનો કર્તા) મુકે છે (**मीता.** १: १२) માટે તેમને અપ્રતીબંધ દાય હકથી લેનાર દાખલ ગણવા જોઈએ તોપણ એમ તો તેઓ સાહેબ જણાવેછે કે તેમના હકમાં મીતાક્ષરાએ જ્યાં ફેરફાર કર્યો હોય ત્યાં તો તે ફેરફાર પ્રમાણેજ કરવું જોઈએ. મદ્રાસ હાઈકાર્ટે તેચુકાદા એવા આધારે કર્યા છે કે બાપની મરણથી અર્ધ હીસ્સો અનૌરસ પુત્રને મળે એમ મીતાક્ષરા ઠરાવેછે. આનું પેહેલું પરીણામ એવું છે કે બાપનો તે સહહીસેદાર (દાદાની મીલકતમાં) થતો નથી, અને બીજું પરાણામ એ છે કે અવીભકત કુટંબમાં ઔરસ પુત્રના અભાવે બીજા સહહીસેદારો સાથે મરનાર શુદ્રનો અનૌ-

રસ પુત્ર સહહીસેદાર થતો નથી. દાયભાગ શાળામાં સહહીસ્સેદારી હકથી મીલકત કોઇને મળતી નથી. વારસ તરીકે મળે છે, તોપણ કોઇ માણુસના વારસામાં તેના હયાત પુત્રની સાથે પ્રથમ મરણ પામેલા પુત્રનો અનોરસ પુત્ર તેના બાપના પ્રતીનીધી તરીકે હીસો લેવાને હકદાર થાય કે કેમ એ સવાલ છે. ધર્મ ક્રિયા કરવાને તે કેટલો લાયક ગણાય તે ઉપર તે સવાલના ચુકાદાનો આધાર રહેશે.

વહેંચણમાં દરેક હિસેદારનો હિસો

**૩૪૩** દરેક સહહીસ્સેદાર ભઝીઆરી મીલકતની વેહેંચણમાં અકેક હીસ્સો લેવાને હકદાર છે. **मे. पे.** ૩૯૫ પેટા સહહીસ્સેદાર અને સહહીસ્સેદાર વચે ભુલ ખાવાની નથી; જેમકે, **अ** ને **ब** અને **क** કરીને બે દીકરા છે. **क** ને પાછા **ड** અને **फ** કરીને બે દીકરા છે. તેમાં **अ**, **ब**, અને **क** સહહીસ્સેદારો છે; **क**, **ड** અને **फ** પેટા સહહીસ્સેદાર છે. **क** બે સ્થીતિ ધરાવે છે તેનું કારણ ઉઘાડું છે. **अ** અને **ब** સાથે વેંહેંચવામાં સહહિસ્સેદાર તરીકે એટલે પોતાની અને પોતાના બે દીકરાની વતી તે ઉભો રહેછે. એ વેંહેંચણમાં તેને ભાગે જે હીસ્સો આવે તેની પાછી **ड** અને **फ** સાથે વેંહેંચણ કરવામાં પેટા સહહિસ્સેદાર તરીકે ઊભો રહેછે.

પેટા સહહિસ્સેદારો, જે સહહિસ્સેદારના પેટામાં પોતે હોય તેના હીસ્સામાંથી અકેક હીસ્સો લેવાને હકદાર છે. જ્યારે પેટા સહહીસ્સેદારો જુદા જુદા સહહીસ્સેદારના પેટામાં હોય ત્યારે દરેક સહહીસ્સેદારનો હીસ્સો તેના પેટાના સહહીસ્સેદારોમાં સરખી રીતે વેહેંચાયછે એટલે કે પેટા સહહીસ્સેદારોમાં પ્રથમ શાખાદીઠ અને પછી માથાદીઠ ગણત્રી થાયછે. **मांत्रानाथ** વી૦ **नारायण इ. ला. रौ. ५ मद्रा.** ૩૬૨; **समरणसींग** વી० **खेदनसींग २ कल. स. दी. १६,**

ઘણા સહહીસ્સેદારમાંથી કોઇ પોતાતો હીસ્સો કઢાવી લઇ જુદા પડે તેથી કરીને બાકીના સહહીસ્સેદારો અવશ્ય જુદા પડે છે એમ થતું નથી. જેઓ જુદા પડતા નથી તેઓ તો અવિભકત સ્થિતીમાંજ રહેછે. એમ **राधाचर्णदास** વી० **कृपासींघुदास इ. ला. री. ५ कल.** ૪૭૪ ના કેસથી જુદા પડી **उपेन्द्रनारायण** વી० **गोपीनाथ इ. ला. री. ९ कल.** ૮૧૮ ના કામમાં ઠરાવ્યું.

જ્યારે એક સહહીસ્સેદાર જુદો પડે ત્યારે તે જુદો પડતી વખત બાકીના ભેળા રહેલા સહહીસ્સેદારોના હક રહે તેજ પ્રમાણમાં

તેમની વચે વેંહેંચણ થતાં તેઓ લેછે. સરખી રીતે લેતા નથી; જેમકે,




अ અને ब ના મઝીઆરામાં अ અને ब મરણ પામે છે ત્યાર પછી ड, ई, फ, ગુજરે છે, અને પછી क ના બે દીકરા, ई ના બે દીકરા અને फ નો એક દીકરો વેંહેંચાવવા દાવો કરેછે. તે વહેંચણના કારણસર કુટંબની મીલકતના બાર ભાગ પાડવામાં આવ્યા. તેમાં છ क ની શાખામાં, તેમાંથી क અને એક દીકરો જે ભેગો રેહેવાજ ધારેછે તેમના ત્રણ હીસ્સા, અને બે જુદા થવા ધારે છે તેમના ૩ હીસ્સા, અને ब ની શાખાના ૬ હીસ્સામાં ત્રણ ભાગ પડે તેમાં બે શાખાના ૪ હીસ્સા મળી ૭ હીસ્સા વાદી ग, ह, व, स, અને त લઈ જુદા નીકળી જાયછે. વાંસે क અને न ના ૩ હીસ્સા, અને र ના ૨ હીસ્સા મળી ૫ હીસ્સા અવિભકત રહેછે. ત્યાર પછી क ગુજરી જાય છે. ત્યારે र, न ઉપર વેંહેંચાવવા દાવો કરે તો તે માત્ર ૨/૫ (પ્રથમના બે હીસ્સા) લેવા હકદાર છે. અર્ધ લેવા હકદાર નથી. र અને न જો કે બે સરખી સાખના પ્રતીનિધિ છે તોપણ પ્રથમની વેંહેંચણ વખત જે પ્રમાણમાં મઝીઆરી મીલકતમાં હીસ્સા રહે છે, તેજ પ્રમાણમાં વેંહેંચણમાં મળવું જોઇએ. क ના મરણથી તેનો અવિભકત હીસ્સો તેના દીકરા न નેજ ઉતરેછે. માટે न પ્રથમના ૩ હીસા લેવા હકદાર છે मांग्रानाथा વી૦ नारायण ह. ला. रि. ५ मब्रा. ३६२.

**अपवाद१**—દત્તક પુત્રને પાછળથી જન્મેલા પુત્રની બરાબર હિસ્સો મળતો નથી. તેને,

(૧) મુંબઈ અને મદ્રાસમાં ઔરસ પુત્રના હીસાનો $\frac{1}{4}$ ચોથો ભાગ એટલે એક ઔરસના ૪ ભાગ અને દત્તકનો ૧, એમ પાંચ ભાગ પડે અને એકથીવધારે ઔરસ પુત્ર હોય ત્યારે તેજ હિસ્સાએ ગણત્રી કરવી.

(૨) બનારીસ અને મીથીલામાં તેને ઔરસના $\frac{1}{3}$ ત્રીજો ભાગ બરાબર મળેછે, એટલે ઔરસના ૩ અને દત્તકનો ૧, એમ ૪ ભાગ ભાગ પડે.

(૩) બંગાળામાં (દાયભાગશાળામાં) દત્તકનો, ઔરસનો $\frac{1}{2}$ અર્ધ હીસો એટલે ઔરસને ૨ અને દત્તકને ૧, મળી ૩ ભાગ પડે.

ઔરસના અભાવે દત્ત પુત્ર તેના દત્તક બાપનો પુરેપુરો હીસો લેછે. પણ કલકતા હાઇ કોર્ટે દત્તક પુત્ર અને ઔરસ પુત્રના દત્તક પુત્ર વચેની તકરારમાં ઠરાવ્યું કે તેઓ સરખા હકદાર છે. **रघुबानंद** વી. **सदाचर्ण** **इ. ला. रि.** ૪ **कल.** ૪૨૫

હિંદુલા પ્રમાણે ઔરસ પુત્રના દત્ત પુત્રને બંગાળાશાળા પ્રમાણે તેના બાપના બે ભાગ મળવા જોઈએ. ૨ વે ×યુ ૩૭૧

**अपवाद** ૨—ઔરસ પુત્રની સાથે દ્વયમુષ્યાયન પ્રકારે લીધેલા દત્તકના હક પુર્ણ દત્તકના હકથી $\frac{1}{2}$ અર્ધ છે: એટલે કે મુંબઈ મદ્રાસમાં ઔરસના ૮ ભાગ અને આવા દત્તકને ૧, બનારીસમાં ઔરસના ૬ અને, તેનો ૧, બંગાળામાં ઔરસના ૪ અને તેનો ૧ એમ ભાગ પડે.

**अपवाद** ૩—શુદ્રમાં અનૌરસ પુત્રને ઔરસ પુત્રનો $\frac{1}{2}$ અર્ધ હિસો મળેછે એટલે કે ઔરસ પુત્રના ૨ અને અનૌરસનો ૧ એમ ૩ ભાગ પડેછે.

**अपवाद** ૪-ગયેલી વડીલોપાર્જીત મીલકત એક સહહીસ્સેદાર બીજાની સંમતિથીમેળવેછે ત્યારે તેને ચોથોહિસો મળેછે તેને આ કલમ લાગુ નથી બાકીના ત્રણ ચતુર્થાંશની વેહેંચણ થાયછે. **नरगुंडी** વી. **वेंकटचलपार्ति** **इ. ला. री.** ૪ **मद्रा.** ૨૫૯; **मल्हारी** વી **शेखाजी** **मु. हा.** તા૦ ૨૦ સપટેંબર ૧૮૬૪

## ટીકા.

ગીરાજથી વેહેંચણમાં હીલ પણ જુદી જુદી જગોએ મોટપ બદલ કાંઈ

વિશેષ હક મળેછે. તે પ્રસંગે તેવે હીસ્સે વેંહેંચણ થાયછે. તેને આ નિયમ આડો આવતો નથી. मी. मेन કહેછે કે મોટપ બદલ કાંઈ વિશેષ હક મળવાની રીત વહેચણ નહી થતી તે વખતની બતાવણી કરે છે. એકના એકજ કુટંબમાં મોટપ બદલ પેહેલાંની વેંહેંચણમાં વિશેષ મળતા હીસ્સામાં ઘટાડો થયાના દાખલાઓ મળેછે.

**૩૪૪** જયારે સહહીસેદારનો હીસ્સો કોઈએ ખરીદ કર્યો હોય ત્યારે તે સહહીસેદારની જગોએ ઊભો રહેછે; એટલે કે તે સહહીસેદારને ભાગ વેંહેંચણમાં જેટલો હીસો આવે તેમ હોય તે આખો હીસ્સો ખરીદદારને મળેછે અને તે હીસાને માટે ખરીદદાર વેંહેંચણનો દાવો લાવી શકેછે. दीनदयाल વી० जगदापनारायण इ. ला. री. ૩ कल. ૧૯૮; कलापा વી० वंकटेश इ. ला. री. २ मुंब. (૬૭૮)

સહ હિસેદારનો હિસો ખરીદ કરનાર.

**૩૪૫** જયારે બે અથવા વધારે ઓરતોને વારસો પ્રાપ્ત થાય છે ત્યારે તેઓ તે મીલકતમાંના પોતાના હીસા માટે વેંહેંચણનો દાવો લાવી શકતી નથી. भगवानदीनदुबे વી० मीणाबाइ ११ मु. इं. अ. ४८७; गजपतीनीलमणी વી० गजपतीराधामणी इ. ला. री. १ मद्रा. ३००; रामप्यारी વી. मुलचंद इ. ला. री. (११७-८); પરસ્પર સમજણ કરી જુદો જુદો ઉપભોગ લેવાને અડચણ નથી.

ઓરતોને મળેલા વારસામાં હિસા માટે દાવો કરી શકે.

अपवाद १—મુંબાઈમાં મયુખ ચાલે છે ત્યાં વારસો લેનાર ઓરતો વેહેંચણ કરાવી શકેછે व्यव. म. ४: ८: ९: १०: बुलाखी વી० कशलाल इ. ला. री. ६ मुंब. ८८

अपवाद २—ઓરત તરફથી વારસામા મળેલા સ્ત્રીધનની વેહેંચણ ઓરતો કરાવી શકે છે.

अपवाद ३—મીતાક્ષરા શાળામાં જૈન વિધવાઓ વેહેંચણ કરાવી શકેછે. सीवसींग વી० मु. दखो इ. ला. री. १ अल्हा. ६८८

अपवाद ४—દાયભાગ શાળા પ્રમાણે વારસો લેનારી ઓરતો પરસ્પર વેંહેંચણ કરાવી શકે છે. મીતાક્ષરા પ્રમાણે પણ તેમ થવું જોઈએ એમ અભિપ્રાય બતાવી કલકતા હાઈકોરટે કહ્યું કે એ ઓરત પછી લેનાર વારસના હકને તેથી કાંઇ અસર થતી નહીં જોઈએ जानकीनाथ વી० मथुरनाथ इ. ला. री. ९ कल. ५८०; बीपीन बीहारी વી० लालमोहन इ. ला. री. १२ कल २०९

## ટીકા

સાથે વારસો લેનારી ઓરતો સહહીસ્સેદારનીજ સ્થિતીમાં છે. પેહેલા કેસમાં પ્રીવી કાઉન્સીલે જણાવ્યું કે

"ધણીના મરણ પછી બે ઓરતો વારસાના હકથી ધણીની"
"મીલકત લેછે તે એકજ જાગીર સમજવી. એકના મરણ પછી દીકરી"
"ઓ છતાં સહહીસેદારી હકથી બીજીને પ્રાપ્ત થાયછે તેઓ"
"ખરી રીતે સહહિસ્સેદાર છે અને અવિભક્ત સહહિસ્સેદારમાંનો"
"એક, બીજાની સંમતી શીવાય વ્યવસ્થા કરી શકે નહીં."

બીજા કેસમાં પ્રીવી કાઉન્સીલે જણાવ્યું કે

"તે કામમાં (ઊપર આપેલા કેસમાં) ઠરાવ્યું કે પરસ્પર સમ
'જણ કરી જુદા જુદા કબજો તથા ભોગવટો કરવાને માટે અડચણ"
"નથી; અને તેથી કરીને દરેક હીસા ઉપરના માલેકી હક ઉપર કાંઈ"
"અસર થતી નથી, તેઓ સહહીસેદાર કાયમ રહે છે, અને એકની"
"સંમતી વીના બીજી કાંઈ પણ ભાગની વ્યવસ્થા કરી શકતી નથી."
"અમને પુરતી રીતે જણાય છે કે.........................આ વિ-"
"ધવાઓ સલાહ ભરેલી રીતે મીલકતનો ઉપભોગ લઈ શકી નહીં અને"
"તેથી તે મીલકતનો જુદા જુદા ઉપભોગ લેવાની જાણે કે સમજણ કરી"
"હોય એવી રીતે તેઓ વરતી છે. માટે એ મીલકતના ચોથા ચોથા"
"હીસાનો એ ઓરતો ઉપભોગ લે એવો હુકમ કર્યો છે, તેમાં અમે"
"ફેરફાર કરતા નથી. આથી અમારા કહેવાનો એમ અર્થ લેવાનો ન"
"કે એ ચોથા હિસ્સાની વ્યવસ્થા કરવાના કે તે હીસ્સા માટે વેહેંચણ"
કરાવવાનો દરેક ઓરતને હક છે; તેમજ તેમના સહહીસ્સેદારી હક"
"કાયમજ રહેશે."

વ્યવહાર મયુખ પ્રમાણે વિધવા વેંહેંચણ કરાવી શકે છે પણ તેથી કરીને બે શાળાનો નિયમ પરિણામે એકજ છે, કેમકે એક નિયમ પ્રમાણે એક વિધવાના મરણથી બીજી સહહીસેદારી હકથી લેછે. બીજા નિયમ પ્રમાણે વેંહેંચાયલો હીસો બીજી વિધવા ધણીના વારસ તરીકે લેશે. बुलाखी વી० केशवलाल इ. ला. रि. ६ मुंब. ८८

अपवाद ૩ માં આપેલા जानकीनाथ વી० मथुरनाथ ના કલકતા હાઈકોર્ટના ફુલબેંચ કેસમાં जस्टीस रोमेशचंदर मीतरे કહ્યું કે.

"હાલ એમ તદન સ્થાપીત થયેલું છે કે વિધવા પોતાના હક"
"હીસ્સાની વ્યવસ્થા કરી શકેછે અને તે વ્યવસ્થા તેઓની હયાતીસુ-"
"ધીને માટે કાયમ રહેછે. જરૂરીઆતના પ્રસંગે તો તેના મરણ પ-"
"છી પણ કાયમ રહે એવી રીતે વ્યવસ્થા કરી શકેછે. જો એથી વિ-"
"રૂધ (ધર્મશાસ્ત્રના) બીજા ઠરાવો ન હોય તો બે અથવા વધારે વિધવા"
"ઓ તેમના ધણીનો એકત્ર વારસો લે ત્યારે આ બે નિયમ ઉપરથી"
"સ્વભાવિક રીતેજ તેમનો વ્યવસ્થા હક નીકળે છે... ..... ... ...
... ... .......... ...... ... ... ... ....... .................

"માટે એતો ખુલ્લું છે કે દાયભાગ પ્રમાણે ધણીનો વારસો"
"લેનારી બે અથવા વધારે વિધવાના વ્યવસ્થા હકમાં એકત્ર વારસો"
"લેવાથી કાંઈ ખામી આવતી નથી.".

"બીજા સવાલ વિશે એમ છે કે વેહેંચણ કરાવવાનો હક પણ શા-"
"સ્ત્રોમાં ખુલી રીતે ઠરાવેલોછે. મદ્રાસ હાઈકોર્ટ વો. ૩ પૃ. ૪૫૧'
"મે જણાવ્યા પ્રમાણે એ વીશેનો મીતાક્ષરાના લખાણનો સંપુર્ણરીતે"
"તરજુમો કરવામાં આવ્યો નથી. તે આ પ્રમાણે છેઃ 'વારસાના ક્ર-"
"મમાં (પુત્રના અભાવે) પેહેલી વારસ પત્ની છે. લગ્નથી જોડાયછે તે"
"પત્ની છે અને વ્યાકરણના નિયમ પ્રમાણે पत्युर्नो यज्ञसंयोगाय "
"પતિ શબ્દને 'નિ' યજ્ઞ ક્રિયામાં ભાગ લેનારનો અર્થ બતાવવા માટે"
"વધારેલોછે. એક વચનમાં બતાવવાનું કારણ એ છે કે તે શબ્દ"
"આખો વર્ગ બતાવેછે માટે જ્યારે એકથી વધારે વીધવા હોય ગમે-"
"તો પછી તેઓ એકજ જ્ઞાતિની કે નીરાળી જ્ઞાતિની હોય ત્યારે પોતપો-"
"તાના હિસ્સા પ્રમાણે ધણીની મીલકત વેહેંચી લેછે'.

"વીરમીત્રોદયને પૃ. ૧૩૨ મે તેજ નિયમ આપેલોછે....( પછી
"પત્નિ શબ્દના અર્થ અને વહેંચણના નીયમનો ઊતારો કરેછે)".

"દાયભાગમાં વીધવાના વારસાની વેહેંચણના સંબંધે કાંઈ"
"વિશેષ નીયમ નથી. પણ વેહેંચણ કરવાનો હક સામાન્ય રીતે બધા"
"એકત્ર વારસના સંબંધે નીચેના વાક્યોમાં જણાવેલોછે. (પછી તેનો"
"ઉતારો કરેછે".)

"આ બધાં વાક્યો ઊપરથી એતો ખુલ્લું છે બે અથવા વધારે સખસો"
"એકત્ર વારસો લે ત્યારે એકનો બીજી ઉપર વેહેંચણ કરાવવા-

ના હક છે. "

'મુળ ग्रंथोना लखाणो ખુલી રીતે વીધવાનો વ્યવસ્થાનો તથા"
"વેહેંચણુ કરાવવાનો હક મંજુર કરેછે."

"પણ ત્યારે એમ આગ્રહથી કહેવામાં આવેછે કે આ સ્વાલો."
"નો પ્રીવી કાઉન્સીલે ઉલટી રીતે ચુકાદો કર્યોછે."

"પેહેલો કેસ भगवानदीन दुबे वी. मीणाबाई (११ मु.इ अ."
"૪૮૭) નો બતાવવામાં આવ્યોછે. (પછી તે કેસની હકીકત આપીછે)"
"તેમાં પ્રીવી કાઉન્સીલની જ્યુડીશીયલ કમીટીએ ઠરાવ્યું કે (૧) એક દરે-"
"લું વશિયત બીજી વીરૂધ રદછે કેમકે બીજીનો સહહીસ્સેદારી હકથી તે"
"મીલકત લેવા હક છે; (૨) બે વીધવાના હક જુદા પડી શકતા નથી;
"અને (૩) एकना मरणथी बीजीना सहहिस्सेदारी हकने नु"-
"कशान थाय એવી રીતે વહેંચણ થઈ શકે નહી.

"એ કેસના આ પ્રથક્કરણ ઉપરથી જણાશે કે હાલ આપણી"
"પાસેના કીસ્સાને તે લાગુ નથી. તે કામમાં એમ કાંઈ ઠરાવ્યું નથી કે
"તેમની હયાતી સુધીને માટે પણ અમલમાં આવે એવી વેહેંચણ થઇ
શકે નહી; પણ એટલું ઠરાવ્યું છે કે એકના મરણથી બીજીના સહ-
હીસ્સેદારી હકને અસર થાય એવી રીતે વેંહેચણ થઈ શકે નહીં, અને
गजपती नीलमणी વી. गजपती राधामणी ના કામમાં એ સિધાંત
માત્ર મંજુર કર્યોછે".

"છેલો કેસ अमरतलाल बोस વી. रजनीकंत मीतर [ला.रि"
"२ इ. अ. ११३] નો છે. તે કેસ માત્ર વારસો લેનારી વીધવા અને"
"દીકરીઓના સહહીસ્સેદારી હક વીશેજ ચુકાદો કરેછે."

"માટે અમારો એવો અભીપ્રાય છે કે, પ્રીવીકાઉન્સીલે અમારા"
"અભીપ્રાયથી ઉલટી રીતે ઠરાવ કર્યોછે એવી દલીલ વાસ્તવીક નથી."

બીજી તરફ श्रीमती पदमणी વી. श्रीमती जगदंबा (६ बं.'
ला. री. १३४) ના કામમાં બે દીકરીઓને વારસો મળ્યો હતો તેમાં"
"ઠરાવ્યું કે તેઓ વેહેંચણ કરાવી શકેછે. તોપણ તે વહેંચણથી"
"તેમના પછીના વારસોના હકને અસર થતી નથી."

"कथा पीरमल वी. वेंकाबाइ (इ. ला. री. २ मद्रा. १९४"
"ना केस ध્યાનમાં લેવો રહેછે. પણ ...... અમને જણાયછે કે તે"
"ચુકાદો પ્રીવી કાઉન્સીલના ઉપરના ચુકાદા વીરોના ભુલ ભરેલા"
"વીચાર ઊપરથી થએલાછે. તે કામમાં વિદ્વાન જડજો એમ જણાવેછે"
"કે ધણીનો વારસો લેનારી બે વિધવા વચ્ચે कांइ पण પ્રકારની"
"વેહેંચણ થઇ શકે નહીં. આપણે બતાવી ગયા છીએ કે પ્રીવી કાઉ-"
"ન્સીલના ફેંસલા તેટલે બધે છેટે જતા નથી. માટે અમારો અભીપ્રાય"
"પ્રાય એવો છે નીચેની કોર્ટના ઠરાવો ભુલભરેલા છે......"

આ ફેંસલાને बीपीन वीहारी વી. लालमोहन इ. ला. री. १२ कल. २१२ ના કામમાં અનુસરવામાં આવ્યોછે.

નીલકંઠ પણ આવો અર્થ આપેછે. માટે એ બધું જોતાં બધી શાળામાં બરી રીતે કાંઇ તફાવત રહેતો નથી. બધી ઓરતો વેહેંચણ કરાવી શકેછે. પણ તેથી એકના મરણ પછી બીજીના સહહીસ્સેદારી હકને, કે બંનેના મરણ પછી વારસો લેવા હકદાર સખસોના હકને કોઇ રીતે અસર થતી નથી.

**૩૪૬** જયાં સુધી કોઇ સહહીસ્સેદાર સગીર વયમાં હોય ત્યાં સુધી તેના મઝીઆરા હીસ્સાની વેહેંચણ કરાવવા તેને કે તેની વતી બીજા કોઇને દાવો લાવવા હક નથી पण જો તેના હક હિસ્સાની ગેરવલે થતી હોય કે તેના હિતને નુકશાન પહોંચવા સંભવ હોય તો તેમ થતું અટકે એટલા માટે વેહેંચાવવા દાવો લાવી શકાયછે. **स्वामीआयर पीलाइ** વી. **चोकलींगम पीलाइ** १ म. हा. १०५; **कामाक्षी अमल** વી. **चीदंबरा रेडी** ३ म. हा. ९४; **दामोदर मीसर** વી. **सेनावती** इ. ला. री. ८ कल. ५३७.

આ કામમાં સગીરની મા અને તેની ઓરમાન મા તથા ઓરમાનભાઇને તકરાર થયા કરતો અને તેથી કુટુંબની મીલકતની બરાબર વ્યવસ્થા થતી અટકતી તેથી સગીરની માને વેહેંચણનો દાવો કરવા હક છે એમ ઠરાવ્યું.

માત્ર વેહેંચણમાં હિસો લેવા હકદાર શખસો

**૩૪૭** સહહીસ્સેદાર અને તેમના હક ખરીદ કરનાર શીવાય બીજા કેટલાએક સખસો વેહેંચણમાં એકેક હીસ્સો મળવાને હકદાર છે. તે સખસોની વીગત:

| | મીતાક્ષરા. (મદ્રાસ વિના) | દાયભાગ શાળા. | હીસ્સો. | પ્રમાણ. |
|---|---|---|---|---|
| १ | ઓરત... ... | ... ... ... | १ | मीता.१:२:८ |
| २ | મા | સગી મા | १ | दाय.३:२२९ ३०. |
| ३ | દાદી. | દાદી | ,, | मीता. १:७:१ |
| ४ | દીકરીઓ કુંવારી. | દીકરીઓ કુંવારી. | १/४ | दामोदर वी० सेनाबत्ती इ. ला.री. ८ कल. ५४० |

દાદી હિસ્સો લેવા હકદાર છે. बद्रीराय વી० भगवत नारायण इ. ला. री. ८ कल. ६४९; शीबोसुंदरी વી० बसुमती इ. ला. री. ७ कल. १९१

વિધવાને ધણી તરફથી જયારે સ્ત્રીધન દાખલ કાંઈ મળ્યું હોય ત્યારે તેને વેહેંચણ વખ્તત એક હીસ્સામાં તેટલું ઓછું મળેછે. दाय. ३:२:३१; जदुनाथदेवी વી० ब्रोजोनाथ १२ बं. ला. री. १८५; जगमोहन हलदर વી० सरोदामइ इ. ला. री. ३ कल. (१५०); कीशोरी मोहन घोस વી० मणी मोहन घोस इ. ला. री. ११ कल. ११५

પુત્ર અને પૌત્ર અથવા પરપૌત્ર વેહેંચણ કરતા હોય ત્યારે મા પુત્ર જેટલો હીસ્સો લેછે. પૌત્ર પરપૌત્ર સાથે વેહેંચણ કરતા હોય ત્યા-રે દાદી પૌત્રના જેટલો હીસ્સો લેછે. २ मेक ५१, ५२, ५४. मेन. पॅ. ४०४.

આ સખ્સો વેહેંચણ થાય તો હિસો લેવા હકદાર છે પણ. પુ-ત્રો વેહેંચણ કરવા નજ ધારે તો તેઓ પોતાના હીસ્સા માટે દાવા લા-વી શકતી નથી. પણ જયારે કુટંબની મીલકતની વેહેંચણ થાય તેમાં કે વેહેંચણ માટે કોર્ટનું હુકમનામું થાય ત્યારે ઓરત પોતાના આ હક માટે દાવો લાવી શકેછે. बीलासो વી० दीनानाथ इ. ला. री. ३ भ. ८८;

अपवाद—આ નિયમ મદ્રાસ શાળામાં લાગુ કરવામાં આવ્યો

નથી. આનું કારણ સ્મૃતિચંદ્રીકા છે. (૪:૪-૧૭.) સ્મૃતી ચંદ્રીકા હાક્ષાનો અર્થ એવા કરેછે કે તેના ભરણપોષણ જેટલું તે મળવું જોઈએ. માટે ઓરતોને હિસ્સા મળતો નથી.

खुलासो १—આવી રીતે બંગાળામાં વારસાના હકથી કાંઈ હીસ્સો લેવા હકદાર હોય તોપણ ફીકર નહીં; જેમકે अ એક વિધવા ब, અને क તથા ड બે પુત્ર મુકી ગુજરી જાયછે. ત્યાર પછી ड કુંવારો ગુજરી જાયછે. ड નો મઝીઆરો હિસ્સો બંગાળા (દાયભાગ) શાળા પ્રમાણે વારસાની રીતે તેની મા ब ને મળે છે. ब अ ની મીલકતની વેહેંચણ કરાવવા દાવો કરે તો એક હીસ્સો, તેના મરણ પામેલા દીકરાના વારસ તરીકે લેવા હકદાર છે તે ઉપરાંત એક હીસા क ની માના તરીકે લેવા હકદાર છે. એટલે કે બે હીસ્સા ब ને મળશે અને એક હીસ્સો क ને મળસે. जगमोहन हलदर वी० सरोदामइ दासी इ. ला. री. ૨ कल. १४८

खुलासो २—ઉપરના નિયમનું પરિણામ એવું છે કે બંગાળામાં ઓરમાન દીકરા હોય ત્યારે ઓરમાન માને વેહેંચણમાં હીસ્સો બીલકુલ મળતો નથી. दामोदर मीसर वी० सनावती इ. ला. री. ૮ कल. (૫૪૨). બીજું પરિણામ એવું છે કે સગા દીકરાના હિસ્સામાંથી હીસ્સો લેવા હકદાર છે. कालीचर्ण वी० जनोवादासी इ. ला. री. ૪ कल. ૭૫૬; कीस्तोभवीनी वी० आसुतोश इ. ला. री. १३ कल. (૪૧)

द्रष्टांत अ—બંગાળા શાળામાં કોઈએક હિંદુ એક વિધવા ब અને તેનો પુત્ર क તથા બીજી ઓરતના પુત્રનો પુત્र ड મુકી ગુજરી જાયછે. ત્યાર પછી क પોતાની વિધવા फ મુકી ગુજરી જાયછે. फ ને તેણીના ધણીનો હીસ્સો ત્યાંના નિયમ પ્રમાણે વારસામાં મળે છે તે વેહેંચાવવા દાવો કરેછે. તેમાં ઠરાવવામાં આવ્યું કે મરનારની મીલકતમાંથી અર્ધ હીસ્સો ड ને મળે અને ચોથો ચોથો હીસ્સો ब અને फ ને મળે, કેમકે ब તેણીના મરણ પામેલા દીકરાના અર્ધ હિસ્સામાંથી અર્ધ હીસ્સો લેવાને પાત્ર છે. कीस्तोभवीनी वी० आसुतोश इ. ला. री. ૩ कल. ૩૯ (તા૦ ૧૨ મે ૧૮૮૬)

द्रष्टांत ब—બંગાળા શાળામાં એક હિંદુ એક ઓરત અને તેનાથી એક કુંવારી તથા એક પરણેલી દીકરી અને એક પુત્ર મુકી અને બી

જી ઓરત અને તેનાથી બે દીકરા મુકી ગુજરી ગયો. તેમાં એક દીક-રા તરફથી વેહેંચણનો દાવો થયો. તેમાં ઠરાવ્યું કે કુટુંબની મીલકતના છ ભાગ પડે તેમાં એક ભાગનો ચોથો એટલે ચોવીશમો હિસો કુંવારી દીકરીના લગ્ન માટે રહે. બાકીનામાંથી પાંચ ભાગ પાડવા. તેમાંથી બીજી ઓરત અને તેના બે દીકરાને એકેક, અને પેહેલી ઓરત અને તેના દીકરાને એકેક હીસ્સો મળેછે. दामोदर मीसर वी. सेनावती इ. ला. री. ८ कल- ૫૪૦.

પેહેલા દ્રષ્ટાંતમાં આપેલો ઠરાવ આ ઠરાવને અનુસરીને જોડ કરવામાં આવ્યોછે. તોપણ તેનાં પરિણામ એક બીજાને અનુંસરતાં નથી. સદરહુ ઠરાવ પ્રમાણે ત્રણ દીકરાના ત્રણ ભાગ પાડવા જોઈએ, અને પછી એક દીકરાના એક હિસ્સામાંથી બે ભાગ અને બાકીના બે હીસ્સાના ત્રણ હિસ્સા કરવા જોઈએ. એટલે કે આખી મીલકતના અઢાર ભાગ પાડીએ તો એક દીકરાવાળીને ત્રણ ભાગ અને બે દીક-રાવાળીને ચાર ભાગ મળવા જોઈએ. કેમકે ૧૮ના પ્રથમ ત્રણ દીક-રાના ભાગ પાડતાં એક દીકરાને ૬ ભાગ આવે તેમાં ૨ ભાગ પડે એટલે મા દીકરાને ત્રણ ત્રણ આવે. બાકીના બાર ભાગમાં બે દીકરા અને તેમની માનો મળી ત્રણ હીસ્સા પડતાં ચાર ચાર હિસ્સા આવે. આ પ્રમાણે એક માને ત્રણ અને બીજીને ચાર આપવાને બદલે આ ઠરાવમાં સરખા હિસ્સા આપેલાછે, તેટલે દરજે આ ઠરાવો એક બીજાથી જુદા છે. આ ઠરાવ ૩ના કલમના ખુલાસા ૨ માં બતાવેલું પેહેલું પરિણામ મંજુર કરેછે. બીજું પરિણામ મંજુર કરેલું નથી. જો સગો દીકરો હોય તો-જ હિસ્સો લેવા હકદાર ઠરે એ ઉપરથી અવશ્ય કરીને એમ નીકળ-તું નથી કે સગા દીકરા વચ્ચે વહેંચણ કરી એક હિસ્સો આપવો. પેહે-લા દ્રષ્ટાંતનો ઠરાવ (બીજું પરિણામ) સ્વીકારીએ તો બેવડી વહેંચણ કરવી પડેછે. પ્રથમ દીકરા વચ્ચે અને પછી દરેક મા અને તેના દીકરા વચ્ચે જ્યારે સગો દીકરો એકજ હોય ત્યારે સગા દીકરાના ભાગની માના કારણસર બીજી વહેંચણ કેમ થાય એ સમજવું મુસ્કેલ છે. કેમકે મા હિસ્સા માટે દાવો લાવી શકતી નથી ત્યારે બીજી સરત એમ વધારવી જોઈએ કે એકથી વધારે સગા દી-કરા હોય અને તેમની વચ્ચે વેહેંચણ થાય. ત્યારે હકદાર થાયછે. આથી એમ થશે કે સગા અને ઓરમાન ભાઈ વચ્ચે વહેંચણ (પેહેલી) થાય ત્યાં સુધી તે હિસ્સો લેવા હકદાર થતી નથી ત્યાર પછી જો (બીજી) વહેંચણ થાય અથવા (ઓછામાં ઓછું લેતાં) થવા સંભવ હોય તો

તેના દરેક સગા દીકરા જેટલો હિસ્સો મળે. દીકરીનો ચોવીશમો હિસ્સો ગણ્યોછે તે પણ ભુલ છે. કેમકે સવાપાંચ હિસા પાડી ૫ા હીસ્સો એટલે એકવીશમો હિસ્સો આપવો જોઈતો હતો (ચોવીશમાને બદલે). સગી ઓરમાન માનો ભેદ મીતાક્ષરા શાળામાં નથી. સગો દીકરો હોય કે નહોય તોપણ વેહેંચણમાં એક હિસો મળેછે, એટલે કે મીતાક્ષરા પ્રમાણે તો દ્રષ્ટાંત ન માં હિસ્સા પાડયાછે તેજ પ્રમાણે પડશે.

## ટીકા

વિધવાને હિસ્સો મળેછે તે ભરણપોષણના બદલામાંછે. **कीशोरी मोहन घोस** વી. **मणी मोहन घोस** इ. ला. री. ११ कल. १५६ (१६७); **दामोदर** વી. **सेनाबती** इ. ला. री. ८ कल. (५४२-३); **रामापा** વી. **सोथामल** इ. ला. री. २ मद्रा. १८५. દીકરીને મળેછે તે તેના લગ્નના ખર્ચના બદલામાં મળેછે. **दामोदर** વી. **सेनाबती** इ. ला. री. ८ कल. ५४०

૨ જયારે દાયભાગ શાળામાં કોઈ અપુત્ર ગુજરેછે ત્યારે તો તેની વિધવા મઝીઆરો હિસ્સો સહહીસેદાર તરીકે લેછે, જુઓ ૬૫૨ સહહિસેદારની વ્યાખ્યા.

**मी० मेन** કહેછે કે મને ઘણા સારા આધારે ખબર થયા છે કે દીકરા વચ્ચે વહેંચણ થાય ત્યારે મુંબઈ ઈલાકામાં મદ્રાસની રીતે માને હિસો આપવાની રીત નથી. માત્ર ભરણ પોષણ અપાયછે, પણ પંડીતોએ તથા **मी० जस्टीस वेस्टे लक्ष्मण रामचंद्र** વી० **सत्यभामा बाई** ૪૯૪ (૫૦૪) ના કામમાં માનો હિસો દીકરાના હિસા બરાબર હોવાનો વિચાર બતા૦યોછે. **म. पे.** ૪૦૨. **मी० मेन** ને જે ખબર મળયાછે તે ખરા છે ઘણું કરી દીકરાની વેહેંચણમાં મા એક અથવા બીજા ભેગી રહેછે પણ જયારે નોખી રહેવા માગેછે ત્યારે એક હિસો માગેછે તથાપી વહેંચણમાં માને હિસો આપ્યાના દાખલા ઘણા જ થોડા મળશે. તે હક કદાચ શાસ્ત્રમાં હશે પણ વ્યવહારમાં માગણી કરવામાં આવી હોય અને તે મંજુર રહી હોય એવા કવચીતજ દાખલા મળી આવશે પણ તેથી ઉલટું પુરતા ભરણ પોષણ જેટલું મલ્યાના દાખલાઓ મળશે. પણ આનું કારણ તેણીના હકની ખામીનું સમજવાનું નથી, તેની તાબાની સ્થિતીનું છે. એક અપુત્ર સહહિસેદારની વિધવાએ ભરણ પોષણ માટે કરેલા દાવામાં પ્રતિવાદીઓ મરનાર સહહિસેદારનો હિસ્સો આપવાનું કબુલ થતા હતા, તેનું કારણ

એવું હતું કે મઝીઆરી મીલકત તે વખત ઉડી ગઈ હતી આ વાત છેલા વિચારને પુરી આપેછે.

હિસો લેવા કો ણુ હકદાર નથી

**३४८** બતાવેલી ઓરતો શીવાય બીજી ઓરતો ભરણ પોષણ લેવાને હકદાર નથી; તેમજ,

જે નાલાયકી વારસો લેવાને અટકાયત થઈ પડેછે તેજ નાલાયકીઓ વેહેંચણમાં હિસો લેવાને લાયક કરેછે. मीता. २:१०; व्यव. ४:११; ३ व×बु १७९.

આ લાયકી તેમનેજ અસર કરે છે માટે તેમના ઓરસ પુત્ર વારસો લેવાને લાયક હોય તો તેઓ હીસો લેવાને હકદાર છે, મતલબ તેઓ સહહિસેદારની સ્થિતીમાં છે પણ યાદ રાખવાનું છે તેમના પુત્ર સહહીસેદારી બહાર ન હોવા જોઈએ;

द्रष्टांत अ




આમા વેહેંચણ કરનાર પક્ષકાર ड અને ग છે. હવે જો फ નાલાયક હોવાને બદલે क અને फ બંને अ પેહેલાં મરણ પામ્યાં હોત અને ग, अ ની હયાતીમાં નાલાયક થયો હોત તો ह ને હીસો લેવા હક નથી કેમકે તે સહહીસ્સેદારી બહાર જાયછે, बाधनाराग-ण वी. उमरावसींग १३ मु. इ. अ. ५१९. मी. मन કહે છે કે ग જો વેહેંચણ પેહેલાંજ નાલાયક થયો હોત તો ह ને હીસ્સો મળત નહીં. આ તેની ભુલ છે; કેમકે, હીસ્સો લેવા માગનાર સહહીસેદારીમાં હોય તો પછી કાંઈ અડચણ નથી, તેના પોતાનાજ બીજાં લખાણથી તે કહેલું ઉભું રહેતું નથી. એમ તો કબુલ કરેછે કે નાલાયક વાસ્તસ સંપુર્ણ રીતે મરણ પામેલા સહહીસેદારની સ્થિતીમાં છે. વારસો ઉતર્યા પછી કાંઈ સહહીસ્સેદાર મરે તો પછી તેનો હીસો ત્રણ પેઢી સુધી પાછો તેના મરણથી ઉતરેછે. માટે क, फ, અને ग માંથી

બે જણા ભ પેહેલાં મુએલા હોય તોપણ તેમાંનો ત્રીજો ધારો કે, क भ પછી મરે ત્યારે તેનો હીસો તેની ત્રણ પેઢીના વંશજોને ઉતરે છે. તેજરીતે भना મરણ પછી તે ત્રણમાંનો કોઈ નાલાયક થાય ત્યારે પણ તેમજ સમજવું જોઇએ માટે પે. ૪૦૮ માં વેહેંચણ પેહેલાં અને પછી નાલાયક થવા વિશેનું લખાણ તદન નકામું છે. તેની અવેજી વારસો ઉતરવા પેહેલાં અને પછી તેમ જોઇએ. પણ તે વેહેંચણ પ્રકરણ સાથે નીસબત રાખતું નથી.

## ટીકા

વેહેંચણ પછી કોઇ નાલાયક સખસ લાયક થાય તો બાપનો હીસો તેને મળે અને બાપ મુઆ પછી વેહેંચણ થઇ હોય તો બીજાઓ પાસેથી હીસો મેળવે. મી. મેન કહે છે કે વેહેંચણ પછી નાલાયક લાયક થાય કે તેને છોકરો થાય અને બીજા પાસેથી હીસો કઢાવે તો ઘણું સખત થઇ પડે. એતો સ્થાપીત થયું છે કે, વેહેંચણ થયા પછી કોઇ વિધવા યોગ્ય રીતે દત્તક લેછે, ત્યારે જેઓએ તેના ધણીનો હિસો લીધો હોય તેમની પાસેથી તે હિસો એ દત્તક કઢાવી શકેછે (જુઓ पद्माकुमारी वी. ध कोर्ट ओफ वोर्ड इ. ला. री. ८ कल. ३०२) તો પછી આવો સખસ શામાટે ન કઢાવી શકે એ સમજવું મુશકેલ છે. દત્તક છોકરાના કરતા આવો ઔરસ છોકરો કાંઇપણ વધારે ખરાબ સ્થિતીમાં નહી હોવો જોઇએ. હાલ તાજેતર મદ્રાસ હાઈકોર્ટે તેજ પ્રમાણે कृष्णा વી० सामी इ. ला. री. ९ मद्रा. ६४ ના કામમાં ઠરાવ્યું છે. અલ્હાબાદ કોર્ટે તેથી જુદી રીતે ગણ્યું છે. પણ મદ્રાસનો ઠરાવ પાછળનો છે અને તેનાં કારણો વાસ્તવીક છે.

## ભાગ ૨

## વેહેંચવાની મિલકત.

મઝીઆરી મીલકત વહેંચવાને પાત્ર છે.

**૩૪૯** જે જે મીલકત અને મીલકત ઊપરના બોજા બાપ અને દીકરા વચ્ચે ભાઈ અને ભાઈ વચ્ચે; પીત્રાઈ અને પીત્રાઇ વચ્ચે કે બીજા સહહિસ્સેદારો વચ્ચે મઝીઆરા છે તે સર્વે વેહેંચણમાં વેહેંચવાને પાત્ર છે. સ્થાવર જંગમ વચ્ચે કાંઇ ભેદ નથી. **जगमोहनदास** વી. **सर मंगळदास** ઇ. **छा. री. १० मुंब. ५२८; लक्षमण दादा नायक** વી. **रामचंद्र दादा नायक** ઇ. **ला. री. १ मुंब. ५६१**

સ્વભાવિક રીતે અવિભાજ્ય.

**૩૫૦** કાંઈ મીલકત વેહેંચાવવાને પાત્ર છતાં તેના અંદરના ગુણને લીધે કે બીજા કારણથી તે મીલકતના ભાગ પાડવા ઠીક નથી લાગતું તે મીલકત વેહેંચવાને લાયક ગણાતી નથી. કેટલીએક મીલકત તેની જાત જોતાં વેહેંચવાથી તેના સ્વભાવીક ગુણનો નાશ થાય ત્યારે તે વેહેંચવાને લાયક નથી. ૩ બે×બુ ૭૩૦; જેવાકે, (૧) મઝીઆરા ચાલવાના રસ્તા, (૨) તલાવ, (૩) કુવા, (૪) ગૌચર, (૫) વૃતી, (૬) વતન, (૭) યોગ(ધર્મકાર્ય માટે રાખેલી મીલકત જેમકે મુસાફર માટે રાખેલી જગો), (૮) વાપરવાનાં કપડાં, (૯) પુસ્તકો, (૧૦) ઓજાર, (૧૧) ઘરેણાં, (૧૨) વાહન, અને (૧૩) સરસામાન, मीता. १:४: १६—१७ (૧૪) વસવાના ઘર (ને व्यास ઉમેરેછે.)

વાપરવાના કપડાં, પુસ્તક, ઓજાર, ઘરેણાં અને સરસામાનના સંબંધે **मेसा. वेस्ट** તથા बुलर કહેછે કે "એમ સમજવું જોઇએ. કે"
"જયારે એ પદાર્થ સંખ્યાબંધ હોયછે અને કીમતી હોયછે અથવા કુટંબની"
"એજ મીલકત હોયછે ત્યારે તેમની ઘટતી રીતે અથવા તેમનું વેચાણ"
"કરતાં કીંમત આવે તેની વ્યવસ્થા કરવી જોઇએ. ઘરેણા વીશે એમ
"કહેવામાં આવેછે કે ધણીની હયાતીમાં ઓરતના સાધારણ રીતે પ-"
"હેરવાનાં ઘરેણાં તેના મરણ પછી વેહેંણચને લાયક નથી; અને"
"ધણીની હયાતીમાં તેની લેહેચણ થતીજ તથી. પણ એવી સરતે કે",
"બીજા સહહીસેદારને ઠગવાના હેતુથી નહીં આપ્યાં હોય તો." પણ આ વાત સ્ત્રીધન (બક્ષીસ)ને લગતીછે. જો તે યોગ્ય બક્ષીસ કે સ્ત્રીધન તરીકે ગણાય તો પછી તેનો મઝીઆરી મીલકતમાંજ સમાવેશ થતો નથી. જો મઝીઆરી મીલકતમાં સમાવેશ થાય તો વેહેંચાવવાને કશી હરકત નથી.

રહેવાના ઘરના સંબંધે मंगळदेवी वी. दीनानाथ (४ बं. हा. री. ओ. सी. जे. ७१) ના કામમાં સર બા. પીકાક સાહેબે कात्यायनનું વાક્ય બતાવી કહ્યું કે દત્તપુત્ર કુટુંબના ઘરનું વેચાણ કરી તેની દત્તક માનો તેમાં રહેવાનો હક પડાવી શકતો નથી. આ કેસને गौरी वी. चंद्रमणी ई. ला. री. १ अल्हा. २६२ ના કામમાં અનુસરવામાં આવ્યું તે કામમાં ભત્રીજાનો હિસ્સો તેના કરજ માટે હુકમનામાની બજાવણીમાં વેચાણો. તેમાં ઠરાવ્યું કે તેની વિધવા કાકીનો અર્ધમાં રહેવાનો હક છે. એક બીજા કામમાં તાજેતર મુંબઈ હાઈકોર્ટે ઠરાવ્યું કે અવિભક્ત કુટુંબની કોઈ પણ વિધવાનો કુટુંબના રેહેવાના ઘરમાં રેહેવાનો હક છે અને તે કુટુંબના બીજા કોઈ મેંબર ઉપર કરજ માટે થયેલા હુકમનામાની બજાવણીમાં તે ઘર ખરીદ કરનાર સામે એ હક તે વિધવા લાવી શકે છે. पार्वती वी. कीसनसींग मु. हा. प्री. ज. १८८२ पृ. १८३; मलीचंद वी. रखमीणा ई. ला. री. ३ अ-ल्हा. ३५६

પણ આ સિવાય બીજે પ્રસંગે રેહેવાના ઘરની હકની રીતે વેહેંચણ થઈ શકે છે. हळधर मुकरजी वी. रामनाथ मार्श. ३५. તેજ પ્રમાણે બાકી બીજી મીલકત વિશે સમજવું. मे. पे. २९२

સગવડ ભરેલી રીતે નહી વેહેંચાય એવી મીલકતના સંબંધે કલકતા હાઈકોર્ટે राजकुमारी वी. गोपालचंदर ई. ला. री ३ कल. ५१४ ના કામમાં કરેલી ટીકા ધ્યાનમાં લેવા લાયક છે.

તે કામમાં રેહેવાના ઘર, પુજાદલણ અને તેની પાસેની જગા વેહેંચવાનું હુકમનામું થયું હતું. તેની બજાવણીમાં અમીને ત્રણમાંથી બે સહહીસ્સેદારની માગણીથી પુજાદલણ (પુજાનું ઘર) અને પાસેની જગા વેહેંચી નહીં. ત્રીજાએ વાંધો ઊઠાવ્યો અને નીચેની કોરટોએ તે વાંધો રદ કર્યો. તેમાં ઠરાવ્યું કે કોઈ ઘર કોઈ સહહીસેદાર આખું પોતે રાખવા ચાહે તેને તે રાખી લેવાની જોગવાઈ આપ્યા સિવાય તે વેહેંચવાનો કોર્ટ હુકમ કરશે નહીં. તે પ્રસંગે મી० જસ્ટીસ વ્હાઈટે કહ્યું કે "આ કામમાં અમે એમ હુકમ કરવા ધારીએ છીએ કે પુ-"
"જાદલણ, તેની પડખાની ઓરડીઓ અને ફરતી જગા જે કે વેહેંચ્યા"
"વગર રાખીછે તેની કીંમત કરાવવી, અને જે સહહીસેદાર તે ત્યાંગ"
"રાખવા ચાહે તે રાખે અને જે કીમત થાય તેનો વરાડ, જે રા-"
"ખતા નથી તેને આપે. જો તેમાંનો કોઈ એ પ્રમાણે કીમતનો"

"વરાડ આપવાની સરતે રાખે નહીં તો અથવા તે ત્રણમાંથી કોણે રા-"
"ખવું એ વિશે તેમનો મત ન થાય તો પછી તેના ત્રણ હિસ્સા"
"પાડી વેહેંચી આપવું".

આ પ્રસંગે मी. जस्टीस मीतरे કહ્યું કે.

"આ હુકમમાં હું મળતો આવુછું. પણ વિશેષ એમ કહેવા"
"માગુછું કે જે રીતે નીચેની કોર્ટોએ મીલકતની વ્યવસ્થા કરીછે તે"
"રીતે કરવા તેમને પ્રતિબંધ છે, એટલા માટે નહી પણ એ હુકમ"
"વધારે ન્યાયાક છે એટલા માટે તેવો હુકમ કરવા મારો મત થાયછે."
(પૃ. ૫૧૭)

**૩૫૧** કાયદેસર નહીં વેહેંચવા લાયક મીલકતમાં એવી મીલક-
તનો સમાવેશ થાયછે કે જે રાજ્યપ્રકરણી કારણસર કે કુળાચાર સબબ
માત્ર કુટંબના એકજ માણસને ઉતરેછે અને બાકીના સખસો માત્ર ભરણ
પોષણ માટે હકદાર છે; જેવાકે વંશપરંપરાની જાગીરો અને વતનો;
તેમજ રાજનો પ્રકારની જમીનદારી. (૩ વે× ગુ ૭૩૫) પરંતુ યાદ રા-
ખવાનું છે કે તે બધું કુળાચાર સબબજ અવિભાજ્ય હોયછે. चींतामा-
णसींग વી० नवलखो कुमारी ला. री. १ इं अ. २६३. આ વિશે
रिवाज પ્રકરણમાં જુઓ.

મુંબઇ ઈલાકામાં "દેશપાંડે વતન અવિભાજ્યછે. તેવાં વતનમાં
નોકરીની સરત કાઢી નાંખવાથી વેહેંચવા લાયક થતાં નથી. रामराव
વી० यशवंतराव इ. ला. री. १० मुंब. ३२७.

તેમજ દેશમુખી વતન વહેંચવા લાયક નથી મીરાસ અને પટીલકી
વતન વેહેંચવાલાયક છે. गोपाळराव વી० त्रींबकराव इ. ला. री.
१० मुंब. ५९८.

**૩૫૨** અવિભકત કુટંબના કોઈ પણ સખસની જુદી તથા
સ્વાર્જીત મીલકત વેહેંચાવાને પાત્ર નથી. મીતાક્ષરા શાળામાં બાપ
પોતાની જુદી કે સ્વોપાર્જીત મીલકતની અને બંગાળામાં ગમે તે પ્ર-
કારની મીલકતની મરજી માફક વેહેંચણ કરી શકેછે. मे. पे. ४१५

## ટીકા

પણ યાદ રાખવાનું છે કે જો વેહેંચણનો ઠરાવ કરે પણ હિસ્સા
કરી જુદા પુત્રોને સોંપે નહી તો તે ઠરાવ તેના મરણ પછી અમલમાં
આવે નહીં. કેમકે હિસ્સા જુદા કરી સોંપવાનું કાર્ય બક્ષીસના દરજ્જે-

જ ગણવામાં આવેછે, માટે જો કબજો ન સોંપે તો બક્ષીસ ગણાતી નથી. ઓછું વતું આપવાનો ઠરાવ કરવો એ વેહેંચણ નથી. ત્યારે તો બધાની સંમતી હોય અથવા કબજા સોંપવાથીજ તે મંજુર રહેછે. मे. पे. ૪૧૫

મીલકત ઉપરના બોજા.

**૩૫૩** વેહેંચાવવાને પાત્ર હોય એવી મીલકતની વેહેંચણ કરતાં પેહેલાં એગ નકી કરવાનું છે કે મઝીઆરા કુટંબ ઉપર કરજ, ભરણપોષણ અને તેવા બીજા બોજા શું છે. તે નકી કરી તેને માટે પ્રથમ જોગવાઈ કર્યા પછી બાકીની મીલકત વેહેંચવી જોઇએ તેમજ કોઈ સહહીસ્સેદારે તેના ખાનગી કામ માટે ઉપાડ કીધો હોય તેને તેટલું ઓછું આપવું જોઈએ અને જેની પાસેથી કાંઈ રકમ (એકલાની માલેકીની) લીધી હોય અથવા મઝીઆરી મીલકત અર્થે વપરાણી હોય તેને તેટલું વિશેષ મળવું જોઈએ. लक्षमण दादा नायक वी० रामचंद्र दादा नायक इ. ला. रो. १ मुंब. ५६१; मुतुसामी वी० सुबरामनीय १ म. हा. ३०९

મઝીઆરાં કામ કયાં તે વીશે મીલકત પ્રકરણમાં ક. ૧૪૬ ની ટીકામાં બતાવ્યું છે. તેમાં, अभयचंद्र वी० प्यारीमोहन ५ बं ला. री. ३४७—९ તથા श्रीमती सुरजुमणी वी० दीनोबंधु ६ मु. इ. अ. ५४० ના કેસની હકીકત આપીછે તે જુઓ.

---

## अंक २

## વેહેંચણ કરવાની રીત.

એકજ સખસ પોતાનો હિસ્સો જુદો કઢાવી શકે

**૩૫૪** જેઓને પોતાના હિસ્સા માટે દાવો લાવવા હક છે તે માંનો કોઈ एकज પોતાનો હિસ્સો અલગ કઢાવવાનો દાવો લાવી શકે છે फुलचंद वी० मानसींग इ. ला. रो. ४ अल्हा ३१२; जगमोहनदास वी० सरमंगळदास ६. ला. री. १० मु. ५२८

આ પાછલા કેસમાં ઠરાવ્યું કે વડીલોપાર્જીત જંગમ તથા સ્થાવર મીલકત ગમે તો પછી તે પુત્રના જન્મ પેહેલાં મેળવી હોય કે જન્મ પછી મેળવી હોય તે બધી મીલકત (दावानी तारीख होय ते सघळी)માંથી પોતાનો હીસ્સો કઢાવવાનો હક છે.

વેહેંચણમાં બધા હિસ્સેદારોને સામેલ રહેવાનો હક.

**૧૫૫** જ્યારે વેહેંચણ કુટુંબના થોડા એકજ સખસો વચ્ચે થવાની હોય ત્યારે પણ બધા સહહિસ્સેદારોને સામેલ રાખવા જોઇએ.

જ્યારે વેહેંચણ કોર્ટથી કરાવવી હોય ત્યારે પણ તમામ સહહિસ્સેદારને વાદી અથવા પ્રતીવાદી તરીકે લાવવા જોઇએ. नरसिंहवी० रामचंद्र १ मद्रा. फे.५१; पेहेलाधसींग वी० मु. लछमनवंती १२ वी. री. १५६; रखमाजी वी० मातीआ रांणुजी मु. हा.प्री. ज. ૧૮૭૮ પૃ. ૧૮૮

**खुलासो**—એક સહહીસેદારનો મઝીઆરો હીસો ખરીદ કરનાર તે હિસ્સાની વેહેંચણ કરાવવાનો દાવો લાવે ત્યારે પણ બધાને પક્ષકાર કરવા જોઇએ. सीताराम चंद्रशीखर वी० सीताराम अधाजी मु. हा. प्री. ज. ૧૮૭૭ પ્ર. ૧૪૦

## ટીકા

આ નિયમનું કારણ એવું છે કે એકાદ સખસ જુદો થવાનો હોય તોપણ તેનો હીસ્સે જુદો પડવાથી બીજાના હીસા ઉપર અસર થાયછે. આવો વાંધો રીતનો નથી. मे. पे. ४१६

સગીર સહહિસ્સેદાર હોય ત્યારે વેહેંચણ

**૧૫૬** જ્યારે કોઈ સહહિસેદાર વેહેંચણ વખત સગીર હોય ત્યારે મુંબઈ અને મદ્રાસ હાઇકોર્ટના અભિપ્રાય મુજબ તેમના વાલીને સામેલ રાખવો જોઇએ. नक्काया वी० बलामल २ म. हा. १८२; लक्ष्मीबाइ वी० गणपत मोरोबा ५ मु. हा. ओ. सीं. जे. (११८) पण,

प्रो. वेस्ट તથા बुलर કહેછે કે આ નિયમને ધર્મશાસ્ત્ર તરફથી ટેકો મળે તો ઘણી સગવડવાળી વાત થાય. મુલ ગ્રંથો ઉપરથી માત્ર એટલુંજ નીકળેછે કે:—

"વેહેંચણમાં સગીરના હીતની પુરતી સંભાળ રાખવી જોઇએ અને જરૂર પડે તો રાજ સત્તાએ તેનું હીત જાળવવું જોઇએ. તેની (સગીરની) સ્થિતિ ભાગી ગયેલા અથવા ગેરહાજર સખસોના જેવી છે."

જો વેહેંચણ બીજી રીતે યોગ્ય હોય તો તેની વતી તેનો વાલી વેહેંચણમાં સામેલ નહીં હોવાની વાત તે વેહેંચણ રદ કરવાને માટે કાંઇ કારણ નથી. मु. वेन्नंबसी. वी० द्वारकामाथ १० वी. री. ૧૭૨; कंदासामी वी. दारासामी इ. ला. री. २ मद्रा. ३१२

જ્યારે તે પુખ્ત વયે પોહોચે ત્યારે તે વેહેંચણ ગેરકાયદેસર કે દગા ભરેલી રીતે થયાનું બતાવી શકે તો તે રદ કરાવવાને માટે અરજ કરી શકેછે. नल्लापा वी० बल्लामल २ म. हा. १८२

તેમજ તે પોતાની ગેરહાજરીમાં કરેલી વેહેંચણ બરાબર છે કે કેમ તે જોવા તપાસવાને કાંઇ સાધન ન હોય એવી અયોગ્ય રીતે થઇ હોય ત્યારે પણ તે રદ કરાવી શકેછે. कालीशंकर वी० दीनेन्द्रो १३ वी. री. ९८

**२९७** ગેરહાજર શખ્સ સગીરનીજ સ્થિતીમાં છે, માટે તેની ગેરહાજરીમાં વેહેંચણ થઇ શકેછે. તે પાછો આવતાં સુધી તેનો હિસો તેની વતી સંભાળી રાખવાનો બોજો વેહેંચણ કરનાર ઉપર આવી પડેછે; તેમજ તે યોગ્ય રીતે વેહેંચણ થઇછે એમ બતાવવાનો બોજો પણ તેમના ઉપર આવી પડેછે; २ स्ट्रे. हिं. ला. २४१.

કોઇ હિસ્સેદારની ગેરહાજરીમાં વેહેંચણ.

**खुलासो**—કોઇ સહહિસ્સેદારની ગેરહાજરીમાં થયેલી વેહેંચણમાં તેને ભાગ આવેલો હિસ્સો તેના સાત પેઢીના વંશજોને મળી શકેછે. પણ આ બાબતનો નિર્ણય હવે હિંદુસ્થાનના મુદ્દતના ધારાના પરિશીષ્ટ २ ની કલમ १२३, १२७ અને १४४ પ્રમાણે થશે. १२७ પ્રમાણે હિસ્સામાંથી બાતલ થયાની જાણ થયા પછી બાર વર્ષમાં હિસ્સો મેળવવા દાવો થઇ શકેછે. १२३ મુજબ વસીઅતનામાથી હિસ્સો મળવાનો હોય ત્યારે હિસ્સો આપવાનો કે સ્વાધીન કરવાનો થાય ત્યારથી १२ વર્ષમાં ફરીઆદ થઇ શકેછે.

**२९८** જ્યારે ઘરમેળે વેહેંચણ થતી હોય ત્યારે મઝીઆરી બધી મીલકત વેહેંચણમાં લાવવાની જરૂર નથી. पत्नी वी० रायमनो ३८ ५ स. दी. ३४९; आत्माराम वी. माधवराव मु. हा. प्री. स. १८८० पृ. ३१.

કોર્ટ બાહારની વેહેંચણ થોડે ભાગે થાય.

## ટીકા.

જ્યારે થોડે ભાગે વહેંચણ થાય ત્યારે વેહેંચાયલી અને નહીં વેહેંચાયલી મીલકતના સંબંધે પક્ષકારોના વારસાના અને વ્યવસ્થાના હક જુદા જુદા છે. मकुनदास वी० गणपतराव पेरी. ओ. के. १४३; देवनप्रसाद वी. मु. राधाबीबी ४ मु. इ. अ. १३७; रामचाद वी. कोर्ट सुरीभान मु. स. प्री. स. १८७३ ना नं. ३५

**૩૫૯** કોર્ટ મારફત વેહેંચણ કરાવવી હોય ત્યારે ભઝીઆરી તમામ મીલકત દાવામાં લાવવી જોઈએ. થોડી મીલકતની વેહેંચણનો દાવો ચાલી શકે નહીં. **नानाभाइ** वी० **नाथाभाइ** ७ मु. हा. ए. सी. ज. ४७; **जैताराम** वी० **बाइ गंगा** ८ मु.हा.ए.सी.२२८, **बीनक दीक्षीत** वी० **नारायण दीक्षीत** ११ मुं.हा.५८; **कुवर हरनैनराय** वी० **सुंदरदास** ई.ला.री.११ कल.२९६; **रतनगणी** वी० **मनोमोहन** १३ वी. री. ३३३.

**खुलासो**—કાંઈ દેણાની કે બીજી જવાબદારીની વેહેંચણ નહી થઇ અને એકનેજ તે જવાબદારી ઉઠાવવી પડે તો તેનો હિસ્સો લેવા તે બીજા ઉપર દાવો લાવી શકેછે **रामचंद्र** वी० **साथाबाइ** ४ मु. हा. ए. सी. ७३

**अपवाद** १—જો કાંઈ ભઝીઆરી મીલકત બીજી કોર્ટની હકુમતમાં હોય ત્યારે તે ભાગને માટે તે બીજી કોર્ટમાં બીજો દાવો લાવી શકાય **लछमनराव** वी० **तेरीमलराव** ४ मद्रा. ज्यु. २४१; **सुबाराव** वी० **रामराव** ३ म. हा. ३७६

वेहेंचणुना दावामां तमाम मीलकत वेहेंचाववा मागवी जोईए.

**अपवाद** २—અથવા જ્યારે ભઝીઆરી મીલકત કે કાંઈ ભાગની વહેંચણ થઈ શકે તેમ નહોય ત્યારે તે ભાગનો પાછળથી બીજો દાવો લાવી શકાયછે. **नारायण** वी० **पांडुरंग** १२ मु. हा. १४८. **बालकृष्ण** वी० **हरीशंकर** ८ मु. हा. ए. सी. ज. ६४.

**द्रष्टांत अ**—વાદીએ પ્રતીવાદી ઉપર તેમના કબજાની જમીન વેહેંચાવવા દાવો કર્યો. તેમાં ગીરોદારના કબજાની જમીન એ દાવામાં લાવવાનું રહેવા દીધું. તે જમીન પ્રતિવાદીએ પાછળથી છોડાવી. તે વેહેંચાવવા વાદીએ બીજો દાવો કર્યો. તેમાં ઠરાવ્યું કે બીજો દાવો લાવી શકાયછે, કેમકે તે જમીન પ્રથમના દાવા વખત પ્રતીવાદીના કબજે નહીં હતી. **बालकृष्ण** वी० **हरीशंकर** ८ मु. हा. ए. सी. ६४

**द्रस्टांत ब**—પ્રથમના દાવા વખત ઘરેણે હતી તે છોડાવી નં. ૧ ના પ્રતીવાદીએ નં. ૨ ના પ્રતીવાદીને ત્યાં ઘરેણે મુકી. ત્યારે વાદીએ તે છોડાવવા દાવો કર્યો તેમાં ઠરાવ્યું કે બીજો દાવો ચાલી શકેછે. **नारायण** वी० **पांडुरंग** १२ मु. हा. १४३

खुलासो १—कुवर हसमतराय वी० सुंदरदास इ. ला. रीं. ११ कल. ३९९ ना काममां जस्टीस मीतरे कहयुं के "जो आ दावाने वेहेंचणनो दावो गणवामां आवे तो ते सामे एवो वांधो छे के मझीआरी बधी मीलकत सामेल करवामां आवी नथी. ए वांधो कांई बाधीकीनो नथी."

खुलासो २—ज्यारे कांइ मझीआरी मीलकत छुपाववामां आवी होय त्यारे बाकीनी मीलकतनो दावो लावी शकाय अने छुपावेली मीलकतनी जाण थाय त्यारे तेनो बीजो दावो लावी शकायछे. चंद्रभट वी. वेंकटेश १० मु. हा. (१५८—९)

दृष्टांत क—भरणपोशणने माटे हकदार होय एवी विधवा भरण पोषण माटे जवाबदार होय तेमांना एक अथवा वधारे उपर दावो करी शकेछे. तेना भरणपोषणनी वेहेंचण वखत गोठवण न करी होय तेथी एकाद के वधारे उपर दावो लावे त्यारे तेनो इलाज ए छे के बाकीना सहहीस्सेदार उपर ए रकमनो हीस्सो (वराड) लेवा दावो करवो. रामचंद्र वा० सावीत्रीबाइ ४ मु. हा. अ. सी. ७३;

आ द्रष्टांत अपवाद ने विशेनुं छे.

१५९ ख ज्यारे कोई सहहीस्सेदार मझीआरी मीलकतनो कांइ हीस्सो लेवा दावो करे त्यारे ते मीलकतना संबंधे तेनी पासे बीजानुं लेणुं होय ते मुदत बाहार गयुं होय तोपण ते आप्या शीवाय पोतानो हिसो लइ शकतो नथी माटे तेटली रकम तेना हीस्सानी उपजमांथी कापी लइ बाकी तेने मळी शकेछे. लोकनाथ मुलीक वी. उदयचर्ण मुलीक इ. ला. री. ७ कल. १४४. मझीआरां बीजा देणां होय त्यारे पण तेनो हिसो आपीने लइ शकायछे.

हिस्सो लेवाना दावामां देणानो बोजो

१५९ ग ज्यारे कांई मीलकतनी जात जोतां ते मीलकतने नुकशान पोहोंच्या वगर तेना कटका थई शके तेम न होय त्यारे तेनी कीमत करावची जोइए अने ते एकाद राखे अने बीजाने ते कींमतनो हिसो अपाववो जोइए राजकुमारीदासी वी० गोपाळचंदर बोस इ. ला. री. ३ कल. ५१४

मीलकत वेहेचवानी सरत

१५९ क मझीआरी जमीन उपर एक सहहीस्सेदारे पोता

एकना कबजा

માં મઝીઆરી જમીન ઉપર વે. હેચણમાં તેનો હક,

રના ગ્રંજ પૈસાથી ઘર બાંધ્યું હોય ત્યારે બીજા સહહીસ્સેદાર તે જમીનની कीमतनो વરાડ માગી શકેછે. ૨ મૅક. ૧૫૨; वाठोबा વી० हरीबा ६ मु. हा. ओ. सी. ५४

કોઈ જમીન કે ઘર બીજાની સંમતીથી લાબા વખત એકનાજ કબજામાં રહે ત્યારે વેહેંચણમાં તેના હિસ્સા પેટે તે ઘર રાખવા તેનો હક થાયછે. બીજાને તેની કીમતનો વરાડ મળે. આ હકનો, એ હિસ્સેદારનો ભાડુત પણ અમલ કરાવવા માગી શકે છે. सांती राप વી० मीचकबाबा १० बी. री. १८९

૩૫૯ ब બાપ જયારે પોતાની સ્વોપાર્જીત મીલકતની વેહેંચણ કરે ત્યારે તે મ હીસ્સા રાખી શકે છે बदरीराय વી० भगवतनारायण इ. ला. री. ८ कल. (१५३); બક્ષીસ તરીકે અથવા બધા પુત્રોની સંમતીથી ગમે તે રીતે વેહેંચી શકે છે પણ હીસ્સા પાડી સોંપે નહીં અથવા સંમતી ન હોય ત્યારે દીકરાઓ વચ્ચે ઓછી અદકી આપવાનો ઠરાવ કરે તો તે કાયમ રહે નહીં. તેમજ સરતોથી દાયભાગ શાળામાં બાપ વડીલોપાર્જીત મીલકતની પણ વેહેંચણ ગમે તે રીતે કરી શકેછે મે. पे. ४१५

૩૫૯ फ મઝીઆરી ઉધરાણીના હીસાના બદલામાં તે ઉઘરાણી જાણેકે વસુલ થઈને પ્રતીવાદીનાજ હાથમાં હોય એવી રીતે પ્રતીવાદી પાસેથી કોરટે વાદીનેરોકડ રકમ અપાવવી નહીં જોઇએ, અને ઉઘરાણીના બદલામાં રોકડ રકમ આપવા કોઈ સહહીસ્સેદારની ફરજ નથી માટેવાદીને અપાવેલી રકમ ઉપર વ્યાજ નહીં અપાવવું જોઈએ. लक्ष्मण दादा नायक વી० रामचंद्र दादा नायक इ. ला. री. १ मुंब. ५६१

"પરસ્પર એમ ઠરાવ કરેછે કે મીલકત હવે પછી અમુક બતાવેલા
"હિસ્સે દરેકે ભોગવવી ત્યારે તે મીલકતનું અવિભકત માલેકીનું અને
"મઝીઆરા ભોગવટાનું સ્વરૂપ ખેંચી લેવામાં આવેછે; અને ત્યાર"
"થી તે મીલકતના મુકરર બતાવેલા હિસ્સાનો દરેક જુદો જુદો મા-"
"લેક થાયછે. તે હિસ્સો જોકે જુદો પડયો નથી તોપણ તે હિસ્સો"
"જુદો રાખવાનો તથા ભોગવવાનો તે વાજબી રીતે દાવો કરી શકે."

**आलाबाद** वी. **हाजी मैहबुब**ના કામમાં મુંબઈ હાઈ કોર્ટે કહ્યું કે.—

"હક રદ્દુથી મઝીઆરી મીલકતના હિસ્સા નોખા ન પાડયા હોય "ત્યારે મઝીઆરી મીલકતનો અમુક બતાવેલો હિસ્સો દરેક હિસ્સેદારે હવે પછી ભોગવવો એવો ઠરાવ, વેહેંચણનું કાર્ય સંપુર્ણ ગણાવવાને માટે જોઈએ". (પૃ. ૧૨૧).

*વેહેંચણનું હુકમનામું.*

**૩૬૧** જ્યારે અમુક તારીખથી જુદા ઠરાવ્યા વિશે હુકમનામું થાય, ત્યારે તે તારીખથી તે હુકમનામાના પક્ષકારો વિભકત ગણાયછે. **जयनारायणगीरी** वी० **मीरुचंदर मीती**. बा. री. ५ इ. अ. २२८; **चीदमबरम** वी० **गौरी नचीआर** बा. री. ६ इ. अ. १७७.

**खुलासो**—સહાહસ્સેદાર વેહેંચણ માટે દાવો કરી ગુજરી જાય તેથી કરી મઝીઆરો હિસો તેની વિધવાને ઉતરતો નથી. **भगाजी** वी. **भगाबउ**. १८६५ ના સે. अ. नं. ६४१

ટીકા.

આ નિયમનો આધાર પણ **अपोवीश्वर** वी० **रामासुभा** ११ मु. इ. अ. ७५ ના કેસમાં બતાવેલા વીચાર ઉપર છે. **नारायण गीरी** ના કેસમાં પ્રીવી કાઉન્સાલે ફરમાવ્યું કે "અમને એમ જણાયછે કે "જે હુકમનામુ વાંચવામાં આવ્યું તે હુકમનામું **शीवप्रसादगीरी** ને." "તેના દાદાની મીલકતનો અર્ધ હીસ્સો અપાવેછે. સ્થાવર મીલકતના" "આઠ આનાના કબજાની તેણે માગણી કરી હતી તે હીસ્સાનો કબજો" "તેને આપવા ઠરાવેછે. કહેવાયલી વેહેંચણની તારીખથી તેને દરમી-" "યાન ઉપજ અપાવેછે; એટલે કે જયારથી જે ઘરમાં તેના પીત્રાઈ સાથે" "વાદી રહેતો હતો તે ઘર તેણે છોડયું ત્યારથી દરમીઆન ઉપજ" "અપાવેછે. તે પ્રમાણે હોવાથી અમારો અભીપ્રાય એવો છે કે દાવો" "જોકે ખરી રીતે વેહેંચણને માટે નથી તોપણ હુકમનામું મઝીઆરા

"હકની વેહેંચણ કરેછે, અને અપોવોશિર વી० रामा सुब्बाના કેસમાં "બતાવેલા નીયમ પ્રમાણે મઝીઆરી માલેકીનો નાશ કરવાને તે હુ-" "કમનામું બસ છે." (પૃ. ૨૩૨)

ત્યાર પછી चीदम्बरम वी० पेरी नचीअरના કામમાં પ્રીવી કાં-ઉન્સીલે કહ્યું કે—

"આ કારણોથી અમારો અભીપ્રાય એવો છે કે તા० ૨૪ ઓ-"
"ગષ્ટ ૧૮૭૧ ના રોજનો ફેંસલો એવો ઠરાવ કરનારૂં હુકમનામું છે કે"
"મઝીઆરી મીલકતની બે બાજુ વેહેંચણ કરવી અને જો પ્રથમ જુ-"
"દારો ન થયો હોય તો તે તારીખથી મીલકતના સબંધે બે ભાઈઓ"
"જુદા ગણાય માટે જો કે ખરેખરી રીતે મીલકતના હિસ્સા પડયા નથી"
"તોપણ अपोवोशिर वी० रामसुब्बा ના કામમાં આપેલા નીયમ તળે"
"આ કેસ દાખલ થાયછે." (પૃ. ૨૮૩)

ત્યાર પછી કલકત્તા હાઈકોર્ટે सेठ प्रतापसींग वी० चपाकाली-कुंवर इ. ला. रि. १२ कल, ९६ ના કામમાં કહ્યું કે.—

"આ બધા આધારો ઉપરથી એવો નીયમ મુકરર થયાનું અમને"
"જણાયછે કે જુદારા અને વહેંચણ માટેનો કરાર અથવા હુકમનામું"
"જો તેની શરતો ઉપરથી અત્યારથી હક હીસ્સાના ભાગ પાડવાની ગ-"
"ણાવણી કરતું હોય તો તે વખતથી મઝીઆરના હક જુદા પાડયા ખરા-"
"બર તેની અસર છે, ફકત હદકુદકી હિસ્સા પાડવાનું અને તેનો જુદો જુદો"
"ભોગવટો લેવાનું તે કરાર કે હુકમનામાનો અમલ થતાં સુધી મુલ-"
"તવી રહ્યું હોય તેની ચીંતા નહી." (પૃ. ૧૦૨)

મદ્રાસ હાઈકોરટે વિરોધ એમ ઠરાવ્યું છે કે આવા હુકમનામું થ-વાથી કોઈ હિસ્સેદાર વિભક્ત ગણાતાં તેનો હિસ્સો તેની ઓરતને ઉતરશે નહી. પણ તે વિચાર ઉપરના ચુકાદાથી રદ થયો સમજવો. અલબત જો હુકમનામું પોતેંજ વેહેંચણ ન કરતું હોય પણ માત્ર વે-હેંચવાનો હક છે એટલોજ ઠરાવ કરતું હોય તો એક બીજી વાત છે. बाबा जी वी० कासीबाइ इ. ला. री. ४ मुंब, १५७ ના કામમાં વેહેંચ-ણ માટેના હુકમનામાનો અર્થ તે હુકમનામું બને ત્યારે વેહેંચણ થવા-નો હેતુ છે એમ ગણવામાં આવ્યું હતું.

ગર્ભિત વેહેંચણ.

**૬૬૨** જ્યારે કોઈ સહહિસ્સેદાર મઝીઆરી મીલકતના હિ-સ્સામાંથી પોતે બાતલ થયાનું जाण्या पछी બાર વર્ષ સુધી દાવો લા-

વે નહીં, ત્યારે હિસ્સો લેવાનો તેનો હક સાવ ઉડી જાયછે. અને ૧૮૭૭ ના આક્ટ ૧૫ ની કલમ ૧૮ અને તેના પારશીષ્ટની કલમ ૧૨૭.

ટીકા

મુદતના ધારા પ્રમાણે અમુક વખતથી અમુક મુદત સુધીના જુદા જુદા કબજા ઉપરથી વેહેંચણનું અનુમાન આ કલમ પ્રમાણે થાયછે. ત્યારે તે અનુમાન પુરાવાથી તોડી શકાતું નથી. પણ એટલું તો યાદ રાખવાનું છે કે કોઈ માણસ ગેરહાજર હોય અને પાં- સેથી વેહેંચણ થાય તેમાં તેના હિસ્સો તેને માટે રાખવામાં ન આવે ત્યારથી તેના વિરૂધ સદરહુ મુદત શરૂ થતી નથી. વેહેંચણ થયાની વાત અને વેહેંચણમાં હિસ્સામાંથી બાતલ થયાની વાત તેના જા- ણવામાં આવે ત્યારથી એ બાર વર્ષની મુદત ગણાયછે.

વેહેંચણનું અ- નુમાન.

૩૬૭ વેહેંચણનું અનુમાન નીચેની ચાર પ્રસંગે થાયછે.

(૧) જુદા જુદા હિસ્સાના કબજા ઉપરથી; वीनायक लक्षमण वी. चीमनाजाइ मु हा.री.ज. १८७७ પૃ. ૧૭૦; सोमन गौडा वा० भारमन गौडा १ मु. हा ४૩; पेमराज वा० नारायण इ. ला. री. ६ मु. २१५.

(૨) જુદું જુદું ખાવા પીવા ઉપરથી.

(૩) ભઝીઆરો ન હોય એવી રીતના કત્યો કરવાં, જેમકે એક બીજા સાથે વેપાર કરવો, એક બીજાને ધીર ધાર કરવી, પરસ્પર જા- મીનો લેવી દેવી, એક બીજાને માટે જમાન થવું, ત્રાહીત સાથે જુ- દા જુદા વેપાર કરવો; અને

(૪) ધર્મક્રિયા જુદી જુદી કરવી.

આમાંની દરેક વાત વેહેંચણનું અનુમાન કરવાને બસ છે, એટલે કે વેહેંચણનો સારો પુરાવોછે. પણ તે નિર્ણયકારક નથી. તેનું પરિણામ એટલું છે કે ભઝીઆરો હોવાનું કહેતો હોય તેનાઉપર તે વા- તના પુરાવાનો બોજો આવી પડેછે. आणंदी कुवर वा० अदुला- क १४ मु. इ. अ. ४१२.

તેમાં પણ ધર્મ ક્રિયા જુદી જુદી કરવી એ બીજી ત્રણ વાતો ક- રતાં ઉતરતો પુરાવો છે

दृष्टांत अ भागीरथीबाइ वी० सदाशिव म. हा. प्री. ज. १८८० पृ. १२१ ના કામમાં ઠરાવ્યું કે ત્રણ ભાઈઓ જુદી જુદી જગ્યાએ વકીલાત કરેછે તે ઉપરથી મઝીઆરો હોવા વિરૂધ પ્રથમ દર્શનીય અનુમાન થાય છે.

दृष्टांत ब वेंकम्मा वी० नारायणના કામમાં મદ્રાસ હાઈકોર્ટે ઠરાવ્યું કે જુદો વેહેપાર કરવો અને જુદું કમાવું એ વાતો વેહેંચણનો પુરાવો થતો નથી. ह. का. री. २ मद्रा. १५;

दृष्टांत क કુટુંબની સગવડ માટે મીલકતનો જુદા જુદા ભોગવટો લેવાથી વેહેંચણ થતી નથી. मु. जसोदा कुवर वी. गौरी बैज नाथ ६ वी. री. १४४; તોપણ તે વાત વેહેંચણનો પુરાવો થ-ઈ પડશે.

दृष्टांत ड તેમજ नायक लक्षमण वी० चीमनाबाइ मु. हा. प्री. ज. १८७७ પૃ. १७० અને બીજા કામોમાં ઠરાવ્યું છે કે બધાની સગવડ માટે મઝીઆરી મીલકતની ઉપજ મુકરર કરેલા હિસાના બદલામાં ભોગવી એ વાત વેહેંચણનો નિર્ણયકારક પુરાવો નથી, પણ યાદ રાખવું કે એ પ્રમાણે છતાં મઝીઆરો હોવાનું કહેતો હોય તેણે મઝીઆરાની વાત સાબીત કરવી જોઈએ. એ પ્રમાણે મઝીઆરી વાત અથવા માત્ર કુટુંબની सगवडनी खातरज ઉપરી ગોઠવણ થયાની વાત સાબીત ન થાય તો પછી સાફ જીભથી કહેવું બસ થશે નહીં, અને ત્યારે પ્રથમ વેહેંચણનું જે અનુમાન હતું તે નિર્ણયકારક પુરાવો થાયછે. राणी वी० पार्थसार्थी.

खुलासो—मोरो वी० गणेश १० मु. हा. ४४४ ના કામમાં મુંબાઈ હાઈકોર્ટે કહ્યું કે—

“ખુલી કબુલાતથી વેહેંચણ થાય તેવીજ રીતે गर्भीत कबुला-યતથી ધીરે ધીરે દરેક હિસાનું જુદાપણું થતું જાય”

दृष्टांत अ જ્યારે થોડે ભાગે વેહેંચણ થયાનું કબુલ કરવામાં આવે ત્યારે અનુમાન એવું છે કે બધી મીલકતની વેહેંચણ થઈ ગઈ છે, અને કોઈ ભાગ પ્રથમની વેહેંચણ વખત વેહેંચાયો નથી અથવા કપટ કે ચુકના કારણથી મઝીઆરો રહ્યો છે એમ કહેતો હોય તેના ઉપર તે સાબીત કરવાનો બોજો છે. नारायण बाबाजी वी० ना-

ना मनोहर ७ मु. हा. ए. सा. १५३; माहली वी० बस्विनाथ मु. हा. पी. ज. १८७७ पृ. २४७

**૩૬૩ લ** જ્યારે જુદા થયા પછી સંસૃષ્ટી થયાનું કહેતો હોય ત્યારે ફરી મઝીઆરો કરવાના ઇરાદાથી ભેળા થયાનું કહેતો હોય તેના ઉપર તે વાત સાબીત કરવાનો બોજો છે. प्राणकीशन वी० मथुरा मोहन १० मु. इ. अ. ४०३

**૩૬૩ ક** વાદી પ્રતીવાદી મઝીઆરા કુટુંબના એક વખત મેંબરો હોય અને કાંઈ મઝીઆરા પૈસાથી ખરીદ કરેલી કાંઈ મઝીઆરી મીલકત હોય ત્યારે તે મીલકતનો વેહેંચણમાં આવેલો હિસો છુટી ગયા સબબ પાછો લેવાના દાવામાં અનુમાન એવું છે કે વાદીઓ મુદતના ધારાએ ઠરાવેલી મુદતની અંદર તે મીલકતના તેમના હિસ્સાના કબજામાં હતા. देवेंदर नाथ वी० केशवलाल १ ला. री. १०

---

## अंक ५

## વહેંચણનું રકીઆમ.

હિસ્સાના સરખાપણાની ખામીથી ફરી વેહેંચણ થાય નહીં

**૩૬૪** જ્યારે કોઈ મઝીઆરી મીલકત કે તેના ભાગની વહેંચણ ખુલી કે ગર્ભીત રીતે થયાનું સાબીત કે અનુમાન થાય ત્યારે હીસ્સામાં સરખાપણાની ખામી ફરી વહેંચણ કરવાને માટે કાંઈ કારણ થઈ પડતી નથી. माहाराजा इंतनारायणसींग वी० बाबु मोहननारायणसींग ७ मु. इ. अ. ३११; मोरो वी० गणेश १० मु. हा. ४४४ તે કામમાં मी. नानाभाइ हरीदासे કહ્યું કે

"જો વહેંચણ થયાનું સાબીત થાય તો પક્ષકારના કબજા માંહેના"
"હિસ્સા સરખા નહોય એ વાત તદન નિરૂપયોગીછે. તે વેહેંચણ આખર"
"નીછે અને કપટ કે ભુલના કારણ શિવાય તે ફરી ખોલી શકાતી નથી".

**૩૬૫** જ્યારે કપટ કે ભુલના કારણથી મઝીઆરી મીલકતનો કાંઈ ભાગ અલગ રાખવામાં આવ્યો હોય ત્યારે પણ એમ સમજવાનું નથી કે વેહેંચાયેલા ભાગની ફરી વેહેંચણ કરવી જોઇએ જે ભાગ કપટથી કે ભુલથી અલગ રહ્યો હોય તેટલાજ ભાગની વેહેંચણ થઇ શકે. मीता. १:९:१-२; लछमनसींग वी. सनवलसींग ६ ला री. १ अल्हा. (५४३)

अपवाद—પણ જ્યારે વેહેંચણની યોજના આખી દગા ભરેલી હોય ત્યારે આખી વેહેંચણ ફરી ઉઘાડી શકાયછે. मोरो वी० गणेश १० . हा. ४४४; પણ જો પોતાના હક સામે તે પ્રમાણે થયું છે એમ સંપુર્ણ જાણીને સ્વીકારે તો ફરી વેહેંચણ કરવાની માગણી થઇ શકે નહીં. मोरो वी० गणेश १० मु. हा. ४४४

खुलासो—પ્રથમની વહેંચણમાં કાંઇ ભાગ વહેંચાયા વગર રહ્યો હતો એમ સાબીત કરવાનો બોજો તેમ કહેનાર ઉપર છે. नारायण वी. नानामनोहर ७ मु. हा. ए. सी. जे. १५३; पारवती वी० बाइब. नाथ मु. हा. प्री. अ. १८७७ पृ. ९४७

दृष्टांत...खुशालभाइ वी० कामाद . हा. प्री. अ. १८८१ पृ. १३१ ના કામમાં ભાઇઓ સહહીસેદારો એક બીજા સહહીસ્સેદારની સાથે ગેરવ્યાજબી રીતે વર્ત્યા હતા. તે પ્રસંગે વહેંચણ રદ કરવામાં આવી.

३६७ अ એકવાર જુદા થયા પછી સહહીસેદારો સંસૃષ્ટી થાય તો ફરી વહેંચણ કરવાને ઉપરના કોઇ નીયમથી પ્રતિબંધ થાયછે એમ સમજવાનું નથી. પણ આવે પ્રસંગે અનુમાન સંસૃષ્ટી થવા વિરૂધ છે માટે મઝીઆરો કરવાના ઈરાદાથી ભેળા થયાનું સાબીત કરવાનો બોજો તેમ કરનાર ઉપર છે. प्राणकीसन वी० मथुरा मोहन १०मु. इ.अ.४३०.



# વધારો.

क. ७८ માં વધારો—પણ યાદ રાખવાનું છે કે જ્યાં સુધી તે પુનર્લગ્ન કરતી નથી. ત્યાં સુધી તેણીનો લગ્ન સંબંધ કાયમ રહેછે, મરણ પછી પુનર્લગ્ન કરી એ લગ્ન સંબંધ તોડી શકેછે.

**अपवाद**—પણ તેણીનો ધણી વટલી જઈ તેજ દશામાં મરણ પામે ત્યારે તો તેના મરણથીજ લગ્ન સંબંધ તુટેછે અને તે ધણીનો તેણી વારસો લઈ શકતી નથી. **सीनामाळ वी. मद्रासना एडमीनीस्ट्रेटर जनरल इ. ला. री. ८ मद्रा. १०८**

क. ६५नी रकम(२) नीचे **अपवाद**—આ શરત શુદ્રને લાગુ પડતી નથી. કેમકે તેમનામાં ધર્મક્રિયાનીકાંઈ અગત્ય નથી. **थंगायनी वी. रामु मुदाली इ. ला. री. ५ मद्रा.** ६५८ તેમાં ઠરાવ્યું કે શુદ્રમાં સુતકી વિધવાએ, કરેલું દત્તવિધાન રદ થતું નથી.

क. ६५ **खुलासा** ७માં વધારો—**थंगायनी वी. रामु मुदाली इ. ला. री. ५ मद्रा.** (६५८).

**कलम** ८९ ब નો પેરેગ્રાફ २ નો સુધારો—પણ આ ઠરાવ (**पी. वेंकट साम्ब वी० रम वेंकट चालु ३ म. हा. १८**)" રદ કરી **वीर रागव वी० रामलींग इ. ला. री. ९ मद्रा.** १४० ના કામમાં ઠરાવ્યું કે ઉપનયન થયા પછી પણ દત્તક લઈ શકાયછે.

क. १३४ **खुलासो २ अ**—વડીલોપાર્જીત મીલકતની વેહેંચણમાં જે હીસો બાપને મળ્યો તે હિસો દીકરાના સંબંધે **वडीलोपार्जीत** મીલકતજ ગણાયછે, **कल्लमीयाह वी. गणपत महादेवा ६ मू. हा. ए. सी. ११५; थाकुरपर्शाद वी० थाकुरशीव इ. ला. री. ३ कल, १;** દીકરાનો તે વખત જન્મ હોય કે ન હોય તેની ચીંતા નથી. **जग-मोहनदास वी० सरमंगळदास इ. ला. री. १० मुं ५२८**

क. १३७ **खुलासो** २ अ-બે અથવા વધારે જણને કરેલી બક્ષીસમાંનો કોઈ શખસ ઓરત હોય તોપણ તે સહહીસેદાર બનેછે. અને તે મીલકત મઝીઆરી ગણાયછે. **नरपतसींग वी० महमदअली हुसेनसींग इ. ला. री. ११ कल १.**

પણ એક મદ્રાસ કેસમાં દીકરી અને જમાઈને સસરાએ એકત્ર

આપેલી બક્ષીસમાં એક બીજાનો સહહિસ્સેદારી હક મંજુર કરવા મદ્રાસ હાઈકોર્ટે નાપાડી હતી, એમ કહીને કે એ બક્ષીસ સેવાયક પ્રકારના જીવન તરીકે ગણવી જોઈએ. માત્ર તફાવત એટલોજ છે કે આ પાછલા કામમાં બક્ષીસ આપનાર ઓરતનો બાપ હતો.' माधवराय वी० तीर्थसामी इ. ला. री. १ मद्रा. ३०८

क. १३७ द्रष्टांत ૭–અમુક જાગીર સરકારે આગલા તાલુકદારની વીધવા, તેના દીકરા, અને દીકરીને તેમના ભરણપોષણ માટે આપી અને દીકરી અને દીકરો મરણ પામ્યાં તે પ્રસંગે ઠરાવ્યું કે એ મીલકત એ ત્રણેની વચ્ચે મઝીઆરી છે. અને વિધવાને સહભીરસેદારી હકથી પ્રાપ્ત થાયછે. જુઓ नरपतसींग वी० महमद अली हुसेनसींग इ, ला, री. ११ कल. प्री. का. १

क. १४२—खुलासो २—જ્યારે અસલ કુટંબની વેહેંચણ થાય છે ત્યારે વેહેંચાયેલી દરેક શાખા પાછું નવું મઝીઆરૂં કુટંબ થાયછે અને પછી તે કુટંબના મેંબરોના સંબંધે મઝીઆરી સ્થિતિના સઘળાં અનુમાનો લેવાયછે. उपेन्द्रनारायण वी० गोवींनाथ इ. ला. री. ९ कल. ८१७; बता कृष्णनायक वी. चींतामणी नायक इ. ला. री. १२ कल. (२६४—५)

क. १४२ द्रष्टांत अ–એક હિંદુ અવિભકત બાપે પડતર જમીન લઈ ખેડી. સ્વાલ એમ ઉઠયો કે તેને કુટંબની મીલકત ગણવી કે તેની સ્વોપાર્જીત મીલકત ગણવી, તેમાં ઠરાવવામાં આવ્યું કે અનુમાન એવું છે કે તે કુટંબની મીલકત છે અને સ્વોપાર્જીત છે એમ સાબીત કરવાનો બોજો તે (બાપ)ના ઉપર છે. सुभाया वी. छीलाया इ. ला. री. ९ मद्रा. ४७७ (તા० ૨૭ જુલાઈ સને ૧૮૮૬)

क. १६६ खुलासो १—ગમે તો તે ઓરત પછી કોઈ સગાં વહાલાં વારસો લેવાનાં હોય કે રાજા વારસ થવાનો હોય તેની ચીંતા નથી. સગાં વહાલાં ન હોય તેઓના કાંઈ વિશેષ અધિકાર મળતો નથી. मछलीपटणना कलेकटर वी० केवलौ वेंकट ८ मु. इ. अ. ५२६

क. १६६ खुलासो २—તેની જરૂરીઆત માટે થયેલા હુકમનામાની બજાવણીમાં થયેલું વેચાણ કાયદેસર છે, અને બજાવણીમાં તેવ પ્રસંગે તેણીના હક હિસ્સાનો અર્થ કુલ હક સમજવો. धी मनरल मेनेजर ओ

फरानदुरैभंगा वी० माहाराजा कुभर रामपुतसींग १४ मु. इं. अ. ६०५; वीद्यानाथ वी० मीनाक्षी अमल इं. ला. री. ५ मद्रा. ६

क. १६७ अपवाद ३—દાણા અને બીજા પદાર્થો માટે જુદી જુદી હદો મુકીછે. ( ૩ વૅ×ુ ૭૪૬ थ) દાણાના સંબંધે લાગુ પડતી કહેવત એ છે કે "દામ ડુપટ અને કણ ત્રીપટ" આ કહેવત પ્રમાણે દાણાના સંબંધે પણ વહીવટ ચાલેછે.

क. १६७ खु. खुलासा २ना छेडे (३ वॅ×ु ७४६ थ)

क. १६७ खु. खुलासो ५—હીંદુલા પ્રમાણે ચક્રવર્તી વ્યાજનો કરાર થઇ શકેછે અને તે પ્રમાણે લેણદાર વ્યાજ વસુલ કરાવી શકેછે. (તેવો કરાર હોય તો રદ કરવા કોર્ટને સત્તા નથી) रामचंद्र वी० लालजा मु. हा. प्री. ज. १८८३ પૃ. ४५

क. २११ खुलासो—ભરણપોષણ માટે કામ લાગે તેવી કુટંબની મીલકત હોય ત્યારે જુદું ગુજરાન આપવાની માગણી સામે જેઓ થતા હોય તેમના ઉપર એમ સાબીત કરવાનો બોજો છે કે વિધવાનો તે મીલકત ઉપર ભરણપોષણનો હક નથી એવી કામની હકીકત છે; જેવી કે, તેણીના ધણીના કુટંબથી, તે અનિતીના કામ સારૂ, જુદી રહે છે અથવા કુટંબની મીલકત એટલી તો થોડી છે કે જુદા ગુજરાન માટે કાંઇ હીસ્સો તેણીને કાઢી આપવાનું વાજબી ન ગણાય એ પ્રમાણે रंगो વી० यमुनाबाइ ના કેસથી જુદા પડી कस्तुरबाइ वी शीवर्जीराम इ. ला. री. ३ मुं. ३७२ ના કામમાં ઠરાવવામાં આવ્યું.

क. २१० ના खुलासो १—એકનાં એક હુકમનામાની બજાવણી થઇ શકેછે તેજ હુકમનામું હુકમનામાનો લેણદાર મુઆ પછી તેના વારસોના હાથમાં તેની મીલકત ઉપર બજી શકેછે करपाकंबल वी० गणपथी इ. ला. री. ५ मद्रा. २३४

क. २१० खुलासो २—વેહેંચણમાં જે હિસ્સો મળેછે તે થોડે ભાગે ભરણપોષણને માટે છે. सीनामल વી० મદ્રાસના एडमीनीस्ट्रेटर जनरल इ. ला. री. ८ मद्रा. १७४; માટે વેહેંચણ કરાવી હિસ્સો લેવાનો હક નાસાબીત થાય તો તેજ દાવામાં ભરણપોષણની માગણી ન હોય તોપણ ચાલે નહીં. આનું કારણ એ છે કે मोटामां नानानो समा-

વેશ થાયછે. रखमाबाइ વી० राधाबाइ ૫ मु. हा. ए सी. जे. १९३; राजाबाइ વી० सदु भवानी मु. हा. ओ. सी. ९९; सीरोमीराव વી. गायकोमीराव १० मु. हा. ११८, १३४

क. २४५ પૃષ્ટ २०३ ને છેડે વધારો.—એક ઘણાજ તાજેતર કેસમાં મુંબઇ હાઈકોર્ટે ઓરમાન માનો હક ઓરમાન ભાઈની વિધવાના હકથી ચઢીઆતો ગણ્યો, એવા કારણથી કે બાપ (કે જેની તે વિધવા છે તે) ઓરમાન ભાઈ કરતાં વારસોના ક્રમમાં ઘણો ઉંચો છે. रखमाबाइ વી० तुकाराम इ. ला. री. ११ मुब. ४७ (સને १८८७) તોપણ દાદી પછી તે આવે કે નહીં એ સવાલનો નિર્ણય કરવાનું આ કામમાં બાકી રાખ્યું છે (જુઓ પૃષ્ટ ५२—३) દીકરાની વહુને તે કોર્ટે દાદી પછી મુકી ચુકી છે वीठलदास વી० जेसुबाइ इ. ला. री. ४ मुब. ११९; અને દાદી અને દીકરાની વહુ વચ્ચે વાસ્તવીક રીતે ४-५ અને ६ ઠી પેઢીના મરનારના વંશજો આવી શકેછે એટલે દાદી પછી તરતજ ઓરમાન મા આવવાનો સંભવ નથી. પરદાદાની મા પેહેલાં, ત્યાં સુધીના મરદોની વિધવાઓ અનુક્રમે આવે એ વાસ્તવીક છે.

क. १४९ ના નિયમ (५) માં વધારો—પણ આ નિયમ प्राणनाथ सर्मा વી. सुरतचंदर (इ. ला. री. ८ कल. ४६०)ના કેસને લીધે નભી શકતો નથી. તે કામમાં કાકાની દીકરીનો દીકરો જે કે મરનારના દાદાને અને પરદાદાને (મા તરફના બે વડવાને) પીંડ આપવાને લાયક હતો તેના કરતાં, ભાઇના દીકરાની દીકરીનો દીકરો જે કે મરનાર બાપને (માના છેલા વડવાને)જ પીંડ આપી શકતો હતો તેનો હક ચઢીઆતો ગણવામાં આવ્યો. (પૃ. ४६४)

क. २५० માં ક્રમ વિશેની પુરવણીના છેડે વધારો—આ કેસ પેહેલાના प्राणनाथ सर्मा વી० सुरतचंदर इ. ला. री. ८ कल. ४६० (४६३—४) ના કેસ વિશે છેલા કામમાં કાંઇ ધ્યાન આપવામાં આવ્યું નથી. એ प्राणनाथ सर्माના કામમા કાકાની દીકરીના દીકરા (નં १०) કરતાં ભાઇના દીકરાની દીકરીના દીકરાનો હક ચઢીઆતો ગણ્યો છે. ભત્રીજાનો દોહીત્ર તો આ કામમાં પણ દાખલ નથી. આ પ્રસંગે જસ્ટીશ પ્રીન્સેપે કહ્યું કે:—

"गुरु गोवींद વી० आणंदलाल નો કેસ જે લાંબો વખત"

"થયાં સ્થાપીત થયેલા કાયદા થઈ પડ્યા છે, તે કેસ હીંદુ વચેની"
"વારસાની તકરારોના ચુકાદા ધર્મ ક્રીયાની લાયકીના આધારે કરવા"
"એટલુંજ માત્ર મુકરર કરેછે. મારા વિદ્વાન ભાઈ સાથે હું મળતો"
"આવું છું કે મરનારને પીંડ આપી શકેછે એ ઉપરજ સુરત રાખ-"
"વાની નથી પણ મરનારને સગપણમાં નજીક કોણ છે એ ઉપર પણ"
"નજર કરવી જોઈએ. આ કામમાં શીશચંદર (બીજીના દોહીત્ર)"
"મરનારના બાપને પીંડ આપી શકેછે તેનો હક પ્રાણનાથ (કાકાનો"
"દોહીત્ર) કે જે મરનારના દાદા અને પરદાદાને પીંડ આપી શકેછે"
"તેના કરતાં ચઢીઆતો છે."

આ તથા ઉપરના બીજા કેસોનું પરિણામ એવું આવેછે કે સગપણની વાત વિશેષ જોવાની છે અને ધર્મક્રિયાની વાત નામનીજ કસોટી રહેછે. આ કેસને લીધે ફ. ૨૪૯ માં આપેલો પાંચમો નિયમ પણ ઊભો રહી શકતો નથી.

# અપેંડીક્ષ.

## मुंबइनो सने १८२७नों कायदो २ जो.

દીવાની કોર્ટોના જડજોના અને બીજા અમલદારોના અખત્યાર મુકરર કરવા સારૂ.

૨૧ સામા ધણીના ગેરકાયદેસર કૃત્ય કે ગેરવ્યાજબી વર્તણુંકને લીધે વાદીને ન્યાત સંબંધી કે આબરૂ સંબંધી ગેરકાયદે ઈજા સબબ નુકશાન થાય, તે નુકશાન ભરી લેવાની ફરીઆદી દાખલ કરવા અને તેનો ઈનસાફ કરવા દીવાની કોર્ટને અધીકાર છે, તે શિવાય ન્યાત જાત સંબંધી કોઈ પણ શવાલમાં દરમીઆન આવવા દીવાની કોર્ટને કશો અધીકાર નથી એમ સમજવું.

### ટીકા

ન્યાતના કામ માટે રાંધવાનાં વાસણ વાપરવા મળવાની ફરીઆદી આ કલમ પ્રમાણે ન્યાત સંબંધી શવાલ નથી. માટે શાંભળી શકાયછે. दुर्लभ वी० नारायण लखु ४ मु. हा. कॉ. री. ११०

૨ પ્રતીવાદીની દીકરીના લગ્ન વખત ઢેઢના મેહેતરે, પોતાના હક (ફી) લેવા પ્રતીવાદી ઉપર દાવો કર્યો. પ્રતીવાદીએ વાંધો લીધો કે તે અમારી ન્યાતનો મેહેતર નથી, અને હું તે રકમ માટે જવાબદાર નથી. તેમાં ઠરાવ્યું કે આ કલમ પ્રમાણે એ શવાલ ન્યાતને લગતો છે માટે ફરીઆદી ચાલી શકતી નથી. मुरार डाडा वी० नागरीमा गणेशीआ ६ मु. हा. कॉ. री. १७

---

## सने १८२७नो कायदो ४थो.

દીવાની ફરીઆદીઓ તથા અપીલ કરવાના શોરસ્તા તથા ફરીઆદી તપાસવાની રીત ઠરાવવા સારૂ.

૨૬ પારલ્યામેન્ટના આકટ તથા સરકારના કરેલા કાયદા પ્રમાણે કોર્ટે દીવાનીકામનો ઇનસાફ કરવો અને એવા આકટ તથા કાયદાના અભાવે, જે દેશમાં વાદીએ ફરીઆદી કરીછે તે દેશની માગુલ ચાલ પ્ર-

માણે ઈનશાફ્ કરવો, અને તેવો કોઈ' આક્ટ કાયદોકે મામુલ ચાલ પણ ન હોય તો' प्रतिवादीना धर्म (ના નિયમ) પ્રમાણે ઇનસાફ્ કરવો, અને વિશેષ કાયદા તથા મામુલ ચાલના અભાવે ન્યાય, ઇકવીટી, અને શુધ અંતઃકરણથી ઈનસાફ્ કરવો.

---

# सने १८५०नो कायदो २१.

સન ૧૮૬૦ના એપ્રીલ મહીનાની ૧૧ મી તારીખે ઇંડીઆની ગવરનર જનરલ ઇનકૌન્સીલે ઠરાવ્યો.

સન ૧૮૩૨ના બંગાળી કાયદા પુસ્તકના ૭મા કાયદાની ૯મી કલમ માંનો ઠરાવ ઈસ્ટ ઇંડીઆ કંપનીના અમલ હેઠળના સર્વ દેશમાં લાગુ કરવા સારૂ કાયદો.

સન ૧૮૩૨ના બંગાળી કાયદા પુસ્તકના ૭ મા કાયદાની ૯ કલમ માંનો ઠરાવ એહવો હતો કે જે વારે દીવાની કોઇ પણ ફરીઆદીમાં વાદી તથા પ્રતીવાદી નિરાળા ધર્મના હોય અથવા જેવારે એક તરફનો હિંદુ અને બીજી તરફનો મુસલમાન હોય અથવા ફરીઆદના પક્ષકારોં માંનો એક કીંવા વધારે મુસલમાન કીંવા હિંદુ ધર્મના ન હોય તેવારે તે ધર્મના શાસ્ત્રમાંનો કોઈ ઠરાવ ન હોતતો તે(પક્ષકાર માંના) એકને કિંવા અનેકને મિલકત મળે, એવો તે મિલકત લેવાને અટકાવ કરનારા ઠરાવ ઉપરથી તે મિલકત મળે નહી તે ઠરાવ ઇસ્ટ ઇંડીઆ કંપની" સરકારના અમલ હેઠળના સર્વ દેશમાં લાગુ કરવો એ હીતકારીછે એ વાસ્તે એમ ઠરાવ્યુંછે કેઃ—

૧ ઇસ્ટ ઈંડીઆ કંપનીના અમલ હેઠળના દેશમાં કોઇ "પુરૂષ કીંવા સ્ત્રી એક ધર્મ છોડીને તે બીજા ધર્મમાં ગયાં હોય અથવા કોઇ પણ ધર્મના લોકોએ તે પુરૂષને કિંવા તે સ્ત્રીને ધર્મમાંથી બહાર કાઢયાં હોય અથવા ન્યાત બહાર કાઢયાં હોય તે સબબ છતાં પણ જે હાલમાં ચાલુ શાસ્ત્ર કીંવા સાધારણ રીતના યોગથી જેઓનો હક કિંવા મિલકત તેઓએ નહીં રાખવી એમ હોય કિંવા તેથી વારસપણાનો કોઈપણ હક કમી થાય કિંવા બુડે તેવો કોઇ પણ શાસ્ત્રમાંનો ઠરાવ અથવા સાધારણ રીત, ઇસ્ટ ઈંડીઆ કંપનીની કોર્ટ તથા બાદશાહીસનદ ઉપરથી સ્થાપન કીધેલી સદરહુ દેશમાંની કોર્ટો મધ્યે કાયદા પ્રમાણે અમલમાં આણવાં નહીં.

# सने १८५६ नो आकट १५ मो.

लेजीस्लेटीव कोन्सीले ठराव्यो ते ईंडीआना गवरनर जनरले
सन १८५६ ना जुलाइ महिनानी २५ मी तारीखे
मंजुर कीधो.

हिंदु जातनी विधवा स्त्रीओना लग्न बाबत कायदानी सर्व हरकत दुर करवा बाबतनो आक्ट.

ईस्ट ईंडिआ कंपनी सरकारना कबजा मांहेना तथा ताबा मांहेना मुलकमां स्थपाएली दीवानी कोर्टमां कायदो जेम चलावे छे ते कायदा उपरथी हिंदु जातनी केटलीएक वीधवा स्त्रीओ शिवाय बाकीनी विधवा स्त्रीओथी तेमनुं एकवार लग्न थयाना सबबथी बीजीवार कायदासर लग्न करी शकातुं नथी. अने बीजीवारना लग्नथी ते विधवा स्त्रीओने थयेली संतती अनौरस थायछे, तथा तेनी माल मिलकत उपर वारसानो हक पहोंचतो नथी एवुं जाहेरछे वास्ते अने कायदानी आ हरकत छे ते हरकत चालती आवेली चालने मळतीछे; तोपण ते हिंदुधर्मशास्त्रना खरा अर्थ प्रमाणे नथी एवो घणाएक हिंदु लोकोनो मतछे, अने जे हिंदु लोक पोतानी बुधि प्रमाणे सदरहु वात बाबत बीजी चाल काढवाने इच्छता होय तेमने इनसाफनी कोर्ट जे दीवानी कायदो चलावेछे ते उपरथी आज पछी मनाई थवी नही जोईए एवी घणाएक हिंदु लोकोनी इच्छाछे वास्ते, अने सदरहु प्रकारना हिंदु कायदानी सदरहु हरकतछे एवुं कहेछे ते दुर करवी ए वाजबीछे वास्ते अने हिंदु जातीनी विधवा स्त्रीओना लग्न थवा बाबत कायदानी हरकतोछे ते सघळी दुर कर्याथी सुनितीनी वृद्धि थईने लोकोनुं कल्याण थशे, माटे हेठळ लख्या प्रमाणे ठराव्युंछे.

१ हिंदुमां लग्न थती वखत कोई माणस मरी गयो होय तेनी साथे आगळ स्त्रीनुं लग्न अथवा वेशवाळ थयुं हतुं एवा कारणथी ते (फरीथी थयेलुं) लग्न कायदा विरुद्धछे, तथा ते लग्न थकी थयेली संतती अनौरस थायछे एवुं समजवुं नहीं ए वात विरुद्ध कोइ चाल तथा हिंदुशास्त्रनो अर्थ होय तोपण सदरहु प्रमाणे समजवुं नहीं.

२ कोइ विधवानुं गुजरान चालवा बाबत पोताना मुएला भरथारनी माल मिलकत उपर तेनो हक तथा संबंध होय ते अथवा पोताना भरथारना वारसाना सबबथी अथवा तेना अप्रातिबंध दायादोना

વારસાના સબબથી તે સ્ત્રીનો તે માલ મિલકત ઉપર હક તથા સંબંધ હોય તે, અથવા તે માલ મિલકત બીજાને આપવાનો અધિકાર તેને આપ્યા વગર તે મિલકતનો તેણીએ નિયમિત ઉપભોગ માત્ર કરવો, એવું મૃત્યુપત્ર કર્યું હોય અને તેમાં પુનર્વિવાહ કરવાની પરવાનગી સ્પષ્ટ લખી ન હોય તે મૃત્યુપત્ર ઉપરથી તે મિલકત ઉપર તેનો હક તથા સંબંધ હોય તે સઘળો તે મરી જાય ને જે પ્રમાણે બંધ થાય તથા પુરો થાય તે પ્રમાણે તેનો પુનર્વિવાહ થયો એટલે તે બંધ થશે તથા પુરો થશે અને તેના મરનાર ભરથારના નજીકના વારસ હોય તે અથવા તે સ્ત્રી મરણ પામ્યા પછી તે માલ મિલકત ઉપર જે બીજા માણસોનો હક પહોંચતો હોય તે માણસો તે સ્ત્રીનો પુનર્વિવાહ થવા પછી તે માલ મિલકતના ધણી થશે.

૩ મૈયત માણસના મૃત્યુપત્રમાં તેની વિધવા સ્ત્રીને અથવા બીજા કોઈ માણસને તેના છોકરાનું પાલગ્રહણ (પાલણ પોષણ) કરવા સારૂ સ્પષ્ટ રીતે નિમ્યો નહીં હોય અને તેની વિધવા સ્ત્રી પુનરવિવાહ કરેતો મૈયત ભરથાર પોતાના અંતકાળને સમયે જે ઠેકાણે સ્થાઇક રેહેતો હોય તે ઠેકાણે દીવાની અસલ ફરિઆદી લેવાના ઉંચામાં ઉંચા દરજ્જાની જે કોર્ટને અધીકાર હોય તે કોર્ટને તે છોકરાનું પાલગ્રહણ કરવા સારૂ યોગ્ય માણસ નિમવાની અરજી કરવાનો અધિકાર મૈયત ભરથારના પિતાને (બાપનેઅથવા મૈયત ભરથારના હરકોઈ કુટંબીનેછે. એ પ્રમાણે અરજી થયા પછી કોર્ટની નજરમાં આવેતો સદરહુ પ્રમાણે પાલગ્રહણ કરનારો નિમવાનો કોર્ટને અધિકારછે. પાળગ્રહણ કરનારો નિમ્યો એટલે તે સઘળાં છોકરાંને અથવા તે માંહેના કેટલાંએકને તેઓની માનીવતી પોતાને સ્વાધીન લઈને તેઓની સંભાળ તેઓ નાની ઉમરના હોય ત્યાં સુધી કરવાનો અધિકાર પાલ ગ્રહણ કરનારનેછે. અને વગર માબાપના છોકરાનું પાલ ગ્રહણ કરવા બાબત જે કાયદા તથા કાનુંન ચાલું હોય તે પ્રમાણે કોર્ટે સદરહુ નિમણુંક કરતી વખતે ચાલવું પણ એવું ઠરાવ્યુંછે કે સદરહુ પ્રકારનાં છોકરાં નાની ઉમરનાં હોય ત્યાં સુધી તેઓનું ગુજરાન ચલવવા સારૂ તથા યોગ્ય વિદ્યાનો અભ્યાસ કરાવવા સારૂ જોઈએ તેટલી તેઓની માલ મિલકત નહીં હોય તો તેમની બાપની માના અનુંમત વગર સદરહુ પ્રકારની નીમણુંક કરવી નહીં પણ તેને પાલ ગ્રહણ કરનારો ઠરાવ્યા હોય તે છોકરાં નાની ઉમરનાં છે ત્યાં સુધી તેઓનાં ગુજરાન બાબત, તથા તેઓના યોગ્ય વિદ્યાઅભ્યાસ બાબત એ સખ્સ જામીન આપેતો માના અનુમત વગર નિમણુંક કરવી.

૪ માલ મિલકત મુકીને મરનારા કોઇ માણસના મરણની વખતે કોઇ વિધવા સ્ત્રી સંતાન રહીત હોય, અને સંતાન રહીત વિધવા હોય તે સબબથી તે માલ મિલકત ઉપર આકટ કર્યા પહેલાં તેના વારસનો દાવો ન ચાલે તો તે સઘળી માલ મિલકત ઉપર અથવા તે માલ મિલકતના કોઇ હિસ્સા ઉપર તેના વારસાનો દાવો આ આકટ માંહેની કોઇ વાત ઉપરથી ચાલશે એવું સમજવું નહી.

૫ પાછલી ત્રણ કલમમાં ઠરાવ કર્યાછે તે સિવાય કોઇ વીધવા સ્ત્રીની કાંઈ માલ મિલકત ઉપર દાવો હસે તે તેના પુનર્વિવાહ થયાના સબબથી ડુબશે નહી અથવા બીજી રીતે તેનો હક પહોચતો હોય તે પણ ડુબશે નહી. અને વિધવા સ્ત્રીએ પુનર્વિવાહ કર્યો હોય તે પહેલી વારનું લગ્ન હોત તો વારસા બાબત તેનો જેવો હક ચાલત તેવોજ પુનર્વિવાહ થયા પછી ચાલશે.

૬ હિંદુ જ્ઞાતીનું જે સ્ત્રીનું મુળેજ લગ્ન થયુ ન હોય તેના લગ્ન સમયે જે શબ્દનો ઉચાર કર્યાથી અથવા જે વિધિ કર્યાથી અથવા જે કરાર કર્યાથી તે લગ્ન કાયદાસર થાયછે. તે શબ્દનો ઉચાર અથવા તે વિધિ અથવા તે કરાર હિંદુ જ્ઞાતિની વિધવાના લગ્ન સમયે કર્યાથી તે પુનર્વિવાહ કાયદાસર થાયછે એવું સમજવું. સદરહુ પ્રકારના શબ્દ અથવા વિધિ અથવા કરાર વિધવાના પુનર્વિવાહ વખતે કર્યા નથીએવા સબબથી તેનું લગ્ન કાયદા વિરૂધ થાયછે. એવું સમજવું નહી.

૭ પુનરર્વિવાહ કરનારી વિધવા સ્ત્રી નાની ઉમરની હોય તેના પોતાના પેહેલા વર સાથે સમાગમ થયો નહી હોયતો તે સ્ત્રીએ પોતાના પીતાના અથવા પીતા મહના અથવા પીતા મહ નહી હોય તો પોતાની માતાના અથવા એમાંનું કોઈ નહી હોય તો પોતાના વડા ભાઈના અથવા ભાઇયો પણ નહી હોયતો તેઓનો નજીકનો કુટંબી હોય તેના અનુમત વગર પુનર્વિવાહ કરવો નહી.

આ કલમના ઠરાવ વિરૂદ્ધ લગ્ન કરવાના કામમાં જે જાણી જોઈને મદદ કરશે તે સર્વ જણા ધણામાં ધણા એક વરસ સુધી કેદની શિક્ષાને અથવા દંડને અથવા એ બેઉ શિક્ષાને પાત્ર થશે.

અને આ કલમના ઠરાવ વિરૂદ્ધ થયેલું લગ્ન રદછે. એવું ઠરાવવાનો અધીકાર ઈનશાફની કોરટનેછે.

પણ એવું ઠરાવ્યુંછે કે આ કલમના ઠરાવ વિરૂધ થએલા લગ્નના ખરા પણા બાબત તકરાર પડે તો સદરહું પ્રકારનું અનુમત લીધુ નથી એવું સાબીત થાય ત્યાં સુધી સદરહુ પ્રકારનું અનુમત લીધુછે એવું સ-

મજવું અને સદરહું પ્રકારનું લગ્ન થયા પછી વરની સાથે સમાગમ થયો તો તે લગ્ન રદછે એવું ઠરાવવું નહી.

વિધવા સ્ત્રી પુખ્ત ઉમરની હોય અથવા તેના વરની સાથે સમાગમ થયો હોય તો તેનો પુનર્વિવાહ કાયદાસર તથા આધાર યુક્ત થવા વિશે તેનું પોતાનુંજ અનુમત બસછે.એવું શમજવું

---

# સને ૧૮૬૬ નો આકટ ૭ મો.

મુંબાઇના ગવરનર ઇન કૌન્સીલનો હેઠળ લખેલો આકટ સને ૧૮૬૬ ના એપ્રીલ મહીનાની ૨૮ મી તારીખે મુંબાઇના ગવરનર સાહેબે મંજુર કર્યો અને શન ૧૮૬૬ ના મે મહીનાની ૧૫ મી તારીખે ગવરનર જનરલ સાહેબે મંજુર કર્યો તે સઘળા લોકોને જાહેર થવા સારૂ છપાવીને પ્રસીધ્ધ કર્યો છે.

મરનાર હીંદુના છોકરાને અથવા છોકરાના છોકરાને અથવા વારસને માથે તેના બાપ દાદાના કરજ બાબત કેટલું જોખમ છે તે ઠરાવવા બાબતનો અને હીંદુ વિધવાના બીજા ધણીને માથે તેણીના મરનાર ધણીના કરજ બાબત કેટલું જોખમ છે તે ઠરાવવા બાબતનો અને લેણદાર તથા દેણદાર વિશેનો કાઅદો બીજી રીતે સુધારવા બાબતનો આકટ.

મુંબાઇની ઈનસાફની હાઇકોર્ટ અસલ દીવાની ફરીયાદી લેવાની પોતાની મામુલ હકુમત ચલાવતી વખતે હિંદુ લોકોને ચાલુ કાયદો લાગુ કરેછે તે પ્રમાણે કોઇ માણુસ મરનાર હિંદુનો છોકરો અથવા છોકરાનો છોકરો હોય તેટલાજ સબબથી તેને પોતાના બાપ દાદાના કરજનો જવાબ દેવો પડતો નથી અને મરનાર હિંદુના જે છોકરાને અથવા છોકરાના છોકરાને અથવા બીજા વારસને મરનાર માણસની માલ મિલકત મળી હોય ને ધણી છોકરો અથવા છોકરાનો છોકરો અથવા વારસ છે એટલાજ સબબથી તે માલ મિલકતની રકમ કરતાં તે ધણીને પોતાના બાપ દાદાના વધતા કરજનો જવાબ દેવો પડતો નથી અને જે માણુસ હિંદુ વિધવાની સાથે પરણે છે તેને તે લગ્નના શબબથી તેણીના પેહેલા અથવા હરકોઇ આગલા મરનાર ધણીના કરજનો જવાબ દેવો પડતો નથી. વાસ્તે અને હાઇકોર્ટની અશલદીવાની ફરીઆદ લેવાની મામુલ હકુમતની સ્થલ શીમ બહાર જે દીવાની કોર્ટો હકુમત ચલાવે છે તે કોર્ટો હીંદુ લોકોને જુદો કાયદો લાગુ કરે છે. અને તે કોર્ટો જે કાયદો લાગુ કરેછે

તે સુધારવો યોગ્ય છે. અને એ બાબતનો કાયદો મુંબાઇ ઈલાકામાં શ-ધળે ઠેકાણે સરખો કરવો યોગ્યછે વાસ્તે અને કોઇ હિંદુ જન્મ્યા પહેલાં અથવા તેની ઉમર ૨૧ (એકવીશ) વર્ષ કરતાં ઓછી હોય ત્યારે કુટુંબે કરજ કીધુ હોય તે વાતથી તેને માથે કેટલું જોખમછે તે ઠરાવવું યોગ્યછે વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યુંછે

૧ કોઈ માણસ મરનાર હિંદુનો છોકરો અથવા છોકરાનો છોક-રો હોય તેટલાજ સબબથી તેની ઉપર તે મરનાર હિંદુના કરજ બાબત ફરીઆદી ચાલશે એવું સમજવું નહી.

૨ મરનાર હિંદુના જે છોકરાએ અથવા છોકરાના છોકરાએ અ-થવા વારશે મરનાર માણુસની હરકોઈ મીલકતનો કબજો પોતાની જાતે અ થવા મુખત્યારની મારફતેલીધેલો હશે તેટલા સબબથી તે છોકરાનીઅથવા છો કરાના છોકરાની અથવા વારસની જાત ઉપર તે મરનાર માણુસના કંઈ પણ કરજનું જોખમ છે એવું સમજવું નહી. પણ તે છોકરાને અથવા છોક-રાના છોકરાને અથવા વારસને તે મરનાર હિંદુના વારશ વકીલ પ્રમાણે એ કરજનો જવાબ દેવો પડશે.અને તે છોકરાએ અથવા છોકરાના છોકરાએ અથવા વારસે અથવા તેના હુકમથી અથવા તેના કામ સારૂ બીજા કોઇ માણુસે મરનાર માણુસની જેટલી મિલકતનો કબજો લીધો હોય અને કા-મે લગાડયા વગરની જેટલી માલ મિલકત રહી હોય તેટલી મિલકત. (જે ટલા રૂપિયાની હોય તેટલા રૂપિયા) લગી તેમાંથી સદરહુ પ્રકારનું કરજવાળવાનું જોખમ છોકરાને અથવા છોકરાના છોકરાને અથવા વારસને માથેછે. પણ એ-વું ઠરાવ્યુંછે કે ઉપર કહ્યા પ્રમાણે કબજામાં લીધેલી મિલકતનો કંઇ ભા-ગ તે છોકરાએ અથવા છોકરાના છોકરાએ અથવા વારસે બરાબર રીતે કામે લગાડી નહી હશે તો જેટલી મિલકત તેણે બરાબર રીતે કામે લ-ગાડી નહી હશે તેટલે લગી સદરહુ પ્રકારનો કરજ વાળ્યાનો તે છોકરાને અથવા છોકરાના છોકરાને અથવા વારસને પોતાની જાતે જવાબ દેવો પડશે.

૩ પ્રતીવાદી મરનાર હિંદુનો છોકરો અથવા છોકરાનો છોકરો હોય તેટલાજ સબબથી, તે છોકરાની ઉપર અથવા છોકરાના છોકરાની ઉપર, અથવા પ્રતીવાદી મરનાર હિંદુનો છોકરો અથવા છોકરાનો છોકરો અથ વા વારસ હોય તેથી તેણે મરનાર હિંદુની માલ મિલકતનો કબજો લીધો હોય તેટલાજ સબબથી તે છોકરાની ઉપર અથવા છોકરાના છોકરાની ઉપર અથવા વારસની ઉપર, તે મરનાર હિંદુનું કરેલું કરજ વસુલ કરવા માટે ફરીઆદ કરી હોય અને જે ફરીઆદમાં આ આકટ અમલમાં આ-

વ્યા પહેલાં ફેંસલો કહી સંભળાવ્યો નહી હોય તે ફરીઆદમાં સદરહુ પ્રકારનું કરજ સાબીત થસે અથવા કબુલ કરશે તો વાદીની તરફનું પ્રતીવાદી ઉપર હુકમનામું થશે પણ પ્રતીવાદીની જાત ઉપર હુકમનામું થસે નહી. પણ તે ધણી ઊપર તે મરનાર હિંદુના વારસ વકીલપણાના સબંધથી હુકમનામું થશે અને હુકમનામું નાંણા બાબત હોય તો તે નાણું તે મરનાર હિંદુની માલ મીલકતમાંથી આપવાનો હુકમ કરવો અને તેવી તરેહના હુકમનામાં બજાવવા બાબત દીવાની ઇનસાફનું કામ ચલાવવાની જે રીત બાબત કાયદાની ૨૦૩મી કલમમાં જે રીત કહીછે. તે રીતે તે હુકમનામું બજશે અને જે ફરીઆદને આ કલમના ઠરાવ લાગુ હસે તે ફરીઆદના ખર્ચ બાબત હુકમનામું કરવાની કોર્ટને હુકમ ઠરાવવો પડે તે આકટ અમલમાં આવ્યા પેહેલાં તે મુકરદમામાં હુકમનામું થયુ હોય તો જે રીતે ઠરત તેજ રીતે કરવો.

૪ જે માણુસ હિંદુ વિધવાની સાથે પરણ્યો હશે તે પરણ્યાના સબબથી તે વિધવાના હરકોઈ આગલા મરનાર ધણીના કરજનો જવાબ દેવો પડસે નહી અને આ આકટ અમલમાં આવતી વખતે જે ફરીઆદ ચાલુ હોય અને જે ફરીઆદ સદરહુ પ્રકારના કરજનું જોખમ સદરહુ પ્રકારના માણુશને માથે નાંખવા સારૂજ કરી હશે અને જે ફરીઆદમાં આ આકટ અમલમાં આવ્યા પહેલાં ફેંશલો કહી સંભળાવ્યો નહી હસે તે ફરીઆદમાં જે પ્રતીવાદી હોય તેણે જોઇએ તો આ કલમના ઠરાવ પ્રમાણે જવાબ દેવો અને જે ફરીઆદમે આ કલમના ઠરાવ લાગુ હસે તે ફરીઆદના ખર્ચ બાબત હુકમનામું કરી કોર્ટે હુકમ કરવો પડે તે આકટ અમલમાં આવ્યા પહેલાં તે ફરીઆદનું હુકમનામું થયું હોતતો જે રીતે કરત તેવી રીતે કરવો.

૫ અવીભક્ત હિંદુના કુટંબના એક માણસે અથવા માણસોએ આ આકટ અમલમાં આવ્યા પછી એવા કોઇ કામ સારૂ કરજ કર્યું હોય કે જાણે તે કરજ અવીભક્ત કુટંબેજ કર્યું. હોય તો તે અવીભક્ત કુટંબનું જે માણસ તે કરજ કર્યાની વખતે જન્મ્યું નહી હોય અથવા ૨૧ વર્ષ કરતાં ઓછી ઉમરનું હોય તે માણસને પોતાની જાતે તે કરજ વાળવું પડસે નહી પણ તે માણસે અથવા તેના હુકમથી અથવા તેના કામ સારૂ બીજા કોઇ માણસે તે અવીભક્ત હિંદુ કુટંબની જેટલી માલ મિલકતનો અને તે અવીભક્ત હિંદુ કુટંબના જે બીજા માણસો મરી ગયાં હોય અને જે માણસોએ કરજ કર્યું હોય તે વખતે ૨૧ વરષ કરતાં વધતી ઉમરના હોય તેઓની માલ મીલકત જુદી જુદી

હોય તે માલ મિલકતનો કબજો લીધો હોય અને કામે લગાડયા વગરની જે માલ મીલકત રહી હોય તે માલ મિલકત (માલ મિલકતના જેટલા રૂપૈયા થયા હોય તેટલા રૂપૈયા) લગી તે માલ મિલકતમાંથી કરજ વાળવાનું જોખમ તે માણસને માંથેછે. પણ ઉપર કહ્યા પ્રમાણે જે માલ મિલકત કબજામાં લીધી હોય તેનો કોઇ ભાગ તે માણશે યોગ્ય રીતે કામે લગાડયો નહી હોયતો જેટલી માલ મિલકત તેણે યોગ્ય રીતે કામે નહી લગાડી હસે તે તેની માલ મિલકત (ના જેટલા રૂપીયા થતા હસે તેટલે) લગી તે કરજ વાળવાનો તે માણસને પોતાની જાતે જવાબ દેવો પડસે એવું સમજવું.

૬ હિંદુ કુટંબ અવિભક્ત હોય ત્યારે મજીયારામાં જે કરજ થયું હોય તેનો જવાબ તે કુટંબમાં જે માણસ અથવા માણસો જીવતાં રહેલાં હોય તેઓને હાલના ચાલુ કાયદા પ્રમાણે દેવો પડેછે તેવા કરજનું જોખમ કોઈ માણશ તેના કુળમાં જીવતું રહેલું હોય અથવા જીવતા રહેલા માણસોમાનું એક માણસ હોય તેથી તેને માથે હોય તે જોખમની આ આકટના કોઈ ઠરાવ ઉપરથી હદ બંધાયછે. અથવા તેને હરકત થાયછે. એવું સમજવું નહી. આ આકટની પાંચમી કલમમાં ઠરાવ કર્યોછે તે જુદોજછે.

૭ આ આક્ટમાં કરજ આ શબ્દ લખ્યોછે તેમાં મરનાર હિંદુ જીવતો હોત ત્યારે જે દાવા ખુદ તેની જાત ઉપર ચાલી શકત અથવા ચાલત અને જે દાવા બાબત તેના વારશ વકીલ ઉપર ફરીઆદ ચાલત તે દાવાથી જેવાતો નીકળે તેનો જવાબ દેવાના જોખમનો શમાશ થાયછે એવું સમજવું અને વિષયને અથવા આગલા પાછલા શબંધને બાધ આવતો નહીં હોય તો એક વચનમાં લખેલા શબ્દોને અનેક વચનમાં પણ સમજવાં. અને અનેક વચનમાં લખેલા શબ્દોને એક વચનમાં પણ સમજવાં. અને પુરૂષ વાચક શબ્દમાં સ્ત્રી વાચકનો અર્થ પણ સમજવો.

૮ આ આક્ટ ગવરનર જનરલ મંજુર કરશે અને તે મુંબાઇ સરકારી ગ્યાઝીટમાં મુંબાઈના ગવરનર સાહેબ છપાવીને પ્રસિદ્ધ કરશે. એટલે આ આક્ટ અમલમાં આવશે.

૯ આ આક્ટને સઘળા કામમાં મુંબાઇનો સન ૧૮૬૬ નો હિંદુના વારસોને કરજમાંથી છોડાવવા બાબતનો આક્ટ કહેવો.

---

# इंडेक्ष.

# નં૦ ૧

## હિંદુ ધર્મ શાસ્ત્ર (ની વ્યાખ્યા અને તેના વિભાગ ક. ૧)

- ભાગ ૧ — ઉત્પતિ, સ્વરૂપ અને લાગુપણું.
  - વિભાગ ૧ — પ્રકરણ ૧ ઉત્પતિ
  - વિભાગ ૨ — ઉત્પતિ સ્થાન
    - પ્રકરણ ૨ — હિંદુધર્મ પુસ્તકો.
    - પ્રકરણ ૩ — રીવાજ
- ભાગ ૨ — કુટુંબ સબંધો
  - વિભાગ ૩ — પ્રકરણ ૪ લગ્ન અને પુત્રપણું.
  - વિભાગ ૪ — પ્રકરણ ૫ દત્તવિધાન
  - વિભાગ ૫ — પ્રકરણ ૬ સગીરવય અને વાલીપણું.
- ભાગ ૩ — મીલકતની વ્યવસ્થા.
  - વિભાગ ૬ — વ્યવસ્થાનો વિષય
    - (अ) મીલકત.
      - પ્રકરણ ૭ — કુટુંબની મીલકત
      - પ્રકરણ ૮ — સ્ત્રીધન
    - (ब) મીલકત ઉપરની જવાબદારી
      - પ્રકરણ ૯ — કરજ
      - પ્રકરણ ૧૦ — ભરણપોષણ
  - વિભાગ ૭ — વ્યવસ્થાના પ્રકાર
    - (अ) ઈશ્વર કૃત્યથી.
      - પ્રકરણ ૧૧ — વારસા પ્રકરણ
      - પ્રકરણ ૧૨ — વારસાની નાલાયકી.
    - (ब) પક્ષકારનાં કૃત્યથી.
      - ચોકસ વ્યવસ્થા
        - પ્રકરણ ૧૩ — ખાનામાં કાર્યોથી
        - પ્રકરણ ૧૪ — ખરેખરા કાર્યથી (વેચાણ, ગીરો, બક્ષીસ, અને મૃત્યુપત્ર.)
      - પ્રકરણ ૧૫ — વેહેંચણ

## નં૦ ૨.

## હિંદુલાનું લાગુપણું (ક. ૧)

### પ્રકરણ ૧ ઉત્પત્તિ.



# નં૦ ૩—૪

## હિંદુલાનું લાગુપણું—ઉત્પત્તિસ્થાન.

(ક. ૭)

- **નં૦ ૩ — પ્રકરણ ૨ — ધર્મ પુસ્તકો.**
  - સ્મૃતિ. (ક. ૮)
  - ટીકાના ગ્રંથો (ક. ૯)
  - શાળાઓનું પ્રમાણ
    - શાળાઓની ઉત્પત્તિ અને ભેદ. (ક. ૧૦)
    - દરેક શાળામાં ચાલુ પ્રમાણ પુસ્તકો. (ક. ૧૧)
    - શાળાઓની સ્થાનીક હદો અને તે હદોમાં ફેરફાર કરાવવા પુરાવો અપાય અને તે પુરાવાની જાત (ક. ૧૨)
- **નં૦ ૪ — પ્રકરણ ૩ — રીવાજ.**
  - રીવાજનું લાગુપણું
    - સામાન્ય. (ક. ૧૩)
    - વિશેષ. (ક. ૧૪)
      - બધા હિંદુઓમાં હિંદુલાથી જુદો કુળાચાર હોઈ શકે. (ક. ૧૮)
      - હિંદુ ધર્મ તથા જાત છોડયાં હોય તેઓ
        - મુસલમાન થયેલાઓને હિંદુ રીતભાતનું લાગુ થવું (ક. ૧૬)
        - ખ્રિસ્તી થયેલાઓને નહીં લાગુ થવું. (ક. ૧૭)
  - રીવાજની સાબીતી
    - રીવાજના સંગ્રહ પુસ્તકો. (ક. ૧૪)
    - રીવાજનો મુખ્ય જુબાની પુરાવો.
      - કેવા રીવાજનો પુરાવો લેવાય.
      - તે પુરાવો કેવો હોવો જોઈએ (ક. ૨૦)

# નં૦ ૭

## પ્રકરણ ૬—સગીર અને વાલી.



નં. ૮

## પ્રકરણ ૭—કુટુંબની મીલકત.

ક. ૧૩૧



નં૦ ૯

પ્રકરણ ૯—સ્ત્રીધન.



## નં૦ ૧૧

### પ્રકરણ ૧૦–ભરણપોષણ.

ક. ૨૦૧

- અંક ૧ ભરણ પોષણના હકદાર ક. ૨૦૨
  - સ્વતંત્ર ક.૨૦૩
    - અખંડ હકદાર ક. ૨૦૪
      - મા
      - બાપ
    - મુદતબંધી કે સરતી ક. ૨૦૫
      - ઓરત
        - પરણેલી ક. ૨૦૬
        - રાખણીઆત ક. ૨૦૭
      - છોકરાં
        - વારસાને લાયક નાલાયક ઓરસ ક. ૨૦૮
        - અનૌરસ ક. ૨૦૯
  - અવલંબી ક.૨૧૦
    - એકના મરણથી મીલકત લેવાના સબબથી ક. ૨૧૧
      - (૧)વારસાને નાલાયક સહહિસેદાર
      - (૨)મર... અને (૪)...
      - (૩)વારસાને નાલાયકનાં છોકરાં અને (૫)લાયકનાં છોકરાં
    - અવિભક્ત કુટુંબમાં મીલકત મુખ્ય પાસે હોવાથી ક.૨૧૨
- ભરણ પોષણના હક તથા તેના ઈલાજ વિશે
  - ભરણ પોષણનો હક
    - હકનું સ્વરૂપ
      - દાવો કરવા ક્યારે હક નથી ક. ૨૧૩
      - મીલકત ઉપર એ હકનો બોજો
        - કરજના સંબંધે ક. ૨૧૪
        - કરજના સંબંધ વગર
          - બીજાના હાથમાં મીલકત ઉપર લીઅન. ક. ૨૧૫
          - ભરણ પોષણ માટે મળેલી મીલકત ઉપર ક. ૨૧૬
    - હકનો ક્રમ
      - સ્વતંત્ર હકદારને આપવાની ક. ૨૧૭
      - અવલંબી હકદારને ક. ૨૧૮
  - ભરણ પોષણના દાવા
    - ભરણ પોષણ નાદાવા ક.૨૧૯
    - ભવિષ્યની રકમનાં હુકમનામાં અને બજાવણી ક. ૨૨૦

# નં० ૧૩

## પ્રકરણ ૧૨—વારસાની નાલાયકી.

- નાલાયકીના ભેદ અને નાલાયક સખ્સોનું લીષ્ટ ક. ૨૮૬
  - શરીર કે મનની નાલાયકી
    - જ્ઞાનેન્દ્રીની ખામી
      - શરીરની ખામી જન્મની જોઈએ. ક. ૨૮૭
      - મનની ખામી જન્મની હોવા જરૂર નથી ક. ૨૮૮
    - અસાધ્ય રોગ ક. ૨૮૯
  - નિતિની ખામીયો
    - બાપની દુશ્મની કે બીજો દુર્ગુણ ક. ૨૯૦
    - ન્યાત બાહાર થવું ક. ૨૯૧
    - સંસાર વિરક્ત થવું
      - વિધવાએ પુનર્લગ્ન કરવું ક. ૨૯૨
      - ગૃહસ્થાએ યતિ કે સંન્યાસી થવું ક. ૨૯૩
- નાલાયકીની અસર
  - તેમના લાયક ઔરસપુત્રોને
    - નકી નથી ક. ૨૯૪
    - વારસો ઉતર્યા પછી જન્મે ત્યારે વારસો મળેછે ક. ૨૯૪ અ
  - નાલાયકીનું કારણ દુર થાય તો વારસો મળેછે ક. ૨૯૫

## નં૦ ૧૪

વ્યવસ્થા પ્રકાર—ચોક્સ વ્યવસ્થા.

### પ્રકરણ ૧૩—બીનામી.



## નં० ૧૫

વ્યવસ્થા પ્રકાર.

### પ્રકરણ ૧૪—ચોકસ વ્યવસ્થા.



## નં૦ ૧૬

### પ્રકરણ ૧૫-વેંહેંચણ.

**ક. ૩૪૧**

- હિસ્સા માટે હકદાર અને નહીં હકદાર
  - હિસ્સા માટે હકદાર
    - હિસ્સા માટે દાવો કરવા હકદાર
      - સહહિસ્સેદારો
        - સહહિસેદારની વ્યખ્યા ક. ૩૪૨
        - તેમના હક ક.૩૪૩
      - સહહિસેદાર જેવા
        - સહહિસેદારનો હક ખરીદ કરનાર ક. ૩૪૪
        - એકત્ર વારસો લેનારી ઓરતોં ક.૩૪૫
    - હિસ્સા માટે દાવો કરવા નાલાયક
      - ઓરતો ક.૩૪૬
      - સગીરઅને બીજા ક. ૩૪૭
  - હિસ્સા માટે નહીં હકદાર ક. ૩૪૮
- મીલકત
  - વેહેંચવાની પાત્રતા
    - વેહેંચવાને પાત્ર ક. ૩૪૮
      - વેહેંચવાને લાયક ક. ૩[illegible]
        - [illegible] રીતે ક.૩૫[illegible]
      - નહીં લાયક (અવિભાજ્ય)
        - ન્યાયસર ક. ૩૫૧.
    - વેહેંચવાને નહીં પાત્ર ક. ૩૫૨
  - મીલકત ઉપરના બોજા ક. ૩૫૩
- વેહેંચણનું કાર્ય કરવાની રીત
  - પક્ષકારના સંબંધે
    - પોતાનાજ હિસાની વેહેંચણ કરાવવા દરેકનો હક ક. ૩૫૪
    - વેહેંચણમાં સાથે રાખવા.
      - બધાને સાથે રાખવા જોઇએ ક. ૩૫૫
      - સગીર કે ગેરહાજર
        - સગીરને પાસે રાખવા જરૂર નથી ક. ૩૫૬
        - ગેરહાજર સામલ ન હોય તો ફીકરનહીં ક. ૩૫૭
  - મીલકતના સંબંધે
    - કોર્ટ બાહાર થોડા ભાગની વેહેંચણ થાય ક. ૩૫૮
    - કોર્ટમાં વેહેંચણ વખત બધી મીલકત દાવામાં લાવવી જોઇએ ક.૩૫૯
- વેહેંચણનું કાર્ય અને તેનો પુરાવો
  - ખુલ્લી
    - કોર્ટ બહાર હિસા પાડીને કે કરારથી ક.૩૬૦
    - કોર્ટના હુકમનામાથી ક. ૩૬૧
  - ગર્ભીત
    - મુદ્દતના નિયમથી ક. ૩૬૨
    - અનુમાનીક ક. ૩૬૩ ૩૬૩ અ,બ,ક
- વેહેંચણનું પરિણામ
  - ક્યારે ફરી ખુલે નહીં ક. ૩૬૪
  - ક્યારે ખુલે
    - કપટ ભુલથી ક.૩૬૫
    - સંસૃષ્ટી થયા પછી થાય ક. ૩૬૫ અ